# પ્રેમની ખૂમારી.

ભા. ૨ જો.

( સચિત્ર ઐતિહાસિક નવલકથા. )

પ્રયોજક
રમણલાલ નાનાલાલ શાહ,
મુંબઇ.

પ્રકાશક
પુંજાલાલ ભગવાન પારેખ,
વઢવાણ સીટી.

સોલ એજન્ટ,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,
ત્રણ દરવાજા—અમદાવાદ.

ઇ. સ. ૧૯૨૧. આવૃત્તિ ૧ લી. સં. ૧૯૭૭.

મૂલ્ય રૂા. ૩-૮-૦.

શ્રી આદર્શ પ્રિન્ટિંગ પ્રેસમાં પંડિત વાડીલાલ ડાહ્યાભાઇએ છાપ્યું.
ઠે. પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

છપાય છે. નવીન. છપાય છે.

વ્યાસ ચંદુલાલ જેઠાલાલકૃત.

# રસિક અને મનોવેધક નવલકથાઓ.

**દાનવ નહિ પણ દેવ!**—સુંદર છપાઇ, ઉંચા કાગળ. સંખ્યાબંધ ફોટોગ્રાફિક ચિત્રો, પાકું સોનેરી પુંઠું. પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય રૂ. ૩—૦—૦

**ભયંકર ભેદ**—ભાગ. ૧—૨ બન્ને ભાગ એકત્ર. સંખ્યાબંધ ફોટોગ્રાફિક ચિત્રો. ઉંચા કાગળ. મનોહર છપાઇ. પાકું સોનેરી પુંઠું પૃષ્ઠ ૪૭૫ મૂલ્ય રૂ. ૩—૮—૦

**વિચિત્ર જગત્**—ચિત્ર વિચિત્ર લીલાઓથી ભરપૂર ભેદી નવલકથા. સંખ્યાબંધ આકર્ષક ચિત્રો. ગ્લેઝડ કાગળ ઉત્તમ છપાઈ પાકું સોનેરી પુંઠું પૃષ્ઠ ૪૭૫ મૂલ્ય રૂ. ૩—૮—૦

વી. પી. પોસ્ટેજ જુદું.

આ પુસ્તકોની નકલ ગણતરીબંધ છપાવી છે. માટે અગાઉથી ગ્રાહક તરીકે નામ નોંધાવો પાછળથી ખલાસ થતાં પસ્તાવું પડશે. વધુ વિગત માટે પુસ્તકની છેવટે આપેલી જાહેરખબરો જૂઓ.

**પુંજાલાલ ભગવાન પારેખ.**

સારાં અને સસ્તાં પુસ્તકો વેચનાર.

વઢવાણ સીટી.

# પ્રકાશકનું નિવેદન.

આ નવલકથાનો દ્વિતીય ભાગ મારા પ્રિય વાચકના કરકમળમાં સાદર કરતાં મને આનંદ થાય છે. આજ સુધીના મારા પ્રયત્નની સુજ્ઞ અને વિવેકી વાચકોએ યોગ્ય કદર કરેલી છે. અત્યારે પોસ્ટેજ અને મ. ઓ. ના ચાર્જ વધેલા છે, હજી છાપખાનાં તથા કાગળોના દરમાં ઘટાડો થયો નથી, છતાં પણ મારા ગ્રાહકોને જેમ બને તેમ સસ્તી કીમતે સુંદર નવલકથાનાં પુસ્તકો આપવાનો મારો પ્રયાસ છે; અને હાલમા પ્રકટ થતાં અન્ય નવલકથાનાં પુસ્તકોની સાથે સરખામણી કરતાં સેવક તરફથી પ્રકટ થતાં પુસ્તકો પ્રમાણમાં કેટલાં સસ્તાં છે તે વાચક સહેલાઇથી સમજી શકશે.

કેટલાક પ્રકાશકો તરફથી પ્રકટ થતી નવલકથાઓ વાંચનારાઓને અનુભવ થયો હશે કે તે નવલકથાઓ નામે માત્ર જુદી હોવા છતાં તેની અંદરનો પ્લોટ લગભગ એક બીજીને મળતો જ હોય છે. અર્થાત્ એવી નવલકથાઓ સંખ્યામાં વધારો કરવા સિવાય જનસમાજ ઉપર કશો પણ ઉપકાર કરી શકતી નથી; જ્યારે અમારા તરફથી પ્રકટ થતી નવલકથાઓ ખાસ પસંદગી કરીને ચુંટાતી હોવાથી તે અમારા રસિક વાચકોને પ્રિય અને આદરને પાત્ર થઇ પડી છે, એમ અમે લેશ પણ અભિમાન સિવાય કહી શકીએ છીએ.

અત્યારે અમારે કાંઈ વિશેષ કહેવાનું નથી. માત્ર પરમાત્મા પાસે અમારી એટલી પ્રાર્થના છે કે ગુજરાતી ભાષાને નવલકથાના સાહિત્યથી અભિવૃદ્ધ બનાવવાની અમારી ઇચ્છાને ફળિભૂત કરો અને ગુજરાતી ભાષાભિજ્ઞ સમાજમાં પણ સાહિત્ય પ્રત્યેની અભિરૂચી વૃદ્ધિને પામો. इति शिवम् ।

વઢવાણ શહેર, } પુંજાલાલ ભગવાન પારેખ.
તા. ૨૪–૮–૧૯૨૧, બુધવાર.

# જરાક આ તરફ !

" પ્રેમની ખુમારી " ના પહેલા ભાગને ગુજરાતી પ્રજાએ હર્ષભેર આવકાર આપ્યો છે એ જાણી મારા જેવા ક્ષુલ્લક અને નવા લખનારને બહુ આનંદ થાય એ દેખીતું છે. ઈશ્વરકૃપાથી આ બીજો ભાગ પણ તેવો જ લોકાદરને પાત્ર નિવડે એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે.

આ વાર્તા મૂળ બંગાળીમાં બાબુ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની લખેલી હતી. તે એક રોમાન્સ—અદ્ભુત ઘટનાવાળી નવલકથા—ગણાયલી છે. બાબુ ચટ્ટોપાધ્યાયે લખેલી ' કપાલકુંડલા ' ની વાતનો ભાગ " પ્રેમની ખુમારી ' ના પહેલા ભાગમાં આવી જાય છે. એ વાર્તા એટલી તો સુંદર ગણાઇ કે તે પછી તેના અનુસંધાનરૂપે બાબુ દામોદર મુખોપાધ્યાય નામના એક શિષ્ટ બંગીય લેખક મહાશયે 'મૃણ્મયી' એ નામની એક બીજી વાર્તા લખી. એ એવી જ રસભરી નિવડી. એ બન્ને વાર્તાનો તરજુમો હિંદીમાં થોડાક ફેરફાર સાથે થયેલો છે.

વડોદરામાં સેન્ટ્રલ લાયબ્રેરી નામની સંસ્થામાં અનેક જાતનાં ઉપયોગી પુસ્તકોનો ભંડાર ભરેલો છે. આજથી બે વર્ષ ઉપર એક વખતે હું ત્યાંનાં હિંદી પુસ્તકો તપાસતો હતો ત્યાં અચાનક એ ચોપડી

મારા હાથમાં આવી ગઇ. મેં તે વાંચી અને તરત જ મંગાવી લઇ તે ઉપરથી વાર્તા લખવી શરૂ કરી.

વાર્તા અમુક ચોપડી ઉપરથી લખવી એટલે તેનો તરજુમો કે અનુવાદ જ કરવો એમ હું નથી માનતો મેં વાર્તાનો પ્લૉટ એમનો એમ રાખીને તદ્દન નવેસરથી વાર્તા લખેલી છે. ફક્ત એ હિંદી પુસ્તકોનો મેં આધાર લીધેલો છે, અને મૂળ લેખક મહાશય તથા હિંદી લખનારાઓનો હું અત્યંત આભારી થયો છું. વાર્તા જેમ બને તેમ સરલ ભાષામાં અને સડસડાટ આગળ વધે એમ લખેલી છે. એમાં કોઇ પણ ઠેકાણે ટાહ્યલું કરી વાચકનો વખત ગુમાવવા તથા તેમને કંટાળો આપવા જેવું ન થાય એની પુરેપુરી કાળજી રાખી છે.

આ વાત તદ્દન સ્વતંત્ર રીતે લખી છે. હું ગુજરાતી છું, ગુજરાતમાં ઉછરેલો છું અને ગુજરાતી રીતરિવાજો મેં જોયા છે. વાર્તામાં તેથી ગુજરાતી રીતરિવાજોની છાંટ કોઇક ઠેકાણે આવી જાય એ સ્વાભાવિક છે. પણ એથી મૂળ લેખકના ઉદ્દેશનું કોઈ પણ જગ્યાએ ખંડન નથી થયું એમ હું હિમ્મતથી કહી શકું છું. ખાલી ટાહ્યલાં અને એકને એક જાતના પ્લૉટથી આ વાર્તા નિરાળી છે. તેના પ્લૉટમાં કાંઇક વિલક્ષણતા તો ઠેઠ સુધી છે જ. વાચકો તે વાર્તા ઉપરથી જ જોઇ શકશે.

અંદર દર્શાવેલા વિચારો માટે કેટલેક અંશે જવાબદાર હું છું. એ વિચારો કોઇને રૂચે અને ઇઝીચેર ઉપર આળોટનારા, પેટ ઉપર હાથ ફેરવનારા, અને હિંદની હાલની પરિસ્થિતિ તરફ શંકાની નજરથી જોનારા કોઇક ધનપતિ ( કેપિટાલિસ્ટ ) અવલોકનકારને તે ન

અમે તેમાં વાંક મારો ન હોઇ શકે. ઘુવડને તેજનિરીક્ષણ કરતાં ન આવડે એ વાંક ઘુવડ વગર બીજા કોનો ? મને સંતોષ ઉપજે છે કે જે ગુજરાતી પ્રજાને ચરણે મેં આ પ્રસાદી ધરી છે તેમણે તેને ઉમંગ ભર્યો આવકાર આપીને મને કૃતાર્થ કર્યો છે. હું એમનો સદાને માટે રૂણી છું.

આ જ ચોપડીના પ્રગટકર્તા શ્રી રા. રા. પુંજાલાલભાઇના પ્રબંધથી "વિલાયતી વનિતાવિક્રય" નામની ચોપડી સાથે વાચક સમક્ષ ફરીથી હું દેખાવ દઉં ત્યાં સુધી હાલને માટે તો

વંદે માતરમ્ !

'બાલજીવન' કાર્યાલય—
જૅકબ બીલ્ડીંગ-
સાંકળી સ્ટ્રીટ—
ભાયખલા, મુંબઇ.
દેવશયની એકાદશી,
સંવત ૧૯૭૭

સેવક,
રમણલાલ નાનાલાલ શાહ.

# અનુક્રમણિકા.

પચંમ ખંડ–મૃત્યુ અને પુનર્મિલન.

# પ્રકરણ ૧ લું

## નદીના તીર પર

विना सीता देव्या किमिवहि न दुःखम् रघुपतेः ।
प्रियानाशे कृत्स्नं किल जगदरण्यंहि भवति ॥

—उत्तररामचरित ।

બંગાળી અગીઆરમી શતાબ્દીના પ્રારંભ કાળમાં જે સમયે સુવિખ્યાત નીતિકુશળ સામ્રાટ અકબરનો કુલદીપક સલીમ શહેનશાહ જહાંગીરનું નામ ધારણ કરીને હિંદુસ્તાન ઉપર રાજ્ય કરી રહ્યો હતો તે સમયે, ફાગણ માસની એક સંધ્યાના શેષકાળના સમયે સમગ્રામની નજીકમાં વહેતી નદીના તીર ઉપર એક યુવકને ગાલ ઉપર હાથ ટેકવીને ચિન્તામગ્ન સ્થિતિમાં આપણે બેઠેલો જોઇએ છીએ. આખો દિવસ પોતાનાં અંગારા વર્ષાવનારાં કિરણોથી ભૂમિને તપાવીને ભગવાન સૂર્યનારાયણ પશ્ચિમના પ્રદેશમાં અત્યારે જઇ રહ્યા હતા. સાયંકાળનો સમય થઇ ગયો હતો. જે જગ્યાએ ઉપર જણાવેલો યુવક ચિંતામગ્ન સ્થિતિમાં બેઠો હતો તે જગ્યા જંગલમાં હતી, અને આજુબાજુએ પુષ્કળ વૃક્ષો આવેલાં હતાં. આજુબાજુએ માણસનો અવરજવર ઘણો જ ઓછો હતો.

આ ઠેકાણે બેઠેલો આ યુવક શો વિચાર કરતો હશે ? સાયં-કાળનો સમય થવાથી પોતાના માળામાં પાછાં ફરતાં પક્ષીગણોના મધુરા કલરવ તરફ તેની દૃષ્ટિ ખેંચાયલી છે ? ના; તેમ નથી. થોડેક જ દૂર શૈલસુતા ગંગાદેવી ઉન્મત્ત બનીને વહી રહી છે. શું તેના પરના પવિત્ર જળમાં ઉછળતી લહરીઓ તરફ તેની દૃષ્ટિ દોરવાયલી છે ? ના; તેમ પણ નથી. તે એકી ટશે જોઇ રહ્યો હતો ખરો, પણ તે અમુક પદાર્થ તરફ કાંઇ પણ જોતો નહોતો. કેવળ લાંબે અંતરે તે આંખોની નજર ફેંકી રહ્યો હતો એટલું જ. આ ઉપરથી અનુમાન થઇ શકતું હતું કે તે યુવકના મનમાં અત્યારે પ્રબળ વેગથી વિચારો ચાલી રહ્યા હતા.

એટલામાં અચાનક વનના એક માર્ગમાંથી એક મોહિની રમણી મૂર્તિ ધીમે ધીમે તે યુવકની સમીપ આવી. આવા નિર્જન સ્થાનમાં આવી અદ્વિતીય સ્વરૂપવતી સુંદરી તે સાક્ષાત વનદેવી સિવાય અન્ય કોઇ હોય એમ ધારવું મુશ્કેલ છે. સુંદરી ધીમે પગલે આવીને તે યુવકની નજીકમાં બેસી ગઇ. યુવકની દૃષ્ટિ તે યુવતી ઉપર પડી. ભલા વાંચનાર ! તમે શું ધારો છો ? શું આ ભુવનમોહિની ભામિનીના રૂપરાશી ઉપર તે યુવક મુગ્ધ બની ગયો ? અથવા કુદ-રતની ઉત્પન્ન કરેલી આ આરસની પૂતળીને તે કળાની દૃષ્ટિએ નિહાળવા લાગ્યો ? ના ! ના ! તેમાંનું કાંઇ જ નથી. તે યુવકની દૃષ્ટિમાં વિરક્તિ અને તીરસ્કાર હતો. સુંદરી યુવતિ ચુપચાપ ઉભી રહી. ઘણી વાર થઇ જવા પછી તે યુવક તીરસ્કારયુક્ત સ્વરે બોલ્યો,—" શ્રીમતિ અત્યારે અહિં ક્યાંથી ફુટી નીકળ્યાં ? હવે તો કૃપા કરી મારો પીછો છોડો ? "

યુવતી બોલી,—" નવકુમાર ! દુર્ભાગિની પત્નીને પતિસુખથી વંચિત હજુ કેટલો સમય રાખશો ? "

નવકુમાર,—" પદ્માવતી ! હવે એ વાત ઇશ્વરને ખાતર જવા

છે. વારંવાર આની આ વાત કરીને મને કંટાળો ન આપ. શું હું તને કોઇ પણ પ્રકારનું કષ્ટ દઉં છું ? નહિ તો પછી તું શા માટે મને હમેશાં આવી રીતે કંટાળો આપે છે ? "

નવકુમારના પગ આગળ ફસડાઇ પડીને પદ્માવતી રડતી રડતી બોલી,—" નાથ ! હું તમારી પત્ની છું. તમે મારો ત્યાગ કર્યો છે. શું મારાં સર્વ કષ્ટોનું એ કારણ નથી ? આથી વધારે કષ્ટ તે ક્યું હોઇ શકે ? "

નવકુમાર,—મારે હવે એની એ વાત ફરીથી નથી સાંભળવી. તેં શા માટે અહીં પણ મારો પીછો પકડ્યો ? "

પદ્માવતી,—" તમે દરરોજ અહીં આવો છો. અહીં એકાંત છે, અને આ સ્થાન વાતચીત કરવા લાયક છે. એ સર્વ વાતનો વિચાર કરીને જ હું અહીં આવી છું. સ્વામીનાથ ! મને હવે વધુ ન તલસાવો. મારી સેવાનો સ્વિકાર કરો. આ દાસીના અપરાધની ક્ષમા આપો. હું તમારા પગે પડું છું. તમારાથી મને ન સ્વિકારાય તો મને મારી નાખો. હાય ! મુઈ ! હું મુઈ ! ઓ ભગવાન ! મને મોત આપ ! " એમ બોલી પદ્માવતી નવકુમારના પગ આગળ ધૂળમાં આળોટતી આળોટતી ચોધાર આંસુઓ વર્ષાવતી રૂદન કરવા લાગી.

નવકુમારથી આ દૃશ્ય જોઈ શકાયું નહિ. તે બોલ્યો,—" તું મારી પત્ની છે એ વાતનો હું સ્વિકાર કરૂં છું. પણ હવે હું તારો સ્વિકાર કરી શકતો નથી. કારણ કે હું જાણું છું કે હવે તું હિંદુ નથી પણ મુસલમાન છે. તું ધર્મહીન છે, જાતિહીન છે ! "

પદ્માવતી રડતી રડતી બોલી,—" પ્રાણનાથ ! અને મને જાતિ-ભ્રષ્ટ થવાની ફરજ પાડનાર કોણ ? તમારો હિંદુ સમાજ કે બીજું કોઈ ? મૃત્યુના મુખમાંથી બચવાને ખાતર જ્યારે મારા પિતાએ અલ્પ કાળને માટે મુસલમાન ધર્મ અંગીકાર કર્યો ત્યારે તેમના

છુટકારા બાદ શું અમને પ્રાશ્ચિત કરાવી પાવન ન કરાત ? અફસોસ ! સ્વામીનાથ ! અફસોસ ! દુનિયામાં ફક્ત હિંદુઓનો જ એવો ધર્મ છે કે જેમાં અન્ય કોઈ તો દાખલ થઈ શકતું નથી પણ પોતાના ધર્મના માણસોનો ભુલથી એક વાર જો અધઃપાત થયો તો તેનો પુનરોદ્ધાર થવો મુશ્કેલ છે. જ્યારે અન્ય ધર્મોના માણસો વિધર્મીઓને પોતાના પંથમાં લાવી પોતાના ધર્મના અનુયાયીઓની સંખ્યામાં વૃદ્ધિ કરવામાં ગૌરવ માને છે, ત્યારે હિંદુધર્મ પોતાના ભ્રષ્ટ થયેલા ધર્મબંધુઓને વધારે ભ્રષ્ટ બનવા દે છે. પ્રાણનાથ ! હું કાળબળના પ્રભાવથી મુસલમાન બની, પણ તમારી તો પત્ની જ છું. તમારી દાસીનું સ્થાન પણ મારે મન તો પરમ સૌભાગ્યની વાત છે. પતિદેવ જ રમણીઓની ગતિ, પતિ જ મુક્તિ, પતિ જ પાલક અને પતિ જ શિક્ષક છે. નાથ ! સ્વામીની સાથે રહેવું એ જ સ્ત્રીના સર્વ સુખનું કેન્દ્રસ્થાન છે. પણ મને દુર્ભાગિનીને તે જ્ઞાન નહોતું મળી શક્યું. આપની પાસેથી એ સર્વ વાતોનું હું જ્ઞાન મેળવું એ પહેલાં જ મારા દુર્દૈવે મને તમારાથી અળગી કરી. આથી મને એ ધર્મનો પવિત્ર પંથ ન સુજ્યો, પણ મારા દુર્ભાગ્યે મને અવળી મતિ સુજાડી. એક અજ્ઞાન અને ધર્મહીન જાતીભ્રષ્ટ યુવાન અવળા જે જે અપરાધ કરી શકે તે સર્વ અપરાધ હું કરી ચુકી. જો એ સર્વ અપરાધોનું અન્ય કોઈ પણ ઉપાયે પ્રાયશ્ચિત નહિ થાય તો મારા સ્વામીના ચર્ણ આગળ હસતે મુખડે દેહવિસર્જન કરી આ પાપમય અને દુઃખી જીવનનો અંત આણીશ. પતિસેવા કર્યાથી પણ જો મારા પાપનું સ્હેજ અંશે પણ પ્રાયશ્ચિત નહિ થઈ શકે તો મારે આટલું જ કરવું બાકી રહ્યું છે. સ્વામીસંગ અને પતિસેવા એ કેવી અણમૂલી ચીજ છે તે પુષ્કળ અનુભવને અંતે હવે હું જાણી શકી છું. કોઇ પણ ઉપાયે તે સુખથી હવે હું વંચિત રહી શકીશ નહિ. અજ્ઞાનરૂપી અંધકારમાં સીધી રાહ વિસરી જઇને હું વિપથગામિની બની છું. મેં મહા ભયાનક પાપાચરણો કરેલાં છે. પણ હૃદયેશ ! હવે મારા

હૃદયમાં તિમિરનું વિદારણ થયું છે અને જ્ઞાનદીપ પ્રકટ્યો છે. પ્રભુ ! મને અન્ય ઇચ્છા નથી. કેવળ મારો અંગીકાર કરો. મને માત્ર આપની સેવા કરવાનો લાભ આપો. તેથી જ હું સંતુષ્ટ થઇશ. તમારાં પવિત્ર ચર્ણોની રજ મારા વક્ષઃસ્થળ પર લગાડી હું પાવન થઇશિ. ”

નવકુમાર આ સર્વ લંબાણ વાર્તાલાપ દુઃખિત ચિત્તથી સાંભળી રહ્યો. તે દુઃખી થઇને બોલ્યો, “ પદ્માવતી ! હું નરાધમ છું. માનવ શયતાન છું. મેં જે ભયંકર પાપ કર્યું છે તેનું અન્ય પ્રાયશ્ચિત નથી. હું એક નિરપરાધી, સંસાર વ્યવહારની કપટકળાથી અજ્ઞાન, અને સામાના દુઃખે દુઃખી બની પોતાનું સર્વસ્વ તજી દેનાર સાધ્વી પત્ની ‘ મૃણ્મયી ’ ને—મારી કપાલકુંડલાને—મારી નાખવામાં કારણ ભુત થયો છું. આ મારી ભયંકર ભુલ હું કદિ વિસરી નહિ જઈ શકું. આ ભુલને માટે અન્ય કોઈ ઉપાયે પ્રાયશ્ચિત નથી જ તે હું સારી રીતે સમજું છું. કેવળ એટલું જ ઇચ્છું છું કે મારી એ નિર્દોષ ધર્મપત્નીના આદર્શ ગુણોનું સ્મરણ કરતો કરતો જ હું આ પાપી દેહનો ત્યાગ કરી શકું. ગંગામૈયા ! મારી મૃણ્યયીને તમે તમારી ગોદમાં લઈ લીધી, અને મને પાપીને અંદર લીધેલો બહાર કાઢી દીધો ! હાય ! ગંગાજીને તો કપાલકુંડલા જેવી સાધ્વી સતિઓનું કામ છે. મારા જેવા વ્હેમના પૂતળા અને નરાધમને માટે ત્યાં આશ્રય સ્થાન નથી ! હાય ! માતાજી ! આ દીન ઉપર દયા કરો ! અધમનું ઉદ્ધારણ કરો. મને એક વેળા ફરીથી તમારી ગોદમાં લઇ લો ! પદ્માવતી ! સર્વને કષ્ટ દેવાને માટે જ મારો આ પાપી દેહ પેદા થયો છે. હું કોઈને પણ સુખ કે સંતોષ નથી દઈ શક્યો. તું જા, અને જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં જઈને રહે. મારા આવા વિચિત્ર વર્તન અને સ્વભાવ માટે મને ક્ષમા આપ. મારે માટે હવે તું વ્યર્થ કષ્ટ ન ઉઠાવીશ. ફોકટની આશા

ધારણ કરીને શું કરવા તારો વખત નકામો ગુમાવે છે ? હવે કદાચ તું યવન રમણી છે તેની હું દરકાર નહિ કરૂં. પણ સંસાર ઉપરથી મારૂં મન ઉઠી ગયું છે. દેવાંગના સમી મારી મૃણ્યમથીને મેં પાપીએ જે ભયંકર દુઃખ દીધું છે તેનો વિચાર કરતા મારૂં કાળજું કંપી ઉઠે છે. મને શુદ્ધ કે સાન નથી રહેતી. મેં હવે આવી રીતે એકલા રહીને જ મારા જીવનને ગાળવાનો સંકલ્પ કર્યો છે. મેં એકને દુઃખ આપ્યું. બીજીને મારી જીવનસહચરી બનાવી કષ્ટ આપવા નથી ઇચ્છતો. પદ્માવતી ! મારા જેવા અધમ માણસના હાથે તરછોડાયલી અને કષ્ટ પામતી પદ્માવતી ! કવચને ભેટવાથી અંગોઅંગ તીવ્ર વેદનાનો અનુભવ થાય છે. બાવળના વૃક્ષનો આશ્રય કરનારને કાંટા જ વાગે છે. હું એવો જ દુષ્ટ છું. મારા સંગથી તને કષ્ટ સિવાય બીજા કશાની પ્રાપ્તી નહિ થાય. માટે હુ તને વિનવીને કહું છું કે તું અહીંથી જા—મારી આશાનો ત્યાગ કર. ”

આ શબ્દો સાંભળીને પદ્માવતીનું મુખ ઉતરી ગયું. તે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને બોલી,–“નાથ ! એ સર્વ મહિષી આગળ મીમાંસા સમાન છે. બ્હેરાની આગળ ગાણું ગાઈને વૃથા કાળક્ષેપ કરવા જેવા એ સર્વ મામલો છે. મેં તમને પ્રથમથી જ જણાવેલું છે કે મારા પ્રાણ જાય તો ભલે. મને તેની પરવા નથી. તમારા સંસર્ગથી તમારા કહેવા પ્રમાણે કદાચ મને કષ્ટ વેઠવું પડે તો તે કષ્ટ મને સ્વર્ગના સુખ સમાન આનંદદાયી છે. પ્રાણનાથ ! તમે ક્યાં નથી જાણતા કે દીપક ઉપર પતંગીઉં પોતાના જીવનની કુરબાની કરે છે, પણપાછું નથી હઠતું ? માટે દૃઢ નિશ્ચય કરીને જ હું આવેલી છું. હું તમારી જ છું. તમે મારા ન થાઓ તો પણ હું તમને છોડીશ નહિ ! ”

નવકુમારે આ વાક્યોનો જવાબ ન દીધો. થોડીક વાર વિચાર કર્યા પછી તે બોલ્યો, “ પદ્માવતી ! અંધારૂં થઈ ગયું છે. ઘેર જા. આ વિષય ઉપર વળી કોઈ સમયે વાતચીત થઈ રહેશે. ”

એમ કહીને નવકુમાર એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને ઉઠયો. પદ્માવતી બોલી,–" પ્રાણેશ્વર! દાસીની એક વિનંતિનો સ્વિકાર કરો. કાલે ફક્ત એક જ વાર મારા ઘરમાં પધારી મારૂં મકાન તમારાં પવિત્ર ચર્ણોથી પાવન કરો.

અંધારૂં થઇ ગયું હતું. બન્ને જણાં ગામ તરફ ચાલ્યાં. નવકુમારે જવાબ આપ્યો,–"હું પ્રતિજ્ઞા તો તે માટે ન કરી શકું. પણ આવીશ ખરો." પદ્માવતી બોલી, " નાથ ! આવજો ! પધારજો; મને ભુલશો મા." બન્ને જણાં દુઃખિત ચિત્તે પોતપોતાને માર્ગે ચાલ્યાં ગયાં.

## પ્રકરણ ૨ જું

### શ્યામા સુંદરીની ભોજાઇ

" Lucky joys,
And golden times, and happy news of price."
—Shakespeare.

કપાલકુંડલા ગંગા નદીમાં તુટી પડી અને નવકુમાર તેણીને બહાર કાઢી લાવવાને, અથવા તો તેની પાછળ ગંગા-મૈયાના જળમાં પોતાના દેહનું વિસર્જન કરવાને ખળ-ખળ વહેતા નદીના પ્રવાહમાં તુટી પડયો એ આપણે બીજા ખંડમાં જોઈ આવ્યા છીએ. ત્યાંથી આપણે તૃતીય ખંડના પહેલા પ્રકરણમાં નવકુમારને સપ્તગ્રામની નજીકના વનમાં પદ્માવતી સાથે વાતો કરતો જોઈએ છિએ. આ સમયની વચ્ચે બની ગયેલા બનાવોની સંક્ષિપ્ત સમાલોચના અમે કરી નાંખીને પછી આપણે આપણી વાર્તાના પ્રવાહમાં આગળ વધીશું. અસ્તુ.

નવકુમારને પોતાના ચારિત્ર્ય સંબંધીનો સર્વ ખુલાસો કર્યા બાદ કપાલકુંડલા અચાનક ગંગા નદીના પ્રબળ પ્રવાહમાં ભેખડ ઉપરથી તુંટી પડીને તણાવા લાગી, અને તેને બચાવવાને માટે અથવા પોતાનો પ્રાણ વિસર્જન કરવાને માટે નવકુમાર કપાલકુંડલાની પાછળ નદીમાં ભુસકો મારીને પડયો હતો. આ સ્થળે નદીનો વેગ એટલો પ્રચંડ હતો કે બન્ને જણાં ખૂબ દૂર સુધી તણાયાં. આ બાજુએ કાપાલિક ઘણી વાર થઈ ગઈ પણ નવકુમાર આવ્યો નહિ તેથી તેને શોધવાને ગંગા નદી ઉપર આવ્યો તો તેણે તુંટી પડેલી ભેખડ જોઈ અને દૂર નદીમાં અંધકારમાં તેણે એક કાળો આકાર તણાતો જોયો. હાથમાં આવેલો શિકાર આમ અચાનક છટકી જવાથી કાપાલિકના હૃદયમાં દારૂણ ઉત્પાત મચી રહ્યો અને હવે શું કરવું તેની તેને સુજ પડી નહિ. તે તાબડતોબ નદીમાં કુદી પડયો અને મહા પ્રયત્ને પેલા કાળા જણાતા આકારને પકડી પાડયો. તે આકાર કપાલકુંડલાનો નહિ પણ નવકુમારનો હતો એવી કાપાલિકની ખાત્રિ થઈ. નવકુમાર તદ્દન બેભાન બની ગયો હતો. કાપાલિકે આગળ પાછળ નદીના જળમાં નજર ફેંકીને કપાલકુંડલાનો પત્તો મેળવવા પ્રયત્ન કર્યો, પણ તે પ્રયત્ન તદ્દન નિષ્ફળ નિવડયો. આવા અગાધ અને વેગવાળા જળપ્રવાહમાં કપાકુંડલા બચી શકે એ તદ્દન અસંભવિત હતું આથી કાપાલિકે નિરાશ થઈને નવકુમારને અતિશય મહેનતે કિનારે આણ્યો. નવકુમાર પુષ્કળ પાણી પેટમાં જવાથી અને નદીના પ્રવાહમાં તરવાનો પ્રયત્ન કરવાથી અતિશય નિર્બળ બની જઈ બેભાન બની ગયો હતો અને તેની કાપાલિક તરફથી યોગ્ય સારવાર કરવામાં આવી ન હોત તો તે કદિ પણ જીવી શકત નહિ. પણ કાપાલિક જંગલની વનસ્પતીઓના ગુણભેદનો ખાસ ભોમીયો હતો. તે વેળાએ આજના જેવા વિલાયતી શીશીઓમાં ભરેલાં ડહોચાણુ નહોતાં વિલાયતથી શક્તિની પેટન્ટ દવાઓ આવે ત્યારે હિન્દનાં વિષયવાસનામાં મસ્ત બનેલાં મુડદાંઓને તેજી આવે

એવો તે સમય નહોતો. તે વેળાએ માંદું પડવું એ જવલ્લે જ બનતું હતું. અને માંદગીમાં સારવાર કરવાને માટે શુદ્ધ અને દેશી વનસ્પતીઓ સદા તૈયાર રહેતી. અત્યારની માફક સારાં સારાં ચિત્રો અને છબીઓ ચોંટાડેલી શીશીઓમાં ભરેલી મોંઘીદાટ કિમ્મતની પ્રવાહી દવાઓ પીવાની તે વેળાએ જરૂર નહોતી પડતી, અને હિંદમાતાનાં સંતાનો કરોડો રૂપિયા વિલાયતી જાદુગરોની કળામાં અંજાઇને પરદેશના પોખાલ પેટમાં નહોતા પધરાવી દેતા. કાપાલિક જંગલમાં રહેલો હોઇ અનેક પ્રકારની વનસ્પતિઓથી વાકેફગાર હતો. તેણે પુષ્કળ મહેનત કરીને અમુક વનસ્પતિઓ છુંદીને તેનાં ટીપાં નવકુમારના મુખમાં રેડયાં, તથા અન્ય ઉપચારો કર્યા. આખરે તેની મહેનત સફળ થઇ અને નવકુમારને નવજીવન પ્રાપ્ત થયું.

નવકુમાર જીવ્યો પણ પુષ્કળ તપાસ કરવા છતાંય કપાલકુંડલાની કાંઈ પણ બાતમી મળી નહિ. અંતે સર્વનો નિશ્ચય થયો કે આ નિર્દોષ વનકુસુમ સંસારના કૌવચ સમાન કાંટામાં વિનાશ પામ્યું હતું. દુઃખની ઔષધિ દિવસો એ ન્યાયે અન્યના હૃદયમાંથી આ વાત વિસારે પડી હતી. પરંતુ નવકુમારના હૃદયની કેવી સ્થિતિ થઈ છે તે આપણે આ વિભાગના પહેલા પ્રકરણમાં જોયું છે. એટલે હવે આપણે આપણી વાર્તા આગળ શરૂ કરીશું.

નવકુમારના ગૃહનું અમે આગળ વર્ણન આપેલું છે. અત્યારે આપણે તે મકાનની નજીકની છુટી જગ્યામાં આંબાના ઝાડ તળે બપોરના વખતે બે અબળાઓને બેઠેલી જોઇએ છીએ. બન્ને રૂપવતી રમણીઓ છે. એક બંગદેશનો પોશાક ધારણ કરેલો છે જ્યારે બીજીનો પહેરવેશ યવન રમણી જેવો છે. બંગ રમણી તે શ્યામાસુંદરી છે અને મુસલમાની પોશાક ધારણ કરેલી રમણી પદ્માવતીની દાસી પેસ્મન છે. બન્ને અરસપરસ વાતો કરી રહી હતી. ચાલો, ભલા વાંચનાર ! આપણે પણ તે જઇને જરા સાંભળીએ.

શ્યામા, – " પેશ્મન ! શું તું ખરૂં કહે છે ? શું પદ્માવતી સાત માસથી સમગ્રામમાં જ છે ? એ વાત તો અમને બીલકુલ ખબર જ નથી." પેશ્મન બોલી,—" બાઇ સાહેબ ! હું તો એ જ ખબર આપવા આવી છું. આજ સાત મહિનાથી મારાં બાઇસાહેબ અહીં આ જ છે. એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને શ્યામા બોલી,–" અમને તો કોઇએ તે વાત જણાવી નહિ. અહા ! મેં કેટલા બધા દિવસોથી તેણીને નથી જોઇ ? પેશ્મન ! શું તે હજુ પણ પહેલાં જેવી જ છે ?—પણ હું ભલા કેવી રીતે જાણી શકીશ ? હાં; પણ શું તેને મળવાનો કોઈ પણ ઉપાય નથી ? "

પેશ્મનને લાગ્યું કે પાસા પોબાર પડતા જાય છે. તે ખુશ થઈને બોલી, "બાઈ ! તે પૂછવાને તો હું અહીં આવી છું. એક વ ર હવે ઘણે દિવસે આપને મળવાની મારાં બાઈ સાહેબની ખાસ ઈચ્છા છે. જો આપ આજ્ઞા કરો તો તે અહી આવે. તેઓ હમેશાં તમારા વિષે વાતો કરતાં હતાં, અને તમે કેવાં ભલાં છો તે જણાવતાં હતાં, તેમ જ પોતાના પલટાયલા જીવન વિષે સર્વદા અફસોસ કરતાં હતાં. " પદ્માવતી સમગ્રામમાં જ છે અને અહીં આવવા માગે છે એ વાતથી શ્યામાસુંદરીના હૃદયમાં આનંદ ઉભરાઈ ગયો. શ્યામા બિચારી તદ્દન ભોળી હતી. છતે પતિએ પોતે વિધવા જેવી અવસ્થા ગાળતી હતી છતાં પણ પોતાનો ભાઇ સંસારી જીવન ગાળી સુખી થાય એવું તે હમેશાં ઈચ્છતી હતી. સ્ત્રીના હૃદયમાં ઇર્ષાનો આવેશ હદ ઉપરાંત હોય છે. તેમાં ય શ્યામા સુંદરી તો યુવાન હતી અને પોતે દુઃખી જીવન ગાળતી હતી. પણ તે પોતાના ભાઇને ફરીથી સંસાર માંડી સુખી થયેલો જોવા ઇચ્છતી હતી. અફસોસ ! હાલના જમાનામાં કેટલી બ્હેનો પોતાના ભાઇને માટે આવી ભલી લાગણીએ ધરાવતી હશે ? શ્યામાએ એમ પણ વિચાર ન કર્યો કે પદ્માવતી હવે મુસલમીન બની ગઇ હતી. અને હવે જો તે ઘરમા દાખલ થાય તો ભાઈ અને તેનું આખું કુટુંબ સમાજમાં હાસ્ય અને તીરસ્કારને

પાત્ર થશે એટલું જ નહિ પણ જ્ઞાતિબહિષ્કારની સજા પણ ભોગવવી પડશે. એ સર્વ વાતોનો તેણીએ વિચાર જ કર્યો નહિ. તે આનંદના આવેશમાં આવી જઈને બોલી,–" તેને આવવાને માટે વળી આજ્ઞાની શી જરૂર છે ? પેશ્મન ! હું જાતે તેને મળવા આવત. પણ અમુક સંજોગોને લીધે તેમ બનવું અસંભવ છે. પણ તું તેણીને મારા વતી ખાસ કહેજે કે જ્યારે પણ તેને અનુકુળતા આવે ત્યારે તરત જ અહીં આવે. "

" જેવી બાઈ સાહેબની આજ્ઞા," એમ કહીને પેશ્મન ત્યાંથી રાજી થતી ચાલી ગઈ.

શ્યામા સુંદરીએ ઘરમાં પ્રવેશ કર્યો. તે ત્યાં થોડીક વાર ચિન્તામગ્ન સ્થિતિમાં ઉભી રહી. તેની મુખાકૃતિ ગંભીર બની ગઇ. તેણીની આંખમાંથી અશ્રુ પડવાં શરૂ થયાં. ભલા વાંચનાર ! જણાવશો કે તે શા માટે રડતી હતી ? કયો દુઃખદાયક વિચાર તેણીને સતાવતો હતો ?

શ્યામાસુંદરી પોતાની ભોજાઈ મૃણ્મયી–કપાલકુંડલા–અતિશય ચહાતી હતી. પોતાની માની જણી બ્હેનને પણ તે તેટલા પ્રેમથી ચહાત કે કેમ તે શંકાશીલ વિષય હતો. તે તેણીને પોતાના પ્રાણથી પણ વિશેષ ચહાતી હતી. અત્યારે તેણીને મૃણ્મયીના અકાળ મૃત્યુનું સ્મરણ થયું હતું, અને એ કારણને લીધે તે રડતી હતી. તે ભલી ભોજાઇએ માત્ર પોતાના જ ખાતર પોતાના પ્રાણનું બલિદાન આપ્યું હતું એ સર્વ ઘટના તો તે જાણતી પણ નહોતી. નહિ તો તે વળી વધારે જ દુઃખી થાત. તે વાત તો અંધારામાં જ રહી હતી.

પણ હવે મૃણ્મયી તો ગઇ હતી. પોતાના ભાઇના શોકમય જીવનમાં પદ્માના આગમનથી કાંઇક ફેરફાર થાય એ શુભ હેતુથી શ્યામા પદ્માવતી જલદી પોતાને ત્યાં આવે એમ ઇચ્છવા લાગી. સાંજે જ્યારે નવકુમાર ઘેર આવ્યો ત્યારે તે બોલી,–" ભાઇ ! હું તને ખુશ ખબર આપું તો તું મને શું આપે ? "

નવકુમાર—" તું કેવી ખુશ ખબર આપે છે ? "

શ્યામા,—"ભાઇ ! આપણી પદ્માવતી સમગ્રામમાં આવી છે!"

નવકુમારે જરાક પણ આશ્ચર્ય દર્શાવ્યા વિના કહ્યું,–" તેમાં તેં શી નવી વાત કહી ? તે તો હું જાણું છું. "

શ્યામા,–"તમે જાણતા હશો પણ હું તો નહોતી જાણતી. મને તો આજ ખબર પડી. "

નવકુમાર,—" કેવી રીતે ? તને કાણે કહ્યું ? "

શ્યામા,—" તેની દાસી આજ અહીં આવી હતી. "

નવકુમાર,—" શું કરવા ? "

શ્યામા,—" તે આપણુને મળવા માગે છે. તે ક્યારે મળવા આવે તે પૂછવા તેણે પોતાની દાસીને મોકલી હતી. "

નવકુમારે જવાબ ન દીધો. તે બહાર ચાલ્યો ગયો. નવકુમાર કાંઇ બોલ્યો નહિ તેનો અર્થ શ્યામાએ એવો કર્યો કે નવકુમારને પદ્માવતી આવે એ ગમે છે. આથી પદ્માવતી ક્યારે આવશે તેની રાહ તે જોવા લાગી.

## પ્રકરણ ૩ જું

### નણંદ—ભોજાઇ

" रोग-शोक-परिताप-बन्धन-व्यसनानि च ।
आत्मापराधवृक्षस्य फलान्येतानि देहिनाम् ॥ "
—हितोपदेश ।

સંધ્યા સમયે શ્યામા ગચ્છીમાં બેસીને વસંત ઋતુના શીતલ સમીરનો સુખકર સ્પર્શ અનુભવી રહી છે. એ અરસામાં બે સ્ત્રીઓએ ઘરમાં પ્રવેશ કર્યો. શ્યામા ગચ્છીમાંથી વ્હેલી વ્હેલી નીચે આવી. આવનાર પદ્માવતી અને તેની દાસી પેશ્મન હતી. પદ્માવતીને જોઇને શ્યામા એટલી બધી રાજી થઇ ગઇ કે તે તેણીને જોઇને ભેટી પડી. પદ્માએ અત્યારે સુંદર બંગાળી પોષાક ધારણ કરેલો હતો.

બન્ને જણા અંદર દિવાનખાનામાં જઇને બેઠાં. પદ્માવતીની આંખમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહી જતો હતો. આ આંસુ આનંદનાં નહોતાં પણ દારૂણ વિશાદ અને પશ્ચાતાપનાં હતાં. પદ્માવતીએ ઘણા દિવસો પછી પોતાના સ્વામીનું મકાન જોયું. જો તેણીના નશિબે યારી આપી હોત તો તે આજ આ ગૃહમંદિરની અધિષ્ટાત્રી હોત. તેના ગૌરવની સીમા ન રહેત. તેને બોલાવવાને માટે સ્વામી નણંદ કે કોઇ પણ હરકત ન કરત. તેના તરફ ઉંચી આંગળી કરવાની પણ કોઇનામાં તાકાત ન હોત. જે ઘર એક વેળા પોતાનું જ હતું તે ઘરમાં આજે પ્રવેશતાં પહેલાં પરવાનગી માગવી પડી હતી એ વિચારથી પદ્માના હૃદયમાં વિશાદની જ્વાળાઓ ભભુકી

ઉડી હતી. સ્વામીની સેવા અને સદાચારને પંથે રહેવાથી પોતાને જે જે સુખ મળત તે સર્વ તેને સાંભરી આવ્યાં. તે સુખને બદલે તેણીએ આગ્રા અને દીલ્હીમાં જે ભોગવિલાસો ભોગવેલા હતા તે પણ તેણીને યાદ આવ્યા. તેનું આ સુખ તદ્દન પૈશાચિક હતું, જ્યારે ખરા સુખનો તો તેણીને આભાસ પણ થયો નહોતો. આ બન્ને પ્રકારનાં સુખની સમાલોચના અત્યારે પદ્માવતી કરવા લાગી. આહ ! ખરેખર તે પશ્ચાતાપ રૂપી અગ્નિથી ભડભડ બળતી હતી એમ કહીએ તો પણ ચાલે. પોતાના હૃદયના પ્રબળ આવેગને કાંઇક અંશે ઓછો કરવાને માટે શ્યામાના અંગ ઉપર માથું નાખીને તે પુષ્કળ રોઇ. શ્યામાએ પણ રડવાથી હૃદયનો ભાર કાંઇક હલકો થશે એમ ધારીને તેણીને રડવા દીધી.

થોડીકવાર પછી શ્યામા બોલી,—" બ્હેન પદ્માવતી ! આટલા લાંબા સમયથી તમે અહીં છો છતાં મને ખબરે કેમ ન આપી ? "

પદ્માવતી બોલી,—" બ્હેન ! હું શું મ્હોં લઇને આવું ? આ ઘરમાં પ્રવેશ કરવાનો મારો અધિકાર ઉડી ગયો છે " એમ કહીને પદ્માવતીએ પોતાના જીવનની બધી વાત શ્યામાને કહી સંભળાવી. શ્યામાએ તે વાત શાંત ચિત્તથી સાંભળી લીધી. બધી વાત પૂર્ણ કરી રહ્યા પછી પદ્માવતી બોલી,—' બ્હેન ! મારા જીવનનો આવો અધમ વૃત્તાંત છે. હું શું મ્હોં લઇને અહીં આવું ? મારા જેવી પાપી અને કુલકલંકિનીના અહીં આવવાથી નાહકની તમારી લોકોમાં બદનામી અને ફજેતી થાય એ વિચારથી છ મહિના થયા હું અહીં છતાં તમારે ત્યાં નહોતી આવી શકતી. પણ બ્હેન ! બળ્યું આખર કરે પણ મારો જીવ વલવલીગયો તે રહ્યો નહિ. બીજા કોઇને નહિ તો છેવટે આ ઘરમાં આવીને તમને મળવાને મારો જીવ તલસી રહ્યો હતો. પણ તમે હા પાડશો કે કેમ તેની મને મોટી ચિન્તા હતી અને તેથી હું અહીં આવી શકતી નહોતી. પણ આખરે મારી દાસીને મોકલી અને તમે હા પાડી એટલે તમને મળવા આવી છું. મારા અહીં

આવવાથી તમને હરકત થાય અને તમે લોકનિંદાને પાત્ર થાઓ તેના કરતાં મારૂં અહીં ન આવવું એ જ શ્રેષ્ટ છે. પણ હવે સમ-ગ્રામમાં મારાથી એકલાં નથી રહેવાતું. મારી સ્થિતિ પણ એવી વિષમ છે કે મારો અહીં પગ મૂકવાનો જીવ ચાલતો નથી, અને મુકું તો પણ તે નકામો છે. આવી સ્થિતિમાં ફક્ત એક જ ઉપાય મારે માટે રહ્યો છે. તમે પણ એક કુપાત્ર વસ્તુના ત્રાસમાંથી છુટો અને હું પણ છુટું. તેનો એક જ રસ્તો તે મૃત્યુ છે. બ્હેન ! મારા દિવસો હવે ભરાઇ ચુકયા છે. વધારે વખત હવે હું જીવું એમ મને નથી લાગતું. આથી ફક્ત તમને મળવાની ઇચ્છાએ અહીં આવી છું. છેવટે એટલી ઇચ્છા હતી કે સ્વામીના ચરણસ્પર્શનો લાભ મેળવી હસતે મુખડે મોતને સ્વાધીન થાઉં. પણ, હાય ! બ્હેન ! તે સુખ મારા ભાગ્યમાં લખાયલું નથી. ઓ ! હું મુર્ખ ! હું મુઇ ! મારા કયા કર્મના ભોગ લાગ્યા કે મેં આવું દુષિત અને અનીતિમય જીવન ગાળવા માંડ્યું ?” એમ બોલીને પદ્માવતી સ્યામાના ખોળામાં માથું નાંખીને છાતીફાટ રૂદન કરવા લાગી.

સ્યામા તેણીના માથા ઉપર હાથ ફેરવતી ફેરવતી મૃદુ સ્વરથી તેને આશ્વાસન આપતાં બોલવા લાગી,–“ પદ્મા ! જે ભાગ્યમાં લખ્યું હતું તે બની ગયું. થઈ ગયેલી વાતને વિસરી જવામાં સાર છે. હવે ગઇ ગુજરી ભુલી જા. હવે પસ્તાવો ન કરીશ. તું હજુ જુવાન છે. આ ઉમરે તે મરવાનો વિચાર હોય ? મોત તને શું કરવાને આવે ? મોત આવે તારા દુસ્મનને. બ્હેન ! હિંદુ ધર્મશાસ્ત્ર અકાળે હાથે કરીને મૃત્યુનો આશ્રય લેવા ના પાડે છે. શું મોતથી મુક્તિ મળશે ? આપઘાતના સરખું ભયંકર પાપ આ જગતમાં બીજું કયું છે ? જે વિચારહીન માનવી પ્રભુએ આપેલા આ દેહનો સ્વહસ્તે પ્રભુની મરજી સિવાય અંત આણે છે તે ઇશ્વરનો ભારે અપરાધી થાય છે. આપણા લોકો તો એટલે સુધી કહે છે કે જે આપઘાત કરીને મરણને શરણ થાય છે તે ઉંધી મતિના માનવીના સાતે જન્મ

એવા જ અપરાધમાં જાય છે. માટે બ્હેન ! તું પ્રાણાંતે પણ એવો વિચાર કરીશ નહિ. માણસને જેવી મતિ પરમાત્મા આપે એવી રીતે તે વર્તે. તારાથી ભુલ પણ થઇ ગઇ હશે. પણ વાસ્તવિક રીતે જોતા તેમા તારો વધારે દોષ નથી કાઢી શકાતો. આપણે આજુબાજુના સંજોગોનો પણ વિચાર કરવો જોઇએ. બ્હેન ! તારા જીવનની અધો-ગતિનું પ્રથમ મંડાણ તારા પિતાને પોતાને ધર્મનીષ્ટ કહેવડાવતી ગ્નાતીએ બહિષ્કાર કર્યો એ છે. અમુક પ્રાયશ્ચિત કરીને તારા પિતાને પાવન કરીને નાતમાં લીધા હોત તો આ પ્રસંગ કદાપિ કાળે આવત જ નહિ. પણ પોતાના સમૂહમાંથી એક વ્યક્તિ ઓછી થાય તેની આપણી ગ્નાતીઓને કયાં દરકાર છે ? બ્હેન ! એમને એમ તો આપણે દિવસે દિવસે ધર્મભ્રષ્ટ થતાં ચાલ્યાં. તારા પિતાએ મુસલમાની ધર્મનો આશરો લીધો અને તે તેને મળ્યો. કોઇ મુસલમાન હિન્દુ-સનાતનધર્માવલંબી-થયો સાંભળ્યો છે ? કયાંથી થાય ? તેની કોને પડી છે ? બ્હેન ! સાત સમુદ્ર અને તેર નદીઓની પેલી પાર વસ-નારા ફીરંગીઓ અંહીં આવીને અત્યારથી જ આપણા દેશમાં વેપાર કરવા સાથે હલકા વર્ગના અને ભુખે મરતા લોકોને આશ્રય આપી તેમની સહાનુભૂતી ખેંચી લઇ તેમને પોતાના ધર્મમાં લઇ લે છે. આવા દુઃખી અને દરિદ્રી ભુખે મરતાં ભારતસંતાનોની આપણો હિંદુ-સમાજ કયારે દરકાર કરે છે ? તેમને કયારે પાળી પોશીને પોતાનો ખરો ધર્મ બજાવે છે ? જ્યાં સુધી હિન્દમાં ભરતખંડવાસી હિંદુ રાજકર્તાઓ રાજ્ય કરતા હતા ત્યાં સુધી તો બધું ઠીક હતું પણ જ્યારથી પરધર્મી અને પરદેશીઓએ આપણી પવિત્ર ભૂમિમાં પથારો પાથરીને પગદંડો જમાવ્યો છે ત્યારથી આપણી અન્ય પ્રકારની વિલક્ષણ શક્તિઓની હીણતાની સાથે આપણે ધર્મની બાબતમાં પણ અતિશય ચુસ્ત બનવાનું છોડી દેવાની શરૂઆત કરી છે. આ વખતે હિન્દુસમાજે ચેતવાની જરૂર છે- નહિ ચેતે તો પરધર્મીઓએ જેમ અત્યાર સુધીમાં લાખો હિંદુઓને મારીકુટીને પરધર્મી બનાવ્યા છે, તેમ હજુ પણ

અગણિત હિન્દુઓ પરધર્મનો આશ્રય લેશે. કાં તો ફરજના માર્યાં પરધર્મી બનશે, જોરજુલમથી પરધર્મી બનશે અથવા તો પરધર્મી-ઓની પરોપકારવૃત્તિની જાળમાં ફસાઈ જઈને પરધર્મી બનશે. માટે તારી અધોગતિનું પ્રથમ કારણનું તો અહીંથી જ મંડાણ થયું. તે પછી તારા પિતાએ નાચારીએ જાતિભ્રષ્ટ બનીને લજ્જિત અને અપમાનિત સ્થિતિમાં અહીં રહેવું તેના કરતાં જેનો ધર્મ સ્વિકાર્યો તેના સ્થાનમાં જઈને રહેવું પસંદ કર્યું અને તમારો ત્યાં નિવાસ થયો. મોગલોની એ વિલાસપ્રિય નગરીમાં તારે માટે તારા પિતાએ ખાસ કાળજી રાખવી જોઈતી હતી. બ્હેન ! હિન્દુ ધર્મશાસ્ત્રો પ્રમાણે તો સ્ત્રીની બાલ્યાવસ્થામાં તેના સંરક્ષણનો ભાર પિતા ઉપર, પરણ્યા પછી પતિ ઉપર, અને વૃદ્ધાવસ્થામાં પુત્ર ઉપર અવલંબીને રહેલો હોય છે. અર્થાત્ તારા સંબંધમાં યોગ્ય નિર્ણય ઉપર આવી શકાય ત્યાં સુધી તારા પિતાએ તારા ઉપર યોગ્ય કાળજી અને દેખરેખ રાખવાની જરૂર હતી. બ્હેન ! સ્ત્રી અને પુરૂષને બ્રહ્મચર્યવ્રત પાળવાં સહેલાં નથી. યુવાવસ્થાની એ કઠણમાં કઠણ અને સર્વથી વધારેમાં વધારે મુસ્કેલ તપશ્ચર્યા છે, અને ઘણાં થોડાં જણાં એ કાર્ય કરી શકે છે. નૃત્ય, સંગીત, અને એવા જ પ્રકારની કામપિપાસાવર્ધક કળાઓ તને તારા પિતાએ શીખવાડી, પણ તે સાથે જોઈએ તે પ્રમાણેની કાળજી તારા ઉપર ન રાખી. સ્વતંત્રતાના ઉપાસક બની તને સ્વતંત્રતા આપી પણ તેનું પરિણામ કેવું આવશે એ વિચારવાની કાળજી ન રાખી. પુત્રીને માટે પિતાને ઘણો વિચાર કરવાનો હોય છે. એવા ઘણા વિચારહીન પિતાઓ હોય છે કે જેઓ પ્રથમ પોતાની પુત્રીને અમુક માર્ગે આગળ વધવા દે છે, પણ જ્યારે અંતે અમુક ઠેકાણે ભય જેવું જણાય ત્યાં આગળ તેમને પોતાની પુત્રીને કાબુમાં રાખવા ઇચ્છા થાય છતાં તેઓ તેમ નથી કરી શકતા. તારા સંબંધમા પણ તેમ જ બન્યું છે. વિવિધ પ્રકારની વિદ્યાઓ સાથે આહારવિકાર પણ તારા વિલાસપ્રિય અને

કામોત્તેજક હતા. વિલાસમય વાતાવરણમાં તું વસતી હતી. પતિથી તરછોડાયલી હતી. યુવાન, ધનવાન, અને પરમ સ્વરૂપવાન હતી. જોઈએ તેવો હાકધાક નહોતો. પાપના પંકમાં પડવાનાં અતિ સુંદર અને રમણીય લાગે એવાં સાધનો સહેલાઇથી તને પ્રાપ્ત થઇ શકે એવાં હતાં. તેં તેનો લાભ લીધો, અને અધોગતિના ઉંડા ગારમાં તું ગર્ક બની તેમાં તારો વધારે તે શો દોષ કાઢી શકાય ? માટે હવે થઇ ગયું તે થઇ ગયું. હવે મારી તો એવી ઇચ્છા છે કે તું મૃત્યુનો વિચાર તારા મગજમાંથી કાઢી નાખ. ફરીથી આગ્રા કે દિલ્હી જવાનું સદાને માટે માંડી વાળ. અને સમગ્રામમાં હાલ જેવી રીતે રહે છે તેવી રીતે રહે. તેમ કરવાથી બીજું કશું નહિ તો આપણે મળી શકીશું તો ખરાં ? અને કેમ કહી શકાય ? એવો પણ વખત આવે કે જ્યારે મારા ભાઇની પણ સહાનુભૂતિ પ્રાપ્ત કરવાને તું ભાગ્યશાળી બને અને બીજું કશું નહિ તો તેને મળી તો શકે ? ”

પદ્માવતી બોલી,–“ બ્હેન ! ઝખ મારીને તેમ કરીશ. બીજો ઉપાય જ શો છે ? તમારી આજ્ઞા મસ્તકે ચઢાવું છું. ”

આ પ્રમાણે વાતચીતમાં પુષ્કળ વખત વીતી ગયો હતો, એ અરસામાં પેશ્મન અંદર આવી અને પદ્માવતીને કહેવા લાગી,–“ બાઈ-સાહેબ ! રાત બહુ વીતી ગઇ છે. ”

પદ્માવતીએ આંસુભરી આંખે શ્યામાની જવાને માટે રજા માગી, અને ખિન્ન વદને શ્યામાએ રજા આપી, અને પદ્માને દરરોજ પોતાને ત્યાં આવવાને કહ્યું.

પદ્માવતી ગઇ.

# પ્રકરણ ૪ થું

## તર્કવિતર્ક

* "Je la plains, Je la flame, et je suis son appni."

સપ્તગ્રામમાં બજાર જે સ્થળે આવેલું હતું તે સ્થળથી થોડેક દુર એક મોટું મેદાન આવેલું હતું. મેદાન લીલી હરિયાળી ઘાસથી સદા લીલુંછમ રહેતું હતું. વચ્ચે વચ્ચે કોઇ કોઇ સ્થળે આમલી, પીપળો અને વડનું ઝાડ પોતાની વિશાળ શાખાઓ સાથે જાણે બળવાન યોદ્ધા ઉભા હોય એમ ઉભેલાં જણાય છે. આ મેદાનની અંદર અત્યારે આપણે બે યુવાનોને ટહેલતા જોઇએ છીએ, એ બેમાંથી એક તો આપણી પરિચિત વ્યક્તિ છે, અને તે નવકુમાર છે. બીજો યુવક નવકુમારનો જાની મિત્ર ઉમાપતિ છે. ભલા વાંચનાર ! તેં કોઇ દહાડો નિઃસ્વાર્થ મૈત્રીનો અનુભવ કરેલ છે? શાળા કે ધંધાને અંગે પ્રસંગમાં આવીને સાથીદાર થયેલાઓને તું પ્રિય સમજીશ મા. તેવા સ્વાર્થી મિત્રો તો ઘણા હશે. આપણા સુખ અને સંપત્તિના સમયમાં આપણને મિત્ર કહીને વળગતા આવનારા મીત્રોની થોડી સંખ્યા ન હોય. વિશ્વાસનો ઘાત કરી વખત આવ્યે મિત્રના ગળા પર છરી ફેરવનાર, અથવા તો મિત્રને સંકટ પડે ત્યારે દુર ઉભા રહી ચીકિત્સા જોનાર બદમાસ

* I pity her, I blame her, and I am her support.
એટલે કે " મને તેની દયા આવે છે, તેની હું લાંછના કરૂં છું, અને તેણીનો આશ્રય પણ હુંજ છું "

મિત્રોનો પણ આ જગતમાં તોટો નથી. પોતાને મિત્ર કહેવડાવી જરૂર પડયે મિત્રને નજીવી મદદ કરવાની પણ આનાકાની કરનાર સ્વાર્થનાં પ્રપંચી પૂતળાં આ સંસારમાં ડગલે અને પગલે જોવામાં આવે છે. પણ તે સર્વમાં જરૂર પડયે માથું આપનાર, સુખ અને દુઃખ એ ઉભયનો સંગાથી અને મિત્રને માટે પોતાના સર્વસ્વનું બલીદાન દેનારા મિત્રો, વ્હાલા વાચક! સંસારમાં જવલ્લે જ નજરે પડે છે. આવા જ વિરલ પ્રકારનો મિત્ર ઉમાપતિ હતો, અને બન્ને એક બીજાને અંતઃકરણપૂર્વક પ્રેમથી ચ્હાતા હતા.

બે જણા વચ્ચે મૈત્રી અને ભાઇચારો ક્યારે થાય? બન્નેના સ્વભાવ સરખા હોય અને ગુણદોષમાં પણ તેઓ સમાન હોય ત્યારે ઉભય વચ્ચે મૈત્રી જામી શકે. નવકુમાર અને ઉમાપતિ વચ્ચે પણ તેમ જ હતું. બન્ને જણા સરળ ચિત્તના, અને સમાન સ્વભાવના હતા, અને તેથી કરીને બન્ને વચ્ચે ગાઢી મૈત્રિ હોય એમાં શી નવાઈ છે! ઉમાપતિનુ ઘર સપ્તગ્રામમાં હતું. બચપણમાં જ તેના પિતાનો દેહાન્ત થયો હતો. પિતાની સંપત્તિથી ઉમાપતિ પોતાની સંસાર યાત્રા વિના કષ્ટે નિર્વાહિત કરી શકતો હતો. ઉમાપતિ પોતાના પિતાને ગુમાવ્યા છતાં પણ ભણવામાં પછાત નહોતો પડયો, અને તેણે તે સમયને યોગ્ય એવી વિદ્યા સંપાદન કરેલી હતી. ઉમાપતિની ઉમ્મર અત્યારે આશરે ૨૫ વર્ષની હતી. આ ઉમ્મરની અંદર તેણે સારી રીતે વિદ્યા સંપાદન કરી હતી. નાનપણથી જ નવકુમાર અને ઉમાપતિ એક બીજાના મિત્ર બન્યા હતા, અને મોટપણે પણ તે મૈત્રિ કાયમ રહી હતી, એટલું જ નહિ પણ તેમની મૈત્રી વિશેષ દૃઢ અને મજબુત બની હતી.

ઉમાપતિ દેખાવમાં અતિ સુંદર હતો. તેના કાળા કાળા કેશ, મુખની મધુર શોભા, મોટી નિર્મળ આંખો, ચંપાના ફુલ સરખો શરિરનો રંગ, સુલલિત અને આભાપૂર્ણ કદાવર અંગ એ સર્વ જોઈ યુવાન ઉમાપતિ ઉપર સપ્તગ્રામની નવોઢા લલનાઓની આંખ ખેંચાઇ

રહે તો તેમાં નવાઈ જેવું નહોતું.

ઉપરના વાક્યથી અમારા વાંચનારને કદાચ સ્હેજ આશ્ચર્ય ઉત્પન્ન થશે. પણ વિવેકી વાચકો જો વિચાર કરીને જોશે તો તરત જ જણાશે કે જેવી રીતે પુરૂષો સ્ત્રીના સૌંદર્યનું પાન કરવાને આતુર હોય છે, અને સ્વરૂપવતી સ્ત્રીના સૌંદર્યને નિહાળવાની તક જવા નથી દેતા તેવી જ રીતે સ્ત્રીઓનું પણ સમજવું. આપણે એક અતિ સૌંદર્યવતી સ્ત્રીને જોઇને તેણીની રૂપરાશિ ઉપર મુગ્ધ બની જઇએ, પણ તે સ્ત્રી સ્ત્રીસમાજમાં સૌંદર્યવતી મનાતી હોય છતાં પણ તેના રૂપરાશિ ઉપર કોઈ સ્ત્રી મુગ્ધ બની જતી નથી. તે જ પ્રમાણે પુરૂષવર્ગમાં એક પુરૂષ ગમે એવો બળવાન જુવાન, સ્વરૂપવાન અને સશક્ત હોય છતાં પણ પુરૂષ વર્ગમાં તેના અંગની તુલના નથી થતી. પણ સ્ત્રી વર્ગમાં તો તેની તુલના થાય છે જ, અને અનેક લલનાઓ તેને આનંદભરી આંખોએ જોઇ રહે છે. વાચકોએ આવા પ્રસંગો ઘણુએ અનુભવ્યા હશે પણ જો ન અનુભવ્યા હોય તો બારિક અવલોકન કરી આ વાર્તા સત્ય છે કે કેમ તેની તેઓએ તુલના કરી લેવી, જે ઉપરથી ઉપરોક્ત કથનની સત્યતાની પ્રતીતિ થશે.

નવકુમારના જીવનનો આજ પર્યન્તનો તમામ ઇતિહાસ જરાકે જરાક ઉમાપતિને માલુમ છે. નવકુમારની દુઃખી સ્થિતિ જોઇને ઉમાપતિનું હૃદય હમેશાં ખિન્ન રહે છે. નવકુમારના હૃદયની વેદના કમતી કરવા અને તેના શોકનો આવેગ ઓછો કરવા ઉમાપતિ પોતાનાથી બનતું કરતો હતો, પણ તેની સર્વ ચેષ્ટા વ્યર્થ જતી હતી. નવકુમારનું હૃદય મૃણ્મયીની સાથે જ ગંગાના જળને તળીએ જાણે બેસી ગયું હોય એવી નવકુમારની અવસ્થા હતી. ઉમાપતિ આ વાત સમજતો હતો, અને નવકુમારના હૃદયની તીવ્ર વેદના કોઇ પણ ઉપાયે ઓછી થાય એ અસંભવિત હતું તે તે જાણતો હતો. છતાં પણ જ્યારે જ્યારે પણ પ્રસંગ મળતો ત્યારે ત્યારે નવકુમારને તે બોધ

આપી તેના હૃદયના આવેગને કાંઈક અંશે પણ ઓછો કરવાને તે પ્રયત્ન કરતો હતો. ઉમાપતિ સમજતો હતો કે કોઈ પણ ઉપાયે, મને કે તમને પણ જો નવકુમાર ફરીથી લગ્ન કરે તો કાંઈક અંશે તેના દુઃખનો વેગ કમતી થાય. આ ઉદ્દેશથી જ્યારે જ્યારે પણ પ્રસંગ આવતો ત્યારે ત્યારે ઉમાપતિ નવકુમારને ફરીથી લગ્ન કરવાનો ઉપદેશ દેતાં ચુકતો નહોતો. પણ આજ સુધીના તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ નિવડયા હતા.

આજે નવકુમારે ઉમાપતિને પદ્માવતી સાથે જંગલમાં પોતાના થયેલા મેળાપની વાત કહી. શ્યામાની પણ પદ્માને ઘેર બોલાવવાની ઇચ્છા છે એ વાત પણ તેણે ઉમાપતિને જણાવી દીધી. સર્વ હકીકત સાંભળી રહ્યા બાદ ઉમાપતિ બોલ્યોઃ–" ભાઇ નવકુમાર! પદ્માવતીના મનનો ભાવ તું સમજે છે? પદ્માવતી એક વેળાએ ગમે તેવી કુપથગામિની હશે, પણ હવે તે સાત્વિક અને નિર્મળ વૃત્તિની બની છે. પદ્માવતી એક પ્રકારના મોહથી મુગ્ધ બનીને કે વિલાસ લાલસાથી જ તારી સાથી ફરીથી સબંધ બાંધવા ઇચ્છે છે એમ નથી. સ્પષ્ટ જણાય છે કે સ્વામીની સેવા કરી, તેનો સ્નેહ નહિ તો સહાનુભૂતિ પ્રાપ્ત કરી પોતાના પૈશાચિક પાપોનો તે પશ્ચાતાપ કરવા ઇચ્છે છે. આ વાતમાં તો મને કાંઇ પણ સંદેહ નથી."

નવકુમાર બોલ્યો,–" મને પણ એમ જ લાગે છે. પદ્માના મનમાં હાલ જે પરિવર્તન થયું છે તે વીતક વાતોના અનુભવ ઉપરથી જ થયું છે. એટલે હવે તેનું મન ફરીથી ચલિત થાય એ મને અસંભવિત લાગે છે. પૂર્વકૃત પાપોની યાતનાનો તેણીને સાક્ષાત્કાર થયો છે અને તેથી જ તે હવે નવેસરથી જીંદગી ગાળવા ઇચ્છા ધરાવે છે પદ્માએ પોતાના મનની મુરાદ બર લાવવ ને માટે આગ્રાની શહેનશાહતનો પણ ત્યાગ કર્યો છે, અને દોલતના ડુંગર ઉપરથી તેણે જબરો કુદકો માર્યો છે. તેની અત્યારની માનસિક પરિસ્થિતિ જોઇને મને દયા આવે છે. પણ મારાથી પેલી વાત નથી વિસરાતી. તે કેમ

કરીને વિસરાય ? પોતાના સંકલ્પની સિદ્ધિને અર્થે મારી નિર્દોષ, અને પવિત્ર મૃણ્મયી–કપાલકુંડલા–ના સુખનું તેણીએ હરણ કર્યું છે–તે દેવાંગનાનું તેણીએ સન્યાનાશ વાળ્યું છે. મારી કપાલકુંડલાના અકાળ મૃત્યુનું કારણ પદ્માવતી છે તે વાત મારા દિલમાં બાવળની શૂળ માફક ભોંકાય છે. હું તે નથી વિસરી શકતો. ”

ઉમાપતિ,–“ તું કહે છે તે વાત સત્ય છે. હું પણ કબુલ કરૂં છું કે કપાલકુંડલાના મૃત્યુના સંબંધમાં થોડે કે વધતે અંશે પદ્માવતી અવશ્ય કારણભૂત થઈ છે. પણ ભલા જરી વિચાર તો કર કે તેમાં વધારે અપરાધ કોનો ? તારી બુદ્ધિમાં ભ્રમ થયો અને વ્હેમનાં વિનાશકારક બીનાં અંકુર તારા અંતરમાં ફુટયાં એ શું તારો પણ ભયંકર અપરાધ સિદ્ધ નથી કરતો ? તે ચંડાળ કાપાલિકે આપેલી મદિરાનું પાન કરીને તેં તારી શુદ્ધશાન ગુમાવી ન હતી ? તારૂં હિતાહિતનું જ્ઞાન જતુ રહ્યું અને કાપાલિકને તું તારો ઇષ્ટ દેવતા સમજવા લાગ્યો. તેના શબ્દો તે તારે મનથી દેવવાકય સમાન હતા. તેણે તને જે જે કહ્યું તે તેં સાંભળ્યું. તેણે કપાલકુંડલા દુશ્ચરિત્રા છે અને જોડેનો બ્રાહ્મણ વેશધારી યુવક તેનો પ્રણયી છે એવી જે નિર્લજ્જ અને અસંભવિત વાત તને કહી તે તેં માનવા જેટલી ભયાનક મૂર્ખતા કરી, તે શું ઓછી દીલગીરીની વાત છે ? નવકુમાર! એક વર્ષ જેટલા લાંબા સમયના સહવાસ છતાં પણ એ નિર્દોષ વનકુસુમની નિર્દોષતા ઉપર તેં કલંક લગાડયું. રે ! તેં એટલે સુધી મૂર્ખતા વાપરી કે મૃણ્મયીને તેં કશો ખુલાસો પણ પૂછ્યો નહિં. જ્યારે બિચારી કપાલકુંડલા–તારી મૃણ્મયી–ઉપર આવી રીતે આભ તુંટી પડયો,–રે ! તેનો સ્વામી પણ જ્યારે આવો કૂર થયો, અને આ જગતમાં તેણીનું પોતાનું કોઇ જ ન રહ્યું,—ત્યારે ગંગામૈયાએ આ નિર્દોષ બાળાને પોતાની ગોદમાં લઇ લીધી. તું પાછળથી તેને બચાવવા પડયો, પણ એ સર્વ ગરથ ગયા પછી જ્ઞાન અને રાંડયા પછી ડહાપણ સમાન હતું. તું બચ્યો અને કપાલકુંડલા ગઈ. ભલા

જરીક વિચાર તો કર કે આમાં પોતાના સંકલ્પની સિદ્ધિને અર્થે અન્ય અબળાને પોતાના માર્ગમાંથી દૂર કરનારનો વધારે દોષ કે પોતાની પ્રિયતમા પત્ની ઉપર વિના વાંકે તલવાર ચલાવી તેનું ગળું રહેંસવા તૈયાર થયલા ક્રૂર સ્વામીનો વધારે દોષ ?"

નવકુમારે બધી વાત સાંભળી. તે દુઃખી થઇને ગળગળે સાદે બોલ્યો,–" ખરી વાત છે. ભાઇ ! મારી કપાલકુંડલાના વિનાશનું પ્રધાન કારણ તો હું જ પાપી છું પદ્માવતીનો તેમાં વધારે અપરાધ નથી. આજ સુધી મને એ ખોટો વિચાર મારા મગજમાં હતો તે આજના તારા શબ્દોથી દૂર થયો છે. પદ્માએ તો પોતાના ઉદ્દેશની સફળતાને માટે આ કાર્ય કર્યું હતું. પોતાના ઉદ્દેશની સિદ્ધિને માટે કોણ પ્રયત્ન નથી કરતું ? તેમાં તે બિચારીનો શો વાંક? વાંક મારો જ છે. હું નરાધમ છું. મને નર્કમાં પણ સ્થાન નથી. હાય ! ક્યા ઉપાયે મારા આ પાપનું અલ્પાંશે પણ પ્રાયશ્ચિત થઇ શકે ?"

ઉમાપતિ,–" નવકુમાર ! તે પાપનું પણ પ્રાયશ્ચિત થઇ શકે. એક સ્ત્રીના હૃદયને તેં છિન્નભિન્ન કરી નાખ્યું છે, પરંતુ બીજી સ્ત્રીના હૃદયને આનંદસાગરમાં ઝીંબોળવાનો અમૂલ્ય અવસર તને પ્રાપ્ત થયો છે. હું શું કહું છું તે તું સમજી ગયો હશે. જો, ભાઇ ! વાસ્તવિક રીતે જોતાં પદ્માવતીનો વિશેષ દોષ નથી તે તો તું સમજ્યો. અત્યારે વિધાતા તેને અનુતાપની આગમાં ભડભડ બાળી રહ્યો છે. તેણીના અંતરમાં હજારો વિષારી સર્પો ડંશ દઈ રહ્યા છે. તેણીની યંત્રણાની સીમા નથી. નવકુમાર! વૈદક શાસ્ત્રમાં સર્વ રોગના ઉપાય ફરમાવેલા છે પણ પશ્ચાતાપથી થતી અસહ્ય યંત્રણાનો ઉપાય ક્યાંય પણ જડતો નથી. હવે જો તેણીના અંતરને આરામ મળી શકે એમ હોય તો તેનો કેવળ એક જ ઉપાય છે અને તે તારી મારફત પતિલાભની લાલસા એ તેની જીંદગીની મુખ્ય અભિલાષા છે. માટે તેની અવસ્થા ઉપર જરાક વિચાર કર. તું તેણીના દુઃખનો ભાર ઓછો કરી શકે

એમ છે ત્યારે શું તેમ કરી એક અબળાની આંતરડી ઠારવાની તારી ફરજ નથી ? "

નવકુમાર,–"હું સમજું છું ઉમાપતિ ! તે સર્વ હું સમજું છું. તેણીના ભૂતકાળના જીવનની ઘટનાઓ સંબંધે ઢાંકપીછોડો કરવા હું તો તૈયાર છું. પણ દુનિયા ! દુનિયા કોઇથી જીતાઈ છે ? તે કેમ પદ્માવતીના દોષને જતી મૂકશે ? તે મુસલમાન મ્લેચ્છ છે; આચારભ્રષ્ટ અને દુશ્ચરિત્રા છે. તેને બીજું કોણ ક્ષમા કરશે ? આપણે કોનું કોનું મ્હોં બંધ કરી શકીશું ? પદ્માવતીને ખાતર મારે મારાં સગાંવ્હાલાં અને કુટુંબ કબીલાને ક્લેશ આપવો યોગ્ય છે ? શું તે સર્વને જ્ઞાતિબહિષ્કારની શિક્ષા નહિ ખમવી પડે ? અથવા શું મારે સર્વથી અલગ થઇ જાતીભ્રષ્ટ થવું યોગ્ય છે ? "

ઉમાપતિ,–" ખરૂં છે ભાઇ ! તારા કહેવામાં જરાકે દોષ નથી. દુનિયામાં ઘણા ધર્મ છે કે જેમાં પાપીને પશ્ચાતાપનું સ્થાન છે. ત્રિપથગામીને સન્માર્ગે જવાના મોકળા માર્ગ છે. પણ આપણા હિંદુ રિવાજોની તો બલિહારી છે. જો કોઇ પાપ કરે તો દિવસે દિવસે તે વધારે અને વધારે અધમ બને. હિંદુ સમાજમાં તેની મુક્તિનો ક્યાંય પણ માર્ગ નથી. પણ ખેર ! શ્યામા તો આ વાતમાં સમ્મત છે. તું પદ્માવતીને પત્નીભાવથી ગ્રહણ કરજે, અને બની શકે તેટલી અનુકુળતાઓ મેળવી પદ્માવતીને ત્યાં જઇ તેનો મેળાપ કરજે. તેટલાથી જ તે સંતોષ પામશે. તેને અહીં લાવવાની કાંઈ પણ જરૂર નથી. પદ્માવતીને હજુ અહીં કોઇ ઓળખતું નથી અને વિશેષ ઉહાપોહ થાય નહિ તો તે કોઇ જાણવાનું પણ નથી. એટલે તું તે યવન રમણીની લાગ સાધીને મુલાકાત લઇશ તેમાં સમાજને વાંધો ઉઠાવવાનું કારણ નહિ રહે ! "

નવકુમાર,–" તું કહે છે તે બરોબર છે. મને આ બાબત ઉપર વિચાર કરવા દે. પછી આપણે એનો કાંઇક રસ્તો શોધી કાઢીશું. ચાલો, હમણાં ઘણો વખત થઇ ગયો છે તેથી ઘેર જઇએ. "

એમ કહીને બન્ને જણા ઘર તરફ ચાલ્યા.

## પ્રકરણ ૫ મું

"છે દુનિયા દોરંગી દગલબાજ, તો આવ દીલબર! આજ ગાના બજાના કરી લઇએ!"

"Live while ye. may, ye, happy pair; enjoy,
"Short pleasures, for long woes are te succeed."
–Milton.

नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ।
—कालीदास ।

સામે આપણે જે સુંદર અટારી જોઇએ છીએ તેજ પદ્માવતીનું મકાન છે, આ મકાનના એક સુંદર ઓરડામાં પલંગ ઉપર આપણે અત્યારે એક યુવકને બેઠેલો જોઈએ છીએ. એક સુંદરી યુવતિ તે યુવકના પગ વચ્ચે પોતાનું મ્હોં છુપાવીને આંખમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વર્ષાવી તે વડે યુવકના પગને ભીંજવી રહી છે. આ યુવક તે નવકુમાર અને યુવતી તે પદ્માવતી છે એ અમારે વાચકોને જણાવવાની જરૂર તો નહી જ હોય.

નવકુમારે ધીમેથી પદ્માવતીનો હાથ પોતાના હાથમાં લઈ તેને પોતાની બાજુમાં પલંગ ઉપર બેસાડી. પદ્માનું રૂદન આ વખતે પણ કમતી ન થયું. તે પોતાના બે હાથને મુખ ઉપર ઢાંકીને રડવા લાગી. તેના કમળની દાંડી સરખા સુશોભીત બન્ને હાથો વચ્ચે થઇને મોતી

સમાન અશ્રુનાં બિન્દુઓ નવકુમારના અંગ ઉપર ટપકવા લાગ્યાં. નવકુમાર બોલ્યો,—"પદ્મા ! વૃથા રૂદનનું શું પ્રયોજન છે ? સમય વીતી જવા પછી હવે ગઇ ગુજરી ભુલી જવી એ જ ઇષ્ટ છે. હવે આપણે આગળનો વિચાર કરવો જોઇએ. હવે પરિણામે સુખ મળે એ વાતનો વિચાર આપણે કરીએ."

પદ્માવતી કરૂણાપૂર્ણ મૃદુ સ્વરથી બોલી,—" નાથ ! ઉપાય અનુપાય એ સર્વ તમારે હાથ છે. આ દાસીનું જીવન તમારા પગ તળે છે. ચાહે તેને શાંતિ આપો, પ્રફુલ્લ બનાવો, અથવા ચાહે તો તેને છુંદીને કચરી નાખો. હવે મને એથી દુઃખ નહિ થાય. જીવનમાં એટલી ઇચ્છા હતી કે સ્વામીના ચર્ણકમળનું ચુંબન કરી તેમની ચર્ણરજ વક્ષઃસ્થળ ઉપર લઇને પવિત્ર બનીશ. મારી તે આશા આજે સફળ થઇ છે. હવે મને વધારે જીવવાનો મોહ નથી. હું ખરૂં કહું છું, નાથ ! એમાં સંશય રાખશો મા. હવે હું મૃત્યુથી ગભરાઇશ નહિ. જો ઇશ્વર અત્યારે જ મૃત્યુને મોકલે તો મારા સ્વામીની સમક્ષ હસતે મુખડે મૃત્યુને આધીન થાઉં. તમે કદાચ પૂછશો કે આમ છે ત્યારે હું કાં રહું છું? તેનો ઉત્તર નથી. સ્વામી ! આજ તમારા ચર્ણ તળે સ્થાન મળવાથી મારા સંકલ્પની સિદ્ધિ થઈ છે. મારા મનની મુરાદ આજ બાર આવી છે. મને આજે જેવું સુખ મળ્યું છે તેવું મારી આખી જીંદગીમાં મળ્યું નથી. આવા અલૌકિક સુખનો મને જીવનમાં પહેલી જ વાર અનુભવ થાય છે. તેથી જ મને આંસુ આવે છે. પહેલાં જે સુખ મેળવવાને મેં પુષ્કળ ફાંફાં માર્યાં, અને દિવસે દિવસે હું વધારે ઉંડા પાપના ખાડામાં ગર્ક બનતી ગઇ અને સુખને બદલે મને નર્ક કરતાં પણ અધિક દુઃખ પ્રાપ્ત થયું. તેની સરખામણીમાં મારા જીવનની આ સુખી પળો મને અમૃત સમાન મીઠી લાગે છે. તેથી મને આંસુ આવે છે. પ્રભુ ! આપનો મારા ઉપર અત્યંત ઉપકાર થયો છે. આજ મને જેટલું સુખ પ્રાપ્ત થયું છે તેટલું સુખ મને મારી આખી જીંદગીમાં પ્રાપ્ત

નથી થયું. મને આટલેથી જ સંતોષ છે. આથી વધારે મારે કાંઈ પણ જોઇતું નથી. ”

આથી વધારે પદ્મા કાંઈ પણ ન કહી શકી. આનંદથી શોકથી ક્ષોભથી, અને અનુતાપથી તેનું હૃદય ભરાઇ આવેલું હતું. ધીમેધીમે સ્વામીની સોડયમાં તેના હૃદયનો આવેગ એટલો બધો વધી ગયો કે તે આવેગ તેણીનાથી સહન થઇ શક્યો નહિ. તેની આંખે અંધારાં આવવાં લાગ્યાં અને મસ્તક ભમવા લાગ્યું. થોડીક જ વારમાં પદ્મા બેભાન બનીને નવકુમારના પગ આગળ તુટી પડી.

નવકુમારે પદ્માવતીને ઉઠાવવાને હાથ લંબાવ્યો તો જણાવ્યું કે તે દેહ ચેતનશૂન્ય હતો. નવકુમારે ગભરાઇને દાસીઓને બૂમ મારી. બધાં ઝપાટામાં દોડી આવ્યાં. જળ છાંટીને તથા પંખા વતી પવન નાંખીને પોતાની શેઠાણીની તેઓ સુશ્રુષા કરવા લાગી. નવકુમાર પણ તે કાર્યમાં સામેલ થયો. પણ ઘણી વાર થઇ જવા છતાં પણ પદ્માવતી સાવધ ન થઇ. નવકુમારની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, અને બે ચાર ટીપા તેના ગાલ પર પણ ટપક્યાં. પદ્માવતી તરફ આજ સુધી તે કઠોરતાથી વર્ત્યો હતો એમ તેને લાગ્યું. બહુ વાર થઇ જવા બાદ પદમાવતીને ચેતન આવ્યું. નવકુમારનું વદન પ્રફુલ્લ બની ગયું. પદ્માવતી ઉપરનો સર્વ રોષ તેના મગજમાંથી નીકળી ગયો હતો. તેણે પદમાવતીને ઉઠાવી લીધી. દાસદાસીઓ ચાલી ગઇ. પોતાના બાહુપાશમાં પદ્માને કચરી ભચડી નાખતાં નવકુમાર બોલ્યો,—“ પ્રાણેશ્વરી ! પ્રિયતમે ! ક્ષમા ! ક્ષમા ! હું બહુ જ કઠોર હતો. તારી સાથે હું બહુ જ ધૃષ્ટતાથી બન્યો છું. મને ક્ષમા આપ, વ્હાલી પદ્મા ! મેં તને બહુ દુખ દીધું. હવે વધારે વાર નહિ દઉં. સંસાર જહનમમાં જાય. સમાજ ભલે મારો બહિષ્કાર કરે. ભલે હું લજ્જીત અને અપમાનિત બનું. નશિબમાં લખ્યું હશે તે ખરી. પણ આજે હું તને સાચું કહું છું.—પદ્માવતી ! તું મારી પત્ની છે ! આજથી તને હું કાંઈ પણ કષ્ટ આપીશ નહિ ! ”

એક ઉર્દુ કવિએ સ્પષ્ટ કહ્યું છે કે,

" તાસીરે ઇશ્ક હોતી હૈ દોનો તરફ જરૂર.
" મુમકિન નહીં કિ દર્દ યહાં હો વહાં ન હો."

એમ બન્ને બાજુની ભુલ તો થઇ ગઇ જ હતી. અત્યારે તો આ બન્ને જુવાન જીવો પોતાની આગલી પાછલી વાતો વિસરી જઇને સ્વર્ગસુખનો આનંદ ભોગવવા લાગ્યાં હતાં.

આ યુવાન જોડું આનંદ કરી રહ્યું હતું એ અરસામાં અચાનક તેમના વિનોદમાં ભંગાણ પડયું અને પેશ્મન અંદર આવીને બોલી,–" આપના મિત્ર ઉમાપતિ એક ઘણા જરૂરના કારણસર આપને મળવા માગે છે."

નવકુમાર પદ્માવતીની રજા લઇને ઉઠયો. પદ્માવતીએ પણ જોયું કે નવકુમારને અત્યારે જવા દેવા સિવાય બીજો ઉપાય જ નહોતો. પદ્માવતી આંસુભરી અને આતુર આંખોથી નવકુમારના સામુ જોઇને બોલી,–" નાથ ! આ દાસીને ભુલશો મા !"

નવકુમારે પદ્માવતીને આશ્વાસન આપ્યું અને બહાર ચાલ્યો ગયો. સારાં કામમાં સો વિઘ્ન તે આનું નામ !

## પ્રકરણ ૬ ઠું

### નવી ઉપાધિ અથવા સારા કામમાં સો વિઘ્ન !

" deep troubles, toss.
Loud Sorrows howl, envenom'd passions bite;
Ravanous calamities our vitals seize,
And threatening fate wide opens to devour."
–Young.

" एकस्य दुःखस्य न यावदन्तम् गच्छाम्यहं पारमिवार्णवस्य ।
" तावद्द्वितीयं समुपस्थितन्मे, । '
—" हितोपदेश । "

નવકુમારે બહાર આવીને ઉમાપતિને માટે શોધ કરી. પણ ઉમાપતિ તો આગળ ચાલ્યો ગયો હતો તેથી નવકુમાર પણ વહેલો વહેલો પોતાને ઘેર ગયો. ત્યાં ઉમાપતી તેની વાટ જોઇને બેઠો હતો. ઉમાપતિનું ઉદાસ વદન જોઇને કાંઈ ઉપાધિ નક્કિ આવી પડી છે તે નવકુમાર સમજી ગયો. તેણે પૂછ્યું,—" કાં ભાઇ ! શું છે ? "

ઉમાપતિ,—" અંદર ચાલ, તને હું કહું છુ. "

બન્ને જણા અંદર ગયા. ઉમાપતિ બોલ્યો,—" થોડીક વાર ઉપર અહીં ખબર આવી છે કે તારા બનેવી મથુરાનાથ નવદ્વીપમાં બહુ બીમાર થઇ ગયા છે. તેમના તરફથી આ કાગળ આવ્યો છે.

તે ઉપરથી તું બધી વાત સમજી શકીશ. હવે આ સંબંધમાં શું કરવું તેનો નિર્ણય કરવાને તને બોલાવેલો છે. "

નવકુમારે ઉમાપતિ પાસેથી પત્ર લઇને વાંચવા માંડયો. પત્ર નીચે પ્રમાણે હતો.

" શ્રી ચરણે પ્રણામપૂર્વક નિવેદન કે,

હું હાલ ઘણો બિમાર છું. આ રોગમાંથી બચી જવાનું કામ ઘણું કઠણ છે. અંતિમ સમયે એક વેળા આપને તથા આપની બ્હેનને જોવાની અને મળવાની ઇચ્છા છે. એટલે જો આપને બીજી કોઈ અગવડ ન હોય તો પત્ર વાંચીને જ આપની બ્હેન સાથે અત્રે તુરત ચાલ્યા આવજો. બીજું શું લખું ? આટલું પણ મહા મુશ્કિલે લખ્યું છે. એ જ. મિતિ ચૈત્ર શુકલ સપ્તમી. "

પત્ર વાંચીને નવકુમાર ગભરાઇ ગયો. નવકુમાર જ્યારે પત્ર વાંચતો હતો ત્યારે શ્યામા પણ બહાર ઉભી ઉભી છાનામાના પત્રનો મજકુર સાંભળતી હતી. તેનું મ્હોં પણ રડુંરડું થઇ રહ્યું હતું અને તે પણ ખરે મને ગભરાઇ ઉઠી હતી.

ઉમાપતિ,—" ભાઇ ! દીલગીર થઇને ગભરાઈ જવાનું કાંઈ કારણ નથી. આવી પડતી આપત્તિઓથી અકળાઇ જઇને નામર્દ બનવું આપણને શોભે નહિ. હવે શું કરવું જોઇએ તેનો શાંતિથી વિચાર કરો. "

નવકુમાર,—" એમાં વિચાર શું કરવાનો ? જવું જ પડશે. "

ઉમાપતિ,—મારો પણ એવો જ અભિપ્રાય છે કે આજ ને આજ બને તેમ જલદીથી તમે નવદ્વીપ તરફ જાઓ. "

નવકુમાર,—" તું કહે છે તે બરાબર છે. હું નાવની તૈયારી કરવા જાઉં. "

ઉમાપતિ,—" નાવ હું તૈયાર કરૂં છું. તમે ખાઈ પીને પરવારી લો. "

એમ કહીને ઉમાપતિ ચાલ્યો ગયો. અત્યારે કલકત્તાથી કચ્છ

કે કાસ્મીરથી કન્યાકુમારી સુધીની મુસાફરી આપણને કરવાની હોય તો પણ આપણે સ્હેજ પણ અચકાતા નથી. આગગાડીની ટીકીટ લીધી કે ચાલ્યા. સમયનો અને ખર્ચનો પ્રવાસ દરમ્યાન આગગાડી મારફતે પહેલાના કરતાં ઘણો બચાવ થાય છે. પણ તે વેળાએ તેમ નહોતું. જમીન માર્ગે પ્રવાસ કરવા માટેનાં સાધનો ગાડાં વિગેરે હતાં. જળ-માર્ગે પ્રવાસ કરવાને માટે મોટા અને સાધારણ રીતે પૈસાવાળા લોકો પોતાનું અલગ નાવ રાખી મૂકતા. આ નાવમાં જળમાર્ગે વેપાર પણ થતો અને જરૂર પ્રસંગે પ્રવાસ વેળાએ પણ તે કામ લાગતું હતું. આવી જ રીતે નવકુમારનું પોતાનું નાવ સપ્તગ્રામમાં નદી કિનારે લાંગરેલું હતું. ત્યાં ઉમાપતિ ગયો અને લંગર વિગેરે કાઢી નાખી કરવા જેવું સમારકામ હોય તે કરી હોડી ઉપર સઢ ચડાવી માછીઓને તેણે તૈયાર કરી દીધા. આવી રીતે તૈયારી કરીને ઉમાપતિ નવકુમારને તેડવાને માટે આવી પહોંચ્યો. નવકુમાર તૈયાર જ હતો. પોતાની બ્હેન શ્યામાને લઇને તે શુકન જોઇને ઘેરથી નીકળ્યો. નદી કિનારે આવીને નાવમાં બન્ને જણાં બેઠાં. નાવ ઉપડવાની તૈયારી વખતે ઉમાપતિ છુટો પડ્યો. ઉમાપતિ ઉપડતી નાવમાં પોતાના પ્રિય પ્રવાસીઓને ઉદ્દેશીને કહેવા લાગ્યો, " નવકુમાર ! શ્યામા બ્હેન ! મને જલદીથી ખબર કહાવજો, હો ! "

" સારૂ ભાઈ ! "

આહ ! મિત્રના સુખે સુખી અને દુઃખે દુઃખી બનનારા આવા સાચા સ્નેહી મિત્રો આ જીવનમાં કેટલા મળે છે ? સગા સહોદર કરતાં પણ સંકટ સમયે સહાય થનાર આવા સાચા સ્નેહી, ભલા વાચક ! તારે કેટલા છે?

શ્યામાસુંદરી એક કુળવાન કુટુંબની પુત્રવધૂ હતી, અને તેથી તેણીને પતિગૃહે જવામાં કેટલી મુશીબતો વેઠવી પડતી હતી તે આપણે જાણીએ છીએ. આ ઠેકાણે શ્યામાના સાસરા સંબંધી બીજી કેટલીક

અગત્યની હકીકત અમે ટુંકાણમાં આપીએ છીએ.

શ્યામાની વય જ્યારે માત્ર ત્રણ વર્ષની હતી ત્યારથી તેનાં લગ્ન નવદ્વીપનિવાસી મથુરાનાથ ચટ્ટોપાધ્યાય સાથે થયાં હતાં: તે વેળાએ મથુરાનાથની ઉમ્મર ૧૪ વર્ષની હતી. મથુરાનાથના પિતાને પોતાના ઉચ્ચ કુળને માટે અભિમાન હતું. કુલિન પુત્રને માટે એક કરતાં વધારે કન્યાઓ જોઇએ એવી તેમની દૃઢ માન્યતા હતી. તેથી તેનાં પહેલાં લગ્ન પછી બીજી બે કન્યા સાથે મથુરાનાથનાં લગ્ન કર્યાં હતાં. શ્યામા પણ કુલવાન ઘરની હતી. તેથી તેને પોતાને સાસરે જવાનો અવસર જવલ્લે જ મળતો હતો. નહિ. કોઇકોઈ વાર મથુરાનાથ પોતાને સાસરે જતો હતો. તે સિવાય બિચારી શ્યામાને પતિ સુખ જેવું કાંઈ જ નહોતું. મથુરાનાથની બીજી બે પત્નીઓ વધારે કુળવાન નહોતી. તેઓ પતિને ત્યાં જ રહેતી હતી. પણ બન્નેનો સ્વભાવ એક ઉત્તર જાય ત્યારે બીજી દક્ષિણ જઇને ઉભી રહે તેવો હતો. તેમાં પણ વળી શોકયનો સંબંધ એટલે તો પૂછવાનું જ શું ? ઘરમાં રોજ લડંલડા અને કજીઆ કંકાસ ચાલ્યાં કરતા હતા. એમ કરતાં કરતાં છેલાં બે વર્ષ ઉપર મથુરાનાથની વચલી પત્ની સ્વર્ગે સીધાવી ગઈ હતી. એટલે હાલ માત્ર મથુરાનાથની સાથે તેની નાની પત્ની કુમુદિની હતી. કુમુદિની અતિશય સુંદર હતી અને હાલ તેની ઉમ્મર પંદર વર્ષથી વિશેશ નહોતી. તે સાધારણ રીતે ભોળી હતી. પણ શ્યામાસુંદરીમાં જે અલૈકિક ગુણોએ વાસો કર્યો હતો, તેવા ગુણ કુમુદિનીમાં જવલ્લે જ જોવામાં આવતા હતા. મથુરાનાથ પોતાની જ્યેષ્ટ પત્ની શ્યામાના સૌંદર્ય અને સદ્દગુણને કદી પણ ભુલતો નહાતો. તેને પોતાની પ્રિય શ્યામાને ઘેર આણવાની ઉત્કટ ઇચ્છા હતી પણ પિતાની ઇચ્છાને આધીન થયા સિવાય છુટકો નહોતો. હિંદુ સંસારની એ પણ એક બલિહારી છે! અમે કંઇ અને હદ પાર છુટ આપવી જોઇએ એમ કોઈ નથી કહેતુ પણ જીવન અને સમજ શક્તિ ધરાવનાર દંપતિને એક બીજાથી દૂરનાં દૂર રાખવાથી ઘણી

વેગાએ પરિણામ સારૂં તો નથી જ આવતું. આ સ્થળે તો બન્ને સમજવાન હોવાથી એવો કંઇ સંભવ નહોતો જ.

છેલ્લા થોડાક મહિના થયા શ્યામાના સસરા દેવલોક પામ્યા હતા. આથી મથુરાનાથ હવે કાંઇક અંશે સ્વતંત્ર થયો હતો. શ્યામાને પોતાને ત્યાં હવે જલદીથી બોલાવી લેવાનો હતો. પણ તે અસરામાં અચાનક સાંસારિક વિટંબણાઓ આજ સુધી આવી પડવાથી તે બોલાવી શકયો નહોતો. તેમાં તે છેલ્લા બે માસથી ઘણો બિમાર હતો. તે પછી મથુરાનાથે પોતાની જયેષ્ટ પત્નીને પોતાને ત્યાં શી રીતે બોલાવી તે આપણે ઉપર જોઈ ગયા છીએ.

---

## પ્રકરણ ૭ મું

### અબળા પર અત્યાચાર

---

" બેઠી એકલી, નવલ નવેલી ચંદ્રમુખી ગભરાયે છે,
" ઝરઝર ઝરતાં અશ્રુ આંખથી, દેખી દયામય થાયે છે;
" શરદશશી સમ સુવદન એનું રાહુ–ગ્રસ્ત દેખાયે છે,
"વિજન વિપિનમાં રૂદન જ એનું, સુણીને મન અકળાયે છે."

---

સમગ્રામથી ત્રણેક ગાઉ દૂર ગોપાળપુર કરીને બીજું એક ગામ આવેલું હતું. આ ગામની ચારે બાજુએ ગાઢું જંગલ હતું, અને ગામની વસ્તી પણ વિશેષ નહોતી. જવા આવવાના રસ્તા પણ સારા અને જોખમ વગરના નહોતા. આ ગામની લગભગ અર્ધા કોસથી દૂર ઉત્તર દિશાની બાજુમાં જે ઝાડી આવેલી હતી તે એટલી બધી ગીચ અને ગાઢી હતી કે દિવસે

પણ—તેમાંના કેટલાક ભાગોમાં અંધકાર અતિશય વ્યાપી રહેતો હતો અને ત્યાં એક બીજાનાં મ્હોં પણ સુજતાં નહોતાં. આ કારણને લીધે દિવસના વખતે પણ એ તરફથી જવાને લોકો ડરતા હતા. આ જગ્યાની નજીકમાં થઇને પાસેના એક ગામમાંથી ગોપાળપુર આવવાનો નાનો અને સાંકડો રસ્તો હતો. ઝાડીમાં બહારવટીયાઓ, ઠગો અને ધાડપાડુઓ ઉપરાંત જંગલી હિંસક પશુઓનો ત્રાસ એટલો વર્તતો હતો કે આ રસ્તે થઇને ખાસ કારણ સિવાય કોઇ આવજા કરતું ન હતું, અને પ્રસંગવશાત્ આવવા જવાની જરૂર પડતી તો તેઓ ટોળામાં ભેગા મળીને તે રસ્તે થઇને આવજા કરતાં હતાં.

આપણે જે વખતની વાત કરીએ છીએ તે વખતે દિવસ વીતી ગયો હતો. આખા દિવસની શ્રમભરેલી મુસાફરીથી થાકીને કુદરતના સામ્રાજ્યના વડા અમલદાર ભગવાન સૂર્યદેવ લાલચોળ અને હતાશ બની જઇ પશ્ચિમ દિશામાં વિશ્રામ લેવા જવાની તૈયારીમાં હતા. સંધ્યાકાળનો સુંદર અને આંખને આનંદ આપનારો આ સમય હતો. આધુનિક જમાનાના વ્યવસાયી જીવનમાં અનેક પ્રકારનાં યંત્રોથી ચાલતાં વાહનોની ધમાલ અને ખટરાટમાં ભલા વાંચનાર ! તેં કોઇ દિવસ આવું સૃષ્ટિ સૌંદર્ય નિહાળવાની દરકાર કરી છે ? આવા એક નિર્દોષ ગામડામાં સાંજને સમયે લીલી હરિયાળી જમીનમાં બેસીને શાંત ચિત્તે, દુનિયાની સર્વ જંજાળોને ઘડીભર બાજુએ મૂકીને તેં કદિ આવો રમણીય પ્રસંગ નિહાળ્યો છે ? જો ન નિહાળ્યો હોય તો એટલું જ કહીશું કે જીવનની એક અનુપમ મોજથી તમે વિમુખ રહેલા છો.

ગોપાલપુરની ભાગોળ આગળ આ વખતે અચાનક કુતરાં ખૂબ જોરથી ભસવા લાગ્યાં. ઠેઠ જંગલના અંદરના ભાગ સુધી તેમના અવાજનો પડઘો સંભળાયો. એક ખેડુત નિશ્ચિન્ત મને અને આનંદભર્યે અવાજે પોતાની ગાયોને લઇને ગીત ગાતો ગોપાલપુરમાં પોતાના

ઘર તરફ ચાલ્યો જતો હતો. તેના ખુશાલ અવાજથી જંગલ આનંદમય બની ગયું હતું.

આ વખતે આ રસ્તે થઇને એક યુવક જતો દેખાતો હતો. સાંજના સમયે આવા વિકટ અને જોખમ ભરેલા રસ્તા ઉપર આ યુવાન એકલો જતો હતો તે ખરેખર ધાસ્તી ભરેલું હતું. યુવક ઝપાટાબંધ પગ ઉપાડતો ઉપાડતો ગામ તરફ જતો હતો. તે આજુબાજુ જરાક પણ નજર નાખ્યા સિવાય ઘર તરફ જલદીથી જવાની ઉત્કંઠામાં આગળ વધ્યે જતો હતો. એટલામાં અચાનક તે ઉભો રહી ગયો. તેના કાનમાં કોઇનો અવાજ સંભળાયો હતો. યુવક ખમચાઇને ઉભો અને આ અવાજ ક્યાંથી આવે છે તે કાન માંડીને સાંભળવા લાગ્યો. થોડીક જ વારમાં જંગલની અંદરના ગીચ ઝાડીવાળા ભાગમાંથી કોઇક સ્ત્રી રડતી રડતી ચીસો પાડતી હોય એવો સ્વર સંભળાયો. આ તો ખરેખર અજાયબીની જ વાત હતી. ભર જંગલમાં સાંજના વખતે ગીચ ઝાડીમાં એક રમણીના રડવાનો અવાજ તે રમણી કાંઇક ભયમાં સપડાયલી હોય એમ સ્પષ્ટ સુચવતો હતો. હવે વધારે વાર ત્યાં ન થોભતાં તે યુવક તરત જ દોડયો અને જંગલની અંદર મહા મુસ્કેલીએ માર્ગ કાઢતો કાઢતો જે બાજુએથી અવાજ આવતો હતો તે બાજુએ આગળ વધવા લાગ્યો. જેમ જેમ તે આગળ જતો ગયો તેમ તેમ સ્પષ્ટ રીતે તે અજ્ઞાત રમણીનો હૃદયભેદી આર્તનાદ તેના કાનોમાં પ્રવેશ કરવા લાગ્યો. તે વિશેષ ઉતાવળથી ચાલવા લાગ્યો. આજુબાજુના ઝાડી ઝાંખરામાં તેનાં વસ્ત્રો ફાટીને ચીંથરાં જેવાં થઇ ગયાં હતાં, અને તેના શરીર પર ઠેકાણે ઠેકાણે ઉઝરડા પડી અંદરથી લોહી નીકળતું હતું.

થોડાક વખતમાં તે ધારેલા સ્થાને આવી પહોંચ્યો. ત્યાં તેણે જે દૃશ્ય જોયું તેથી તે ચમકી ગયો. એક ડરામણા દેખાવનો બદશીકલ આદમી એક ભયને લીધે થરથર કંપતી કોમળ બાલિકા ઉપર મનોહર તરુણીનો હાથ પકડીને તેના પર બલાત્કાર કરવાની તૈયારીમાં હતો. તે રમણી

આંખમાંથી નવધાર આંસુ વહેવડાવતી તે પિશાચના પગપર વારંવાર પડી તેને દૂર રહેવા વિનવતી હતી અને કાંઇ નહોતું વળતું ત્યારે જોરથી આક્રંદ કરી જંગલને ગજાવી મૂકતી હતી. સંધ્યાકાળના સમયે આ નિર્જન સ્થાનમાં તે રમણીની ગમે એટલી કોમળ ગર્જના છતાં કોઇ પણ ત્યાં આવી શકે એમ નથી એવી તે પાપીની પૂર્ણ ખાત્રિ હોવાથી તે નિશ્ચિન્ત ચિત્તે તે અબળા ઉપર અત્યાચાર કરવાની તૈયારી કરી રહ્યો હતો. તે પૈસા અને આભૂષણોની અને બીજી અનેક લાલચોથી તે સુંદરીને મનાવવા પ્રયત્ન કરતો હતો પણ તેની સર્વ ચેષ્ટા તદ્દન નિષ્ફળ જવાથી તે પિશાચ છેવટના ઉપાય તરિકે તે અનાથ અબળાના શિયળને બળાત્કારે ભંગ કરી પોતાની કામપિપાસા શાંત કરવાની તૈયારી કરતો હતો.

તે અબળાનો હાથ પકડીને તેણીને પોતાના બાહુપાશમાં ખેંચી લેવાનો તે પ્રયત્ન કરવાં લાગ્યો. તે રમણી બળપૂર્વક પાછી હઠવા લાગી, પણ આ પિશાચ આગળ તેણીનો શો આશરો ? અતિશય આવેગને લીધે તે મૂર્છિત બની ગઇ. તે પાપી તેણીને પોતાના ગળે લગાવવાની ચેષ્ટા કરવા લાગ્યો. હવે વધારે વાર આપણાવાળો યુવક આ અત્યાચાર સહન કરી શક્યો નહિ. પોતાની પાસે એક લાંબી લાઠી સિવાય બીજું કાંઈ પણ હથિયાર નહોતું. તેણે લાઠી ઉંચકીને પાછળથી તે પાપીના માથામાં એક એવો તો જોરથી ફટકો માર્યો કે તે પિશાચ બ્હેબાકળો બની ગયો અને જમીન ઉપર પડી ગયો. પેલી સ્ત્રી પણ બેભાન અવસ્થામાં બીજી બાજુએ ઢળી પડી. લાકડીના બે કટકા થઇ ગયા હતા. પેલા યુવકે જરાક પણ વખત ગુમાવ્યા સિવાય તે પડી ગયેલા નરાધમના માથામાં ભાગેલી લાકડી વડે બીજો એક જોરથી ફટકો માર્યો અને પછી તેની છાતી ઉપર ચડી બેઠો. પેલો આદમી આંખમાંથી અંગારા વર્ષાવતો તેના હાથમાંથી છુટવાની ચેષ્ટા કરવા લાગ્યો. યુવકે તેના કપાળમાં અને છાતીમાં જોરથી પોતાના હાથવતી પુષ્કળ ફટકા મારી તેને બેભાન બનાવી

દીધો. પછી તેણે તેના જ માથાના ફેંટા વડે કચકચાવીને તે પાપા-ત્માના હાથ અને પગ મજબુત બાંધીને તેને ઘસડીને એક ઝાડ આગળ લઈ ગયો, તથા ઝાડના થડ સાથે કચકચાવીને તેને તાણી બાંધ્યો.

હવે તે બેભાન બનેલી યુવતિને સાવધાન કરવા તરફ તે યુવકે પોતાનું લક્ષ દોડાવ્યું. તેણે તે રમણીની મનોહર દેહલતા તરફ નજર કરી અને મુગ્ધ બનીને એકી ટશે તે પરમ રૂપવતી રમણીના સોંદ-ર્યને આનંદપૂર્વક નિહાળવા લાગ્યો. તે બાલા અપાર રૂપવતી હતી તે તો તેને જોતાં જ જણાઇ આવતું હતું. પંદરથી વધારે દિવાળી તેણીએ જોઇ હોય એમ બીલકુલ લાગતું નહોતું. જંગલમાં ખીલી રહેલાં મનોહર ગુલાબના જેવોજ સમધુર રંગ તેણીના કપોલ પ્રદેશને અત્યારે પણ દીપાવી રહેલો હતો. તે યુવકે આસ્તેથી તેણીને બેઠી કરી અને તેણીને શુદ્ધિમાં આણવાના પ્રયત્નો આદર્યા. થોડીક વારમાં તે ભાનમાં આવી, અને દૂર ઝાડ સાથે બાંધેલો પોતાનો કાળ થઇ લાગેલા ક્રૂર મનુષ્યને તથા આ યુવાનને જોઇને જ તે સુંદરી સર્વ વસ્તુસ્થિતિ તત્કાળ સમજી ગઇ, અને શરમથી માથું નીચું નમાવીને ઉભી રહી.

યુવક બોલ્યો,—" ગભરાશો નહિ; હવે ડરવાનું કારણ નથી. આ દુષ્ટને મેં ઝાડ સાથે બાંધી દીધો છે. આપને હરકત ન હોય તો મને આપનું ઓળખાણ આપો અને આપનું રહેવાનું ઠેકાણું બતાવી દો. હું તમને સંભાળીને તમારે ઘેર પહોંચાડી આવીશ. "

યુવતિએ લજ્જાથી માથું ઝુકાવી લીધું.

તે યુવક ફરીથી બોલ્યો,—" હવે શા માટે ડરો છો ? આપને અડચણ હોય તો આપનો પરિચય આપવા મારો ખાસ આગ્રહ નથી. ચાલો તમને બહાર મૂકી આવું. "

તે યુવતીએ ધીમે ધીમે ટુંકાણમાં પોતે તે પિશાચના હાથમાં શી રીતે આવી પડી હતી તે કહી સંભળાવ્યું. સર્વ વૃત્તાંત સાંભળી



યુવક બોલ્યો,–" ગભરાશો નહિ *****આ દુષ્ટને મેં ઝાડ સાથે બાંધી દીધો છે........"

પૃષ્ટ ૪૦.

ત્યાર બાદ તે યુવક બોલ્યો,—" ત્યારે હવે તમારૂં ઘર ક્યાં આવ્યું તે મને કહો એટલે હું તમને ત્યાં જ મૂકી આવું. "

" મારૂં ઘર ગોપાળપુરમાં આવ્યું, "—તે યુવતીએ સુમધુર સ્વરે એ શબ્દો ઉચ્ચાર્યાં.

" ગોપાળપુરમાં ! ત્યાં તો હું હમણાં જ જાઉં છું. તમારા પિતાનું નામ શું ? "

" કાલિદાસ ભટ્ટાચાર્ય. "

યુવક અજાયબીથી બોલ્યો,—' કાલિદાસ ભટ્ટાચાર્ય ! વાહ ! આજે બહુ સારૂં થયું કે તમારૂં રક્ષણ કરવાને માટે ઈશ્વરે મને વેળાસર ત્યાં મોકલી આપ્યો. ભટ્ટાચાર્ય મહાશયને તો હું ઘણી સારી રીતે ઓળખું છું. તમે તેમનાં પુત્રી થઓ ? મેં તો તમને કદિ પણ જોયાં નથી ? પણ હશે. હવે અત્યારે વિલમ્બ કરવામાં માલ નથી. જુઓ. રાત પડી ગઇ છે અને ચંદ્રનો ઉદય થઇ ચુક્યો છે. આ રસ્તો મહા વિકટ અને જોખમથી ભરેલો છે. તમે ચાલો હું તમને તમારા પિતાની પાસે મૂકી આવું. "

યુવતીએ હા પાડી. યુવક આગળ ચાલ્યો અને યુવતિ તેની પાછળ પાછળ ચાલી. થોડીક વારમાં જંગલમાંથી તેઓ સહિસલામતથી બહાર આવ્યાં

ઉમાપતિ. આ યુવક કોણ છે તે વાંચકોએ ઓળખ્યો ? તે આપણા નવકુમારનો મિત્ર ઉમાપતિનું મોસાળ ગોપાળપુરમાં હતું અને તેથી તેને વારંવાર ગોપાળપુર જવું પડતું હતું. આજ પણ કામ પ્રસંગે ગોપાળપુર જવાનું તેને થયું હતું. ત્યાં અચાનક આ બનાવ બન્યો હતો.

જે યુવતિને ઉમાપતિએ છોડાવી તેનો પરિચય જલદીથી જ વાચકોને થશે.

---

# પ્રકરણ ૮ મું

## સુખનું સ્વપ્નું

"Among the various pretended arts of divination there is none which so universally amuses as that by dreams."

" Spectator. "

" આ દુનિયામાં સ્વપ્નના જેવી સર્વાનન્દ અર્પનાર બનાવટી વસ્તુ બીજી કાંઇ જ નથી."

"—સ્પેક્ટેટર."

ગોપાલપુર રાત્રિના સમયે અત્યારે સંપૂર્ણ શાંતિ ભોગવી રહ્યું હતું. જંગલમાંથી બહાર આવીને ગામની ભાગોળ સુધીમાં આવી પહોચતાં રાત્રિના એકાદ પ્રહર જેટલો સમય વ્યતીત થઈ ગયો હતો. ખેતરમાંથી અથવા અન્ય સ્થળેથી પોતાના કામધંધેથી પરત આવીને ગામડાના મહેનતુ લોકો પોતાનું વાળુ કરીને આખા દિવસનો પરિશ્રમ દૂર કરવા નિદ્રા દેવીને મીઠે ખોળે પોતાનું માથું મૂકી પોતાની સર્વ ચિન્તાઓ અને સંકટોને અલ્પ સમયને માટે બાજુએ મૂકીને સુઇ ગયા હતા, અને રાજાના રાજમહેલ કે શ્રીમાનોના શોભાયમાન મહેલોના છત્રપલંગોમાં સર્વ પ્રકારનાં આરામનાં સાધનોના ઉપભોગ કરતા સુખવાસી જીવડાઓથી દોઢ ગાઉ દૂર ભાગતી દયાળુ નિદ્રાદેવી આ મહેનતુ

અજાણ્વી લોકોને પોતાનો મીઠો અને અનેરો આશ્રય આપી રહી હતી.

પણ ગોપાળપુરના અમુક મહોલ્લામાં આજે ભારે ધાંધલ મચી રહી હતી અને રાત પડી ગઇ છતાં ત્યાંના લોકો જંપતા નહોતા, પણ આમતેમ શોધાશોધ કરતા હતા. તે મહોલ્લાના એક મકાનમાં વસતા કાલિદાસ ભટ્ટાચાર્યની એકનીએક પુત્રી મુકતકેશી આજે ગુમ થઇ ગઇ હતી. ગામડામાં એક જુવાન છોકરીના ગુમ થવાનો બનાવ ઘણો જ અસાધારણ ગણાય અને તેથી આખા ગામમાં ભારે શોધાશોધ ચાલી રહી હતી.

આ અરસામાં ઉમાપતિ પોતાની સાથવાળી છોકરી, કે જેને વાચકોની આગળ અમો મુકતકેશીના નામથી જ સંબોધીશું, તેને લઇને આવી પહોંચ્યો. અચાનક પોતાની પુત્રીને આવી પહોંચેલી જોઇને મુકતકેશીનાં માતાપિતા હર્ષઘેલાં બની ગયાં અને પુત્રીને છાતી સરસી ચાંપી. તેમની આંખોમાંથી આનંદનાં આંસુ વરસતાં હતાં.

ધીમેધીમે મેળાપ અને હર્ષની ઉત્કંઠા અને આવેગ ઓછો થતાં જ ઉમાપતિ તરફ આંગળી બતાવીને મુકતકેશી પોતાના પિતાને ઉદ્દેશીને બોલી,—" બાપુ ! આજે એમણે મને બચાવી. એ ન હોત તો—હાય ! હાય ! મુવું આજે કાંઇનું કાંઇ થઇ જાત. " એમ કહીને મુકતકેશીએ બધો વૃતાંત કહી સંભળાવ્યો.

તે વૃતાંતનો સારાંશ અમે અત્રે આપીશું. મુકતકેશી બપોર વિત્યા બાદ દરરોજ ત્રીજા પહોરે બપોરનું સ્નાન કરવાને માટે પોતાના ઘરથી થોડેક દૂર આવેલા વહેળા આગળ જતી હતી. તે મુજબ આજે પણ તે ત્યાં ગઇ હતી. દરરોજ તો મુકતકેશી પોતાની માતાની સાથે જતી હતી, પણ આજે તેની માતાને અચાનક જરૂરી કામ આવી પડવાથી તેને એકલીને જવું પડયું હતું. દરરોજ પાડાપાડોશીઓમાંથી પણ કોઇને કોઇ ભેરૂ સાથે રહેતું હતું. આજે અચાનક એવો સંજોગ બન્યો કે સાથે કોઈ પણ રહી ન શકયું. આથી મુકતકેશી એકલી વહેળા આગળ સ્નાન કરવા ગઇ. સ્વાભાવિક રીતે

જળ જોઇને સ્ત્રીઓ કાંઇક ઘેલછામાં આવી જાય છે અને ઘડીભર પોતાના દેહનું ભાન ભુલી જાય છે એ તો અમારા વાચકો જાણતા હોવા જ જોઇએ. તેમાં પણ પોતાના નવિન ઉભરાતા મદમાતા યૌવનના મદથી ઉભરાતી કુમારિકા મુક્તકેશી બપોરના સમયે એકાન્ત સમયે જળમાં સ્વેચ્છાપૂર્વક વિહાર ન કરે એ બનવા જોગ ન હતું. નિઃસંકોચપણે તે જળમાં સ્નાન કરી રહી હતી. અને પોતાના અંગના રમણીય અને પ્રેક્ષણીય અવયવોને સાફ કરી રહી હતી. નાનકડી નદીના નિર્મળ વહેતા જળમાં કમરપુર પાણીમાં ઉભેલી મુક્તકેશીનાં પહેરેલાં વસ્ત્રો તેણીના ઉભરાતાં અંગને ચીવટાઇથી વળગી રહ્યાં હતાં, અને મુક્તકેશી સ્વેચ્છા પૂર્વક જળવિહાર કરતી હતી. અત્યારે તેણીના અંગનું સર્વ સૌન્દર્ય કોઇક અજબ રીતે દીપી નીકળ્યું હતું. જાણે કોઇ જળદેવી અત્રે વિહાર કરવા ઉતરી પડી હોય તેવો જ દેખાવ જણાતો હતો. શું આ અદભૂત સૌંદર્ય નિહાળનાર ત્યાં અન્ય કોઈ ન હતું ? ના. ત્યાં કોઈ વિનયશિલ અને વિવેકી પુરૂષ તો ન હોતો જ. ત્યાં હતો એક વિષયાસક્ત કદરૂપો પિશાચસમો પુરૂષ. પોતાની વિલાસ અને પાશવવૃતિથી ભરેલી આંખોથી વિકારી દૃષ્ટિએ દૂર નદીને કિનારે એક ઝાડને ઓથે ઉભો ઉભો આ મઝ્વાલી તે મનોહર મૂર્તિને નિહાળી રહ્યો હતો. મુક્તકેશીના અનુપમ સૌંદર્યથી તે એટલો બધો મદોન્મત્ત થઇ ગયો હતો કે તેણે આ રમણીને પકડીને કોઈ પણ ઉપાયે પોતાની પિશાચવૃત્તિ શાંત કરવાનો નિશ્ચય કરેલો હતો. તેથી મુક્તકેશી વરેળાનાં પગથીયાં ચઢીને બહાર આવવા ગઈ કે તરતજ આ દુરાત્માએ તેનો હાથ મજબુત પકડ્યો; અને મુક્તકેશી એક ચીસ પણ પાડી શકે તે પહેલાં તો તેણીના મ્હોમાં ડુચો દઇને તેણીને લઇને જંગલ તરફ દોડી ગયો. ત્યાં જઇ તેણે તે બાલિકાના મ્હોમાંથી ડુચો કાઢી નાંખ્યો અને તેની પાસે અનેક પ્રકારની લોભજનક વાતો કહીને મુક્તકેશીને પોતાની કરવાને પ્રયત્ન કર્યો. આ નિર્લજ્જ અને બિભત્સ માગણીનો મુક્તકેશીએ અત્યન્ત તીરસ્કારપૂર્વક અનાદર કર્યો. આથી તે પાપીએ ચીડાઇ જઇને

બળપૂર્વક મુકતકેશી ઉપર અત્યાચાર કરવા ધાર્યો. તેમાં તે કેવી રીતે નિષ્ફળ નિવડયો તે આપણે જાણીએ છીએ.

આ સર્વ વાત મુકતકેશીના મોઢેથી સાંભળતાં તેનાં માતપિતા પોતાની પુત્રી કેવા ભયંકર જોખમમાંથી બચી ગઇ તે સમજી ગયાં, અને તેના બચાવનાર તરફ જોવા લાગ્યાં. કાલિદાસ ભટ્ટાચાર્ય તરત જ ઉમાપતિને ઓળખી ગયા, અને બોલ્યા, " ઓહો ! ભાઈ ઉમાપતિ ! મારી મુકતકેશીને તમે જ બચાવી ? અહો ! વિધાતાનો કેવો ઉપકાર!" પછી તે પોતાની પત્નીને ઉદ્દેશીને બોલ્યો, " આ ઉમાપતિને તું બરાબર નથી ઓળખતી પણ તે તો આપણા હરિહરના ભાણેજ થાય. ભાઈ ઉમાપતિ ! આટલી વાર આ ગડબડાટમાં તમારા તરફ લક્ષ ન અપાયું માટે ક્ષમા કરજો. તમે આજે મારી ઉપર, મારા કુટુંબ ઉપર અને મારી પુત્રી ઉપર એક એવો મહત્ ઉપકાર કર્યો છે કે તેનો બદલો આ જન્મમા વાળી આપવાને માટે તો હું કદિ પણ સામર્થ્યવાન નહિ જ થાઉં પણ પર જન્મમાં પણ તેમ કરી શકીશ કે નહિ તેની પણ મને મોટી શંકા છે. ભાઈ ઉમાપતિ! હું ગરિબ બ્રાહ્મણ છું. મારી પાસે એટલી લક્ષ્મી નથી કે તમારા આ મહાન્ ઉપકારનો બદલો હું દ્રવ્યવતી આપી શકું. આ ગરિબ બ્રાહ્મણનો તમને આશીર્વાદ છે કે પ્રભુ તમારૂં સર્વદા મંગળ કરે. પણ ભાઈ! હવે રાત્રિ બહુ વીતી ગઈ છે. અત્યારે તમારા મામાને ત્યાં રાતના પહોર જવાની જરૂર નથી. તમે અત્યારે તો અહીં જ રહી જાઓ. સવારમાં અહીંથી જજો "

ઉમાપતિ,-" જી ! આપ મારે માટે નાહકના મોટા મોટા શબ્દો વાપરો છો. મે મારા કર્તવ્ય સિવાય વિશેષ કાંઈ જ કર્યું નથી. અત્યારે મારે જરૂરી કામ છે માટે મને મારા મામાને ત્યાં જવાની આજ્ઞા આપો. ખાસ જરૂરી કાર્ય હોવાથી જ સાંજના પહોર જંગલના ઉજ્જડ રસ્તા તરફ થઈને હું આ બાજુ આવવાને નીકળ્યો હતો. આપની કૃપા છે એ જ મારે મન બધું છે. "

કાલિદાસ,-" ભાઈ! તમારે ગમે તેવું જરૂરનું કામ હશે પણ

અત્યારે ભાગી રાતે જાઓ અથવા સવારના પહોરમાં જાઓ તે સર્વ સરખું છે. તો કૃપા કરી અત્યારે અહીં રહી જાઓ. તમારી વાત-ચીતમાં અપૂર્વ આનંદ મળશે અને મારી મુકતકેશી પણ ખુશખુશ થઇ જશે. કેમ મુક્તકેશી ! તું કેમ ઉમાપતિને અહીં રહેવાને કહેતી નથી ? ”

બિચારી મુકતકેશી શું કહે ? શરમાતાં શરમાતાં મસ્તક નીચું નમાવીને તેણીએ પોતાની મોટી વિશાળ આંખો વડે એક વાર તીરછી નજરે ઉમાપતિના સામું જોયું, અને પછી પોતાની આંખો એકદમ નીચે ઝુકાવી લીધી. પણ તે એક જ નજરમાં એવી મોહિની ભરેલી હતી કે ઉમાપતિએ ત્યાં રહેવાનો નિશ્ચય કરી લીધો અને બોલ્યો “ ભલે ત્યારે; આપની ઇચ્છા છે તો હું અત્યારે અહીં રહી જઇશ. સવારે ચાલ્યો જઇશ. ”

આમ કરીને ઉમાપતિએ મુકતકેશીના નિષ્કલંક ચંદ્રની જ્યોતી સમાન ઝળકતા મુખ તરફ નજર કરી. જાણે તે મનોહર મૂર્તિ આનંદથી પ્રફુલ્લ બની ગઈ હોય અને તેણીના મનોહર વદનકમળ પર હાસ્ય અને સંતોષની છટા ફરકી રહી હોય એવું ઉમાપતિને જણાયું. ઉમાપતિ પ્રસન્ન થયો અને સમજી ગયો કે મુકતકેશી પણ પોતાના ત્યાં રહેવાથી પ્રસન્ન થઇ છે.

બધાં જણાં ઘરમાં ગયા. અત્યારે આ નાનકડા કુટુંબમાં સર્વ સ્થળે આનંદ ફેલાઈ રહ્યો હતો. વાળુની તૈયારીઓ કરવા માટે મુક્ત-કેશીની માતા રસોડામાં ચાલી ગઇ અને ઉમાપતિ મુક્તકેશી તથા તેના પિતા એ ત્રણે જણાંએ પેટ ભરીને અહીં તહીની વાતો કરી. મુક્તકેશીના સુમધુર સ્વર અને અદ્ભૂત સૌંદર્ય ઉપર ઉમાપતિ મુગ્ધ બની ગયો હતો, અને કદાવર કાઠીના ખુબસુરત ઉમાપતિ તરફ મુક્તકેશી વખાણ અને આનંદની આંખે જોઈ રહી હતી. તે આંખોમાં સ્નેહની જ્યોતિ ઝળકતી હતી કે કેમ અને પ્રેમની ખુમારી સ્પષ્ટ દીસી આવતી હતી કે કેમ તે તો અમે નથી જાણતા પણ વાચકો કૃપા કરીને થોડી વાર ધીરજ ધરશે તો સર્વ આપોઆપ માલમ પડશે.

વાળુ કરી રહ્યા બાદ થોડીક વાર આમતેમ વાતોચીતો કરી રહ્યા પછી સર્વ સુવા ગયાં. દક્ષિણ બાજુના એક ઓરડામાં ઉમાપતિ સુતો હતો. તેની જોડેની ઓરડીમાં કાલિદાસ ભટ્ટાચાર્ય પોતાની પત્ની સાથે સુતા હતા. અને સર્વથી છેલ્લી ઓરડીમાં મુક્તકેશી સુતી હતી. મુક્તકેશીની ઓરડીનું બારણું ઉલટી દિશાએ હતું, અને જ્યાં આગળ ઉમાપતિના ખંડનું બારણું હતું, તેની બરાબર સામે મુક્તકેશીની ઓરડીની બારી આવી રહેલી હતી. ઉમાપતિએ પોતાની શય્યામાં આળોટવા માંડયું પણ આજે તેની વિચારપરમ્પરા એટલી લંબાઈ કે કોઇ પણ પ્રકારે તેને નિદ્રા આવી ન શકી. જ્યારે આપણું ચિત્ત ચિંતાગ્રસ્ત હોય અને આપણે કોઇ વિચારોમાં ગુંથાઇ ગયા હોઈએ ત્યારે આપણને સહેલાઇથી ઉંઘ નથી આવતી એ તો અમારા વાચકો સારી રીતે જાણતા જ હશે. નવકુમાર પોતાની ઓરડીના બારણા આગળ ઓરડીમાં આમતેમ ફરવા લાગ્યો. તેને જણાયું કે રાત્રિ અધિક વ્યતિત થવા છતાં સામે મુક્તકેશીની ઓરડીમાં પણ તે નિદ્રા લેતી હોય એમ નહોતું લાગતું. આમતેમ વખત વીતડવા તે ફરતી હોય એમ જણાતું હતું. આવી રીતે પુષ્કળ રાત વીતી જવા બાદ રાત્રિના ત્રીજા પ્રહરે ઉમાપતિને નિદ્રા આવી.

જાગતાં તો હૃદયમાં મુક્તકેશીના જ વિચાર ચાલતા હતા, પણ હવે ઉંઘમાં પણ કયાં તે મોહક મુક્તકેશી છોડે તેમ હતું ? મુક્તકેશી ઉંઘમાં પણ ઉમાપતિને દર્શન દેવા લાગી. તે શી રીતે ? ઉમાપતિને એક સુંદર સ્વપ્ન આવ્યું

એક પરમ રમણીય ગિરિગુફામાં ઉમાપતિ બેઠો હતો. ત્યાં આગળ નજીકનાં કંચન જેવા સુંદર અને સ્વચ્છ જળનો નિર્મળ ઝરો ખળખળ શબ્દ કરતો વહી જતો હતો. આસપાસનાં સુંદર અને સુગંધીદાર વૃક્ષો અને વેલીઓને સ્પર્ષ કરીને સુગંધિત વાયુ મંદમંદ વાતો હતો. આજુબાજુ લીલી હરિયાળી કુમળી ઘાસ ઉગી હતી અને જાણે સૃષ્ટિદેવી ! તે સ્થળે લીલો સુંવાળો ગાલીચો બીછાવ્યો

હોય એવી રમણીય શોભા તે જગ્યા આપી રહી હતી. ઉમાપતિ આ સર્વ સૃષ્ટિસૌંદર્યનો સ્વચ્છન્દે ઉપભોગ કરી રહ્યો હતો એ અરસામાં અચાનક કુસુમના ભારથી લચકાતી એક સુંદર સ્વરૂપની રમણી ત્યાં આવી અને પાછળથી ઉમાપતિના ગળા ઉપર હાથ નાખી તેની આંખો તેણે દબાવી દીધી.

ઉમાપતિ ચમકીને બોલ્યો,—" કોણ છે ? "

ને સુંદરી બોલી,—" કાળો કાળો ચોર છે ! "

ઉમાપતિ હસી પડયો અને બોલ્યો,—" અરે વાહરે મારા વ્હાલા ચોર ! કાળા ચોરના તે આવા સુંદર અને નાજુક મુલાયમ હાથ હોતા હશે કે ? હાથ આંખ પરથી ઉઠાવી લેવા છે કે શિક્ષા કરૂં ? "

" મને શી શિક્ષા કરશો ? "

" તમારા ગોરા ગોરા ગલગોટા જેવા મુલાયમ હાથ ઉપર ચુંબનો કરવાની ! "

" ના, ના; એમ તો નહિ. "

" ત્યારે આંખો ઉપરથી હાથ લઇ લો, અને મને જોવા દો કે તમે કોણ છો ? "

ના, ના; નહિ લઇ લઉં ! હું કોણ છું, તે કહો. "

" તમે દેવી છો ! "

" ના મારૂં નામ કહો. "

" ભલા આ તે કેવો જુલમ ! તમને હું ઓળખતો નથી અને નામ શી રીતે લઉં ? "

" લો ત્યારે આ હાથ લઈ લીધા. હવે પારખો જોઉં ! "

ઉમાપતિ આંખો ઉઘાડીને પોતાની સામે ઉભેલી સુંદરીને જોવા લાગ્યો. તે તરત જ આશ્ચર્યથી બોલી ઉઠયો,—" મુક્તકેશી ! તમે અહીં ક્યાંથી ? "

મુક્તકેશી,—" તમે અહિં ક્યાંથી ?

ઉમાપતિ,–" હું તો વનનું સૌંદર્ય નિહાળવા આવ્યો છું. "
મુકતકેશી, " હું તો વનનું સૌંદર્ય નિહાળવા આવી છું ! "
ઉમાપતિ–" પણ મુકતકેશી ! તમારો આજનો આવો મનોહર વેશ ક્યાંથી ? "

મુકતકેશી,–" કેવો વેશ ? "

ઉમાપતિ,–" અંગેઅંગ કુસુમ ધારણ કરેલો વેશ. "

મુકતકેશી,—" કાં ? તમને એ વેશ નથી ગમતો ? "

ઉમાપતિ,—" અરે નથી તે કેમ ગમતો ? એટલો બધો ગમે છે કે બસ જાણે—"

મુકતકેશી,—ખરેખર ! "

ઉમાપતિ,–" ત્યારે શું હું જુઠું કહું છું ? "

મુક્તકેશી,–' ઉભા રહો ત્યારે; તમારો પણ એવો વેશ બનાવી દઉં છું. "

એમ કહી મુક્તકેશી પર્વતની અંદરના પ્રદેશમાં ચાલી ગઇ. થોડીક વારમાં રંગબેરંગી અનેક સુગંધિત પુષ્પો પોતાનાં કુસુમનાં વસ્ત્રોમાં ભરીને તે લાવી અને તેમથી તેણે પુષ્પનો એક સુંદર શિરપેચ બનાવ્યો. તે ઉમાપતિને પહેરાવી દીધો. ઉમાપતિને તે ઘણો જ દીપવા લાગ્યો. આથી બમણો ઉત્સાહ આણીને મુક્તકેશીએ ફુલનાં વસ્ત્રોથી ઉમાપતિને સજી દીધો. બન્ને જણાં જાણે વનદેવતા અને વનદેવીની સાક્ષાત પ્રતિમાઓ બની ગયાં.

મુક્તકેશી ઉમાપતિને પુષ્પના સર્વ અલંકાર અને આભૂષણો પહેરાવ્યાં બાદ બોલી,–" હવે ઉભા થાઓ જોઉં. મને જોવા દો કે તમને આ વેશ કેવો લાગે છે ? "

ઉમાપતિ ઉભો થઇ ગયો. મુક્તકેશી બોલી,–" વાહ ! શું સરસ વેશ છે. પણ હજુ ચાર રંગીન ફુલ અને બે સાદી ફુલની માળાઓની જરૂર છે. મારી પાસે હવે અહીં ફુલ નથી, પણ તમે ઉભા રહો. હું તમને અહીં જ મારા કંઠની માળા પહેરાવી દઉં છું. "

એમ બોલીને તેણે પોતાના ગળે પહેરેલી કમળની કળીઓની સુંદર લાંબી માળા કાઢીને ઉમાપતિના ગળે પહેરાવી દીધી ! પછી તે

લજવાઇને બોલી,–" રામ ! રામ ! આ મેં શું કર્યું ? મેં તો તમને મારા ગળાની માળા કાઢીને પહેરાવી દીધી ! હાય ! હાય ! તમે મને કોણું જાણે કેવી એ સમજશો ? "

" જો હું તને આમ સમજીશ ! " એમ કહી ઉમાપતિએ આગળ વધીને મુક્તકેશીને પોતાના ભુજપાશમાં લઇને આલીંગન દીધું અને—

" ખસો ! ખસો ! વાહ ! મને તો બહુ શરમ આવે છે ! " એવા મુક્તકેશીના શબ્દો સંભળાયા. ઉમાપતિ મમત ઉપર ચડ્યો અને મુક્તકેશીને, " હવે શરમ શાની ? માળા પહેરાવતાં તો શરમ આવી નહોતી ! " એમ કહીને ફરીથી આલીંગન દેવા ગયો, ત્યાં અચાનક,—

સુખસ્વપ્ન પુરૂં થઈ ગયું અને આંખ ઉઘડી ગઇ !

સવારનો પહોર હમણાં જ થઈ ગયો હતો. આ ચમત્કારિક અને સુખમય સ્વપ્નથી પ્રફુલ્લ ચિત્તે ઉમાપતિ ઉઠ્યો અને પોતાની ઓરડીના બારણા આગળ આવ્યો. તેણે મુક્તકેશીની ઓરડી સામી નજર કરી. ત્યાં મુક્તકેશીને પોતાની સામું ટગર ટગર જોતી તેણે ઉભેલી જોઈ. જેવું તેણે મુક્તકેશીને જોવા મ્હોં ઉંચું કર્યું, તેવું જ લજવાઇને મુક્તકેશીએ પોતાનું મ્હોં નીચું કરી લીધું.

## પ્રકરણ ૯ મું

" આજ પ્રાણ ભીંજ્યા વ્હાલાના સ્નેહ રંગમાં ! "

" हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम् । "

—उत्तररामचरितम् ।

" જબ નેનસે નેન ગયે મિલહી તબ નેનમેં નિંદ ન આવત હૈ,
થરકત છતિયાં બતિયાં સુખકી અરૂ અંગ અનંગ સતાવત હૈ."

—હવે

" હઠ છોડ સખી ચલ સંગ મેરે તોહે, વ્રજમેં કહાન બુલાવત હે,
" નહિં તુમ બિન વાકો ચયન પરત નહિં ખાન પાન કચ્છુ ભાવત હે;
" મોર મુગુટ નહિં પહેનત હય, નહિં અંગ સુગંધ લગાવત હે,
" નહિં ધેન ચરાવન જાત સખી વોહે બંસી નાદ ન ભાવત હે.
" ક્યું એસો હીયો તેરો કઠીન ભયો, તોહે લાજ શરમ નહિં આવત હે.
" જાકો જોગીજન ધ્યાન ધરત બ્રહ્માદિક પાર ન પાવત હે;
" તોરી પ્રીતમેં ભુલ ગયો પ્રભુતા તકસીર વો માફ કરાવત હે,
" એક બાત ન જુઠ કહું સજની, અબ ક્યા ઇતના તરસાવત હે,
" પ્રિયા ! માધોસેં એગેં મિલો પ્યારી, વો તો તેરો હી નાજ ઉઠાવત હે.

—" રા' માંડલીક "

---

" ઉદ્ધવજી છે અળગી રે, વાત એક પ્રેમ તણી. "

—દયારામ

---

" Last night in the garden I offered you my youth's foaming wine.

You lifted the cup to your lips, you shut your eyes, and smiled while I raised your veil, unbound your tresses, drawing down upon my breast your face sweet with its silence, last night when the moon's dream overflowed the world of slumber. "

—" Lover's Gift "

—*Dr. Rabindranath Tagore.*

ઉમાપતિના આનંદની સીમા ન રહી, અને તે કાંઈક અંશે પોતાનું ભાન પણ ભુલી ગયો, અને આનંદથી બોલી ઉઠયો,—" મુક્તકેશી ! "

ઉમાપતિના મુખમાંથી આ શબ્દો નીકળતાં જ મુક્તકેશી ત્યાંથી ચાલી ગઈ. ઉમાપતિને પણ કાંઈક સંકોચ થયો, પણ મુક્તકેશી પોતાના તરફ આકર્ષાઈ છે એ વાતથી તેના હૃદયને અપાર આનંદ ઉપજ્યો હતો. તે પણ થોડીક વારમાં ઉઠીને ઓરડીથી બહાર આવ્યો.

પ્રાતઃક્રિયા વિગેરેથી પરવારી, સ્નાનાદિક કર્મથી નિવૃત્ત બની ઉમાપતિએ સંધ્યા વિગેરે પ્રાતઃકર્મ કરી લીધું તથા મુક્તકેશી અને તેની માતાએ બનાવેલી રસોઇ વહેલાં વહેલાં જમી લીધી. આજે ઉમાપતિને ખોરાકમાં કાંઇ અપૂર્વ આનંદ પડતો હતો. પીરસનાર પણ પ્રફુલ્લ ચિત્તે ત્યાં પીરસી રહી હતી, અને મેમાનની નજર સાથે નજર મળતાં લજવાઇને અંચલમાં પોતાનું મ્હોં છુપાવી લેતી હતી. જમ્યા બાદ મુખવાસ વિગેરે લઇને ભટ્ટાચાર્ય મહાશય તથા તેમનાં પત્નીની આજ્ઞા લઇ ઉમાપતિ ઘેર જવા નીકળ્યો. જતાં જતાં મુક્તકેશીને જોવાની તથા બની શકે તો સ્નેહના એ મીઠા શબ્દો બોલવાની હૃદયમાં પ્રબળ ઉત્કંઠા થઈ, અને ઉમાપતિની આંખો તે મોહન મૂર્તિને આમતેમ શોધવા લાગી. પણ મુક્તકેશી કયાંય પણ જણાઇ નહિ. હવે ઉમાપતિએ નિરાશ થઇને ચાલવા માંડયું અને જેમ તેમ કરીને પોતાનું મન વાળવા માંડયું. તે વિચાર કરવા લાગ્યો કે જો કદાચ મુક્તકેશી મળી હોત તો પણ શું નિરાંતે મુક્ત કંઠે વાતચીત થઇ શકત? તે તો નહિ જ. ત્યારે આવજો લાવજો જેવા બે શબ્દો કહ્યા તોય શું અને ન કહ્યા તોય શું ?...અર્થાત્ સમજ્યાને પ્રિય વાચક ! ઉમાપતિ મહાશયને મનથી 'દ્રાક્ષ ખાટી' હતી !

પોતાનું મન વાળવાને ઉમાપતિએ ગમે તેટલા પ્રયત્નો કર્યા પણ તેના અંતરને કાંઇ પણ આરામ થયો નહિ. તે ઉદાસ ચિત્તે ઘરની બહાર નીકળ્યો. ભટ્ટાચાર્ય મહાશય તથા તેમનાં પત્નિ રસોડામાં હતાં, અને ઘરને આગણે આવ્યા સિવાય બહારના લોકો તેમને દેખી શકે એમ નહોતું. એટલામાં બારણા આગળ અચાનક મુક્તકેશી જ આવતી જણાઇ. મુક્તકેશી શરમાઇને નીચું જોઇને ઉભી રહી. ઉમાપતિ પણ શું બોલવું તેના વિચારમાં પડયો. મનમાં તો ઘણું એ થતું હતું કે આમ કહું અને તેમ કહું. પણ અત્યારે જાણે જીભે બહાર નીકળવાના સોગન લીધા હતા, અને વાચાશક્તિએ વગર ચેતવણીએ જાણે હડતાળ પાડી હતી !

આવી રીતે બે ત્રણ પળ સુધી તો બન્ને જણાં એક બીજાને જોતાં ઉભાં જ રહ્યાં. પછી ઉમાપતિ બોલ્યો,—" મુક્તકેશી ! તમે ભલે આવ્યાં. હું તમારા શુકને જાઉં છું. "

મુક્તકેશી,–" ઇશ્વર તમારા કાર્યમાં વિજય અર્પે. પણ શુકન ફરીથી જોઇતા હોય તો આ તરફ આવજો. "

ઉમાપતિ,–" કાં નહિ આવું ? જરૂર આવીશ. "

મુક્તકેશી,–" તમે આવશો તો મારાં માતાપિતા ઘણાં જ રાજી થશે. "

ઉમાપતિ,–" હા જ તો ! તે તો હું જાણું છું જ ને ! પણ બીજું એક જણ રાજી છે કે કેમ તે જ મને બરોબર સમજણ પડતી નથી. "

મુક્તકેશી,–" તે બીજું કોણ ? "

ઉમાપતિ,–" તમે કોઇને કહી ન દો તો કહું ? "

મુક્તકેશી,–" કહો ! કહો ! "

ઉમાપતિ,–" હમણાં મારા સામું એક જણ ઉભું છે ને તે ! "

મુક્તકેશી–" કોણ ઉભું છે ? ! "

ઉમાપતિ,–" કોણુની કહેનાર ! "

મુક્તકેશી હસતાં હસતાં પણ શરમથી શીર ઝુકાવીને મૃદુ અવાજે બોલી,–" જો તે રાજી ન હોત તો શુકન મેળવવાને માટે ફરીથી આવવાનું કહેત ? તેની મરજી તો પ્રથમથી જ તમે જાણી લીધી છે. હવે તમે જ મીંઢા ચોર જેવા છો કે તમે અહીં ક્યારે આવશો તે કહેતા નથી. "

ઉમાપતિ,–" કાલે બપોરના ત્રણેક વાગે મેં અહીં આવવાનું તમારા પિતાને વચન આપ્યું છે. "

મુક્તકેશી,–" ભલે આવજો. ભુલશો મા. "

ઉમાપતિ,–" વારૂ. ત્યારે હવે હું જાઉં છું. "

મુક્તકેશી,–" હા; આવજો. "

ઉમાપતિ–" મુક્તકેશી ! "

મુક્તકેશી,–" કેમ ? "

ઉમાપતિ,–" ત્યારે હું જાઉં છું. "

મુક્તકેશી એકી ટશે ઉમાપતિના સામું જોઇ રહી. પછી તેણે શરમથી શીર નમાવી દીધું. જવાબ ન દીધો. ઉમાપતિ આગળ ચાલ્યો. થોડેક આગળ ગયા પછી તેણે પાછા ફરીને જોયું. મુક્તકેશી પાછળ પાછળ છેક આંગણાં સુધી આવી હતી અને ત્યાં ખમચાઇને ઉભી રહી તેને જતો જોઇ રહી હતી.

" गच्छतिपुरः शरीरं धावति पश्चादसंस्थितं चेतः ।
चीनांशुकमिवकेतोः प्रतिवातं नीयमानस्य ॥ "

—" शाकुन्तला । "

એવી અન્યારે ઉભયની સ્થિતિ હતી.

ઉમાપતિ ચાલ્યો ગયો. તેના જવા પછી ઉદાસ બનીને મુક્તકેશી ઘરમાં ચાલી ગઇ.

## પ્રકરણ ૧૦ મું

### મુક્તકેશી

सर्वोपमा द्रव्य समुच्चयेन,
यथा प्रदेशं विनिवेशितेन ।
सा निर्म्मिता विश्वसृजा प्रयत्ना
देकस्थ सौन्दर्य दिदृक्षयेव ॥

—कालिदासः ।

" Beauty is by the judgment of the eye,
" Not uttered by base sale of chapman's tongue. "
—William Shakespeare.

બપોરનો વખત વીતી ગયો છે. એક એકાંત કમરામાં હીંચકા ઉપર બેસીને હીંચકા ખાતી ખાતી મુક્તકેશી પોતાના વાળ હોળી રહી છે. વાળ એટલા બધા લાંબા છે કે ક્યમે કર્યા સરખા રહેતા જ નથી; અને આજે મુક્તકેશી જેમ જેમ જલદીથી વાળ હોળી લેવા પ્રયત્ન કરતી હતી તેમ તેમ તે વધારે ગુંચવાઇ જતા હતા. આજે જાણે તે બધાએ બળવો કર્યો હોય તેવો મામલો થઇ ગયો હતો. તે અકળાઈને બોલી,–" આજે વાળને પણ કોણ જાણે શું થયું છે ! ત્રીજો પહોર તો થવા આવ્યો નહિ. આવવાના તો ન હોય ? કદાચ એમ પણ હોય. પણ એઓ ન કેમ આવે ? આજે—"

અચાનક મુક્તકેશી વિચાર કરતી અટકી ગઇ. જોડેની ઓરડીમાં તેના માતપિતા કાંઇ અગત્યના વિષય ઉપર વાતચીત કરતાં હતાં. તેમાંના કેટલાક શબ્દો મુક્તકેશીના કાને પડયા અને તેથી તે કાન માંડીને તેઓ શી વાત કરતાં હતાં તે સાંભળવા લાગી.

માતા,–" અહા! કેવો સુંદર છોકરો! જાણે સાક્ષાત્ કાર્તિકસ્વામીનો અવતાર! વાતચીત પણ કેવી મીઠી અને સલુકાંઇથી કરે છે. એનો વિવાહ આપણી મુક્તકેશી સાથે થાય તો કેવું સારૂં!"

પિતા,–" તું કહે છે તે ખરી વાત છે. નિર્દોષ, નિષ્કલંક; રૂપવાન વિદ્વાન, અને સભ્ય છે. સાથે સાથે કુળવાન પણ છે. અર્થાત્ વિવાહ કરવાને માટે જે જે સદ્દગુણ અને લાયકાત જમાઇમાં જોવાય છે તે સર્વ ઉમાપતિમાં છે."

માતા,—"વાતો કરવાથી કાંઇ નહિ વળે. હવે બીજું કશું વિચાર કરવાનો વખત નથી. હવે કન્યા મોટી થઇ ગઈ છે અને જલદીથી માથે આવશે. તે પહેલાં આપણે તેનું માથું ધોઇ નાખવું જોઇએ. નહિ તો આપણે અનેક પાપોનાં ભાગીદાર થઈશું એવું શાસ્ત્રનું પ્રમાણ છે."

પિતા,—" હા. તે સર્વ હું સમજું છું. પણ મુક્તકેશીનો ઉમાપતિનાં સબંધીઓ સ્વિકાર કરશે કે કેમ એ વિચારવા જોગ વાત છે. આપણે જ્ઞાતિબહિષ્કૃત થઇને દેશ છોડીને અહીં આવીને વસેલાં છીએ. હવે જે દીકરી લેશે તે આપણી પૂર્વ સ્થિતિ પણ જાણવાને ઇચ્છશે. તેનું કેમ કરીશું? અહીં હરિહર સિવાય આપણું બીજુ કોણ છે? અડીભીડી વખતે આપણને જો કોઇ સહાય થઇ શકે એવું હોય તો તે કેવળ હરિહર છે. હરિહર સારી રીતે જાણે છે કે હું નિર્દોષ છું અને મારા દુષ્ટ દુશ્મનોના છળકપટનો હું ભોગ થઈ પડવાથી જ આ દશાને પ્રાપ્ત થયો છું. તેની ચિન્તા મને કાંઇ થોડી નથી. પણ આપણે હરિહરના કહેવા મુજબ કામ કરીએ છિએ અને તેની જ ઇચ્છાને અનુસરીને મુક્તા હજુ સુધી કુમારી રહી છે. જો કે બીજા

કોઇની છોકરી આટલી ઉમ્મર સુધી કુમારી રહી હોત તો લોકો ફુંપી ખાત. પણ આ તો હરિહરનો ધાક છે એટલે કોઇ કાંઈ કહેતું નથી."

માતા,–"હરિહર આપણી સાથે આટલી બધી સારી રીતે વર્તે છે ત્યારે ઉમાપતિનો વિવાહ આપણી મુક્તા સાથે કરવામાં તે વાંધો નાખશે ? હું નથી ધારતી કે તે નાખે. કારણ કે હરિહર ઉમાપતિના મામા થાય છે, અને બીજું કોઈ વાંધો નાખે એવું હોય તો હરિહર તેને સમજાવી શકે એવા છે."

પિતા,–" હા, એ વાત તો ખરી. હરિહર ના તો નહિ જ પાડે. હરિહરને ઉમાપતિ જેવો એક સુંદર ભાણેજ કુંવારો છે એ આપણે છેક હમણાં જ જાણ્યું એ આપણા કમનશિબની જ વાત હતી."

માતા, –" પણ એ કુમારો છે એવું તમે શી રીતે જાણ્યું."

પિતા,–" એ તો મેં કાલે વાતચાતમાં તેની પાસેથી જાણી લીધું હતું"

માતા,–"જે હરિ કરે તે ખરૂં. પણ જે ઉપાયે મારી મુક્તા ઉમાપતિ સાથે પરણે તે ઉપાય કરો. હવે તો મારાથી દીકરીના મ્હોં સામું પણ નથી જોવાતું."

મુક્તકેશીએ આ બધી વાત છુપાઇને સાંભળી. તે લુચ્ચી છોકરીના મુખ ઉપર સ્મિત અને આનંદની છટા ફરકવા લાગી. પછી કાંઇક વિચાર આવતાં તેનો મ્હોં ઉપર રતાશ ધાઇ આવી, અને શરમથી તેણે એકલી છતાં પણ માથું નીચું નમાવી દીધું.

મુક્તકેશી વાળ હોળવાનું કાર્ય પૂર્ણ કરવા લાગી. એટલામાં ઉમાપતિને આવવાનો વખત થઇ ગયો હતો. પણ હજુ સુધી ઉમાપતિ આવ્યો નહોતો.

પ્રિય વાચક ! આપણી વાર્તાના આ નવા સુંદર પાત્રની સાથે આગળ ઉપર આપણને ઠીક કામ પડશે, માટે તેની ઓળખાણ અત્રે જ આપણે કરી લઇશું તો ઠીક પડશે. મુકતકેશી કાલિદાસ ભટ્ટાચાર્ય મહાશયની એક પુરી પંદરેક વર્ષની વયની પુત્રી હતી.

અમે આગળ જણાવ્યું છે કે મુક્તકેશી સુંદરી છે. પણ તે કેવી સુંદરી છે તે જાણવાની વાચકોને ઉત્કંઠા થશે. આ સ્થળે અમે તેનું કાંઇક વર્ણન કરવા ધારીએ છીએ. પણ એ કામ કાંઇ સહેલું નથી. તમે કહેશો કે એમ કેમ ? પણ જરા વિચાર કરશો તો જણાશે કે એક સુંદરીના સૌંદર્ય સંબંધી મગજમાં વિચાર કરવો અથવા એક કાલ્પનિક મૂર્તિ સ્મમૃતિપટ પર ચીતરવી એ કામ સહેલ છે, પણ તેનું યોગ્ય વર્ણન કરવાનું કાર્ય અતિ મુસ્કેલ છે. જુદાજુદા દેશમાં વસનારા જુદાજુદા લોકોની સૌંદર્ય તરફની ભાવના જુદા જુદા પ્રકારની હોય છે. જગતના જુદા જુદા દેશોના જુદા જુદા ભાગોની સુંદરીઓનાં લક્ષણો પણ જુદાં જુદાં હોય છે. કોઇ જાતિના લોકો બરફના જેવી ઉજળી દેહલતા ઉપર મોહી પડે છે ત્યારે કોઇ દેશના લોકો નાના નાના પગ, મોટા નખ, અને સાપના જેવી ચમકીલી આંખો ઉપર ફિદા થઈ જાય છે. કોઇ દેશના લોકો માંસલ ગાત્રોવાળી તંદુરસ્ત અને બળવાન સ્ત્રી ઉપર મોહી પડે છે ત્યારે કોઇ દેશના લોકો કંચનવર્ણી કાયાવાળીઃ સ્થિરનયના, કાળા વાળવાળી રમણીઓના સૌન્દર્યમાં મુગ્ધ બને છે એકંદરે સૌંદર્યના સંબંધમાં ઘણા પ્રકારના મતભેદ છે, અને તેનું એકી કરણ કદિ પણ થઇ શકે એમ નથી. આમ હોવાથી મુકતકેશીના સૌંદર્યનું અમે જે વર્ણન કરીએ તે વખતે વાચકોમાંના કોઇકને તે અરૂચતું પણ લાગે. કોઇ ગુજરાતી ભાઇને પગમાં બુટ મોજા અને હાલની પદ્ધતિ પ્રમાણે આઇગ્લાસ પહેરેલી કૉલેજમાં જતી અને સર્વ સાથે હસી હસીને વાતો કરતી ગુજરાતી સ્ત્રી ગમે તો કોઇ કાઠિયાવાડીની ભાઇને નમનતાઇ અને લજ્જાળું સ્વભાવ દર્શાવતી, વસ્ત્રના છેડામાં મ્હોં છુપાવતી, વડિલોની આમન્યામાં રહી એક પણ ઉંચો શબ્દ ન ઉચ્ચારતી સ્ત્રી પસંદ પડે. ભલા આવી સ્થિતિમાં અમારે તે કરવું શું ? અર્થાત ટુંકાણમાં અમે એટલું જ કહીશું કે મુકતકેશીનું લાવણ્ય એટલું અપ્રતિમ હતું કે વાચક

પોતાના મનમાં જે સ્વરૂપવતી સ્ત્રીનો ખ્યાલ કરી શકે તેથી પણ તે હજાર ગણી વધારે સૌંદર્યવતી હતી. પણ આ તો મુકતકેશીના બાહ્ય સૌંદર્યની વાત થઇ. તેના અંતરનું સૌંદર્ય કેવું હતું ? તે સદ્દગુણોમાં કેવી સુંદર હતી ? આને માટે અમારે વિશેષ શું કહેવું ? અમે તો એટલું જ કહીશું કે જેમ તે રૂપમાં પરિપૂર્ણ હતી તેમ સદ્દગુણમાં પણ પૂર્ણ હતી.

મુકતકેશીના સૌંદર્ય સંબંધે હજુ તો ઘણું લખવાનું છે. તે લખવામાં તો પાનાંના પાનાં ભરાઇ જાય. પણ આ પુસ્તક બાણભટ્ટની કાદમ્બરી કે કાલિદાસનું કુમાર સંભવ જેવું સ્વરૂપ વર્ણનનું પુસ્તક નથી કે પાત્રોની સૌંદર્યતાની ઓળખ આપવાને અમે વધારે વખત અને જગ્યા લઇ શકીએ. તેમાં પણ હાલની કાગળની સખ્ત મોંઘવારી તો તમે જાણો છો જ ને ? માટે અનિચ્છાએ પણ હવે આપણે આગળ વધીશું. આખરે ત્રીજા પહોરે ઉમાપતિ મુકતકશીના મકાનમાં આવી પહોંચ્યો. મુકતકેશીના પિતા હમણાં જ કાંઇક અગત્યના કારણસર બહાર ગયા હતા, અને ઘરમાં માત્ર મુકતકેશી અને તેની માતા હતાં. ઉમાપતિ મુકતકેશીની માતા પાસે ગયો અને ત્યાં થોડીક વાર બેઠો. પણ તેને કાંઇ ચેન પડ્યું નહિ. તે જેની શોધમાં હતો તે કયાં હતી ? તે આમતેમ જોવા લાગ્યો. એટલામાં પહેલાં તેણે જે સ્થળે મુકતકેશીને જોઇ હતી તે જ સ્થળે તે ઉભી હતી. ઉમાપતિના મુખ ઉપર સ્મિતની છટા ફરકી રહી. તે પ્રફુલ્લ ચિત્તથી મુકતકેશીની માતા સાથે વાત કરવા લાગ્યો.

મુકતકેશીની માતાએ પૂછ્યું,–ભાઇ ! પાણી બાણી પીશો ? "

ઉમાપતિ, " કંઇ નહિ; થોડુંક મંગાવજો. "

માતા બોલી "મુકતકેશી ! અલિ, ઓ મુકતકેશી ! કયાં જતી રહી ? કેમ બોલતી નથી ?"

દૂરથી અવાજ આવ્યો,–" ઓ આવું છું ."

" જા; પાણી અને પાનની પેટી આણ. "

" સારૂં. "

થોડીક વારમાં શરમાતી શરમાતી એક હાથમાં જળપાત્ર તથા

બીજા હાથમાં પાનની પેટી લઇ મુક્તકેશી ત્યાં આવી અને પોતાની માતા આગળ મૂકી.

માતા બોલી,–"હું શું કરૂં ? ઉમાપતિને આલ. ચાલ; પાન બનાવ." મુક્તકેશીએ શરમાતાં શરમાતાં જળપાત્ર ઉમાપતિના સામું ધર્યું. ઉમાપતિ પાણી લેવા જાય એટલામાં તો મુક્તકેશીના તોફાનથી કે તેની લજ્જાના આવેશથી–ગમે તે રીતે–પણ જળપાત્ર મુક્તકેશીના હાથમાંથી સરી પડયું અને ઉમાપતિને ભીંજવી નાખ્યો. મુક્તકેશીની માતા બોલી,–"ચલ ગાંડી ! આટલી બધી શરમનું ઝાડ કેમ બની ગઇ ? જા; બીજું પાણી લઇ આવ, અને પાન બનાવ."

મુક્તકેશી માતાના હુકમને માન આપીને ફરીથી પાણી લઇ આવી. ઉમાપતિએ પ્રસન્ન ચિત્તે પાણી પીધું તથા પાન ખાધું.

સાંજ પડી એટલે ઉમાપતિ ઘરતરફ ચાલી ગયો. મુક્તકેશીની માતાની હાજરીને લીધે આજે વાતચીત તો ન થઇ શકી, પણ બન્નેએ નેત્રસમસ્યાથી એકબીજાને આવજો માવજોનો આવકાર આપી દીધો.

---

## પ્રકરણ ૧૧ મું

### વિવાહ

" O, two such silver currents, when they join,
Do glorify thanks that bound them in."

—" King John."

—William Shakespeare.

---

મુક્તકેશીના પિતાએ ગયા પ્રકરણમાં વર્ણવેલા બનાવને એકાદ અઠવાડીયું વીત્યા બાદ હરિહર ભટ્ટને પોતાની પુત્રી સંબંધી તમામ હકીકતથી વાકેફ કર્યો, અને ઉમા-પતિને પોતાની પુત્રી આપવા ઇચ્છા દર્શાવી. હરિહરે હા પાડી અને

તે જ દિવસે સમગ્રામમાં માણસ મોકલીને ઉમાપતિની માતાની આ કાર્યને માટે સમ્મતિ મંગાવવામાં આવી. ઉમાપતિની માતા સ્વભાવે ઘણી શાંત અને વિચારશીલ હતી. ઉમાપતિના પિતા ગુજરી ગયેલા હતા, અને ઉમાપતિની માતા સમજતી હતી કે અડી ભીડીએ પોતાને કામ લાગે એવું જો કોઇ માણસ હોય તો પોતાનો ભાઈ હરિહર જ હતો. હરિહરે જે વિવાહસમ્બન્ધ યોજ્યો હશે તે યોગ્ય જ હશે એવી તેણીની સંપૂર્ણ ખાત્રિ હતી. વિવાહ-સંબંધમાં પોતાની ભાવી પુત્રવધુ સ્વભાવની સારી, સદ્‌ગુણથી પૂર્ણ અને સ્વરૂપવતિ હોય એટલુંજ ઉમાપતિની માતા ઇચ્છાતી હતી, અને તે વાતની હરિહર ભટ્ટે ખાત્રિ આપી હતી. આથી તેણીએ ખુશીથી પોતાની સમ્મતિ દર્શાવી અને તેજ સાંજે ખેપિયો આ સમાચાર લઇને ત્યાંથી ગોપાળપુર ગયો અને હરિહર ભટ્ટને આ સમાચાર પહોંચાડયા.

સર્વ વાતનો નિકાલ થઈ ગયો. હવે લગનમાં કશી પણ અડચણ રહી નહોતી. ઉમાપતિ અને મુક્તકેશીને પણ પોતાનાં લગન થવાની વાતની ખબર પડી. તેમના આનંદની સીમા ન હતી. પ્રિય વાંચનાર! પસંદગીના લગનના જેવા જ પ્રકારનાં વડિલોએ યોજેલાં આ લગ્ન તમને રૂચે છે ? માતાપિતા, સગાંસહોદર, વર, કન્યા, સર્વના સંપૂર્ણ આનંદ અને સંપૂર્ણ સમ્મતિ સાથે આ લગન માટે અમુક નજીકનો દિવસ પણ મુકરર કરવામાં આવ્યો.

ઉમાપતિના સુખની સીમા ન રહી. લગ્નને માટે નક્કિ કરેલો તે શુભ દિવસ કયારે આવી પહોંચશે કે જ્યારે તે પોતાની પ્રિયતમા મુક્તકેશીને પત્ની કહીને સંબોધશે ? કયારે મુક્તકેશીને પોતાની સાથે લઇ સંસારસાગરની યાત્રા કરવાને તે નીકળી પડશે ? વરસાદ આવતા પહેલાં ચાતક પક્ષી જેમ એકી ટશે અને આતુરતાથી આકાશમાંથી જળધારાની રાહ જોયા કરે છે તેમ ઉમાપતિ લગ્નના દિવસની વાટ જોવા લાગ્યો. પોતાના પ્રિય મિત્ર નવકુમારને પણ તેણે આ સર્વ

હકીકત લખી મોકલી તથા શ્યામાસુંદરીને પણ તે હકીકત જણાવાની તાકીદ કરી.

ઉમાપતિની આકાંક્ષા સફળ થશે ? મુકતકેશીને તે પોતાની પત્ની કહીને જલદીથી સંબોધશે ? સંજોગો તો તેવા દેખાય છે, પણ ભલા વાંચનાર !આ દુનિયામાં માણસનું ધાર્યું કયારે થયું છે? માણસ કાંઇ ધારે છે અને ઇશ્વર કાંઇ કરે છે. તેમાં લગન જેવા કામમાં તો વિઘ્ન કયી વખતે આવીને ઉભું રહેશે તે કોણ કહી શકે એમ છે ? ત્યારે ઉમાપતિ અને મુકતકેશીનાં લગન થયાં કે નહિ ? આપણે તે આવતા પ્રકરણમાં જોઇશું.

## પ્રકરણ ૧૨મું

### લગ્નમાં વિઘ્ન

मनसा चिन्तितम् कार्यं दैवमन्यत्र चिन्तयेत् ।

" Revenge is now tho cud,
That I do chew,-I'll challenge him. "

—Beaumout and Fletcher.

" प्रतिशोधोहि मे वृत्तम् । "

ઉમાપતિના મુકતકેશી સાથે લગ્ન થાય તે અગાઉ એક વખતે સાંજના પહોરે મુકતકેશીના પિતાને મળી ઉમાપતિ પોતાના મામાના ઘર તરફ જતો હતો. ધીમે ધીમે રાત પડી ગઈ. આ અઠવાડીયું વદનું હતું તેથી ચંદ્રનો પ્રકાશ

પણ સાંજે નહોતો અને રાત્રિ અંધારી ઘોર જેવી હતી. અધુરામાં પુરૂ જેઠ મહિનો ચાલતો હોવાથી અચાનક આકાશમાં વાદળાં ચડી આવી ઘનઘોર વરસાદ પડવો શરૂ થઇ ગયો. ધીમે ધીમે વરસાદ એટલા બધા પ્રમાણમાં પડવા લાગ્યો કે રાતનું અંધારૂં તથા ગાજવીજ સાથેના મૂશળધાર વરસાદથી નજીક આવતા માણસને પણ જોવો મુશ્કેલી ભરેલું કાર્ય થઇ પડયું. આ વખતે જે આદમીઓ કાંઈ કામ પ્રસંગે બહાર હતા તે પણ ધીમે ધીમે પોતાના ઘર તરફ જતા રહ્યા હતા અને ઉમાપતિ પણ પોતાના મામાના ઘર તરફ જલદીથી જવાની તૈયારી કરતો હતો. આખો રસ્તો કાદવ કીચડ અને પાણીથી ભરાઇ ગયો હતો; તથા મૂશળધાર વરસાદ અને મેઘરાજના ના કડાકા ભડાકાથી ભારે શોરબકોર મચી રહ્યો હતો.

ઉમાપતિના મામાનું ઘર ગામને એક હતું; અને મુક્તકેશીનું ઘર ગામને બીજે છેડે આવેલું હતું. આ બન્ને ઘર વચ્ચે જવાને માટે ગામમાં થઇને પણ રસ્તો હતો અને ભાગોળ આગળ થઇને પણ રસ્તો હતો. ભાગોળ વાળા રસ્તે થઇને ઘેર વહેલાં પહોંચાતું હતું તેથી ઉમાપતિ તે રસ્તે થઇને ઘેર જવાને નીકળ્યો હતો. ત્યાં અચાનક આવી મુશળધાર વૃષ્ટિ થઈ રહી હતી.

હવે ઉમાપતિના મામાનું મકાન નજીકજ હતું. થોડોક જ માર્ગ કપાય એટલે મામાનું ઘર નજીક આવે એમ હતું. ઉમાપતિ વધારે ઝડપથી ચાલવા લાગ્યો.

એ અરસામાં અચાનક તે ઉભો રહી ગયો. તેના ઉભા રહેવાનું કારણ શું હતું ? અચાનક નજીકમાંથી અવાજ આવ્યો,—" અહીં જ ઉભો રહે. જો જરાક પણ આગળ વધ્યો તો મોત આવ્યું સમજજે."

બોલનારનો અવાજ ઘણો ભારે અને ડરામણો હતો. ઉમાપતિ અચકીને ઉભો અને બોલ્યો,—" તમે કોણ છો ?"

અવાજ આવ્યો,—" તે હમણાંજ જણાશે. જો; મારી વાત સાંભળ. મારો અવાજ તું નથી ઓળખી શકતો ?"

એટલામાં એકવાર વીજળીનો ચમકાર થયો. તે પ્રકાશમાં ઉમાપતિએ પોતાના રોકનારના ચહેરો જોઇ લીધો, અને તરતજ તેને ઓળખી લીધો. મુક્તકેશીને જે દુરાચારી પકડીને જંગલમાં લઇ ગયો હતો અને જેને ઉમાપતિએ જીવતો રાખીને ઝાડે તાણી બાંધ્યો હતો તે જ આ હતો. ઉમાપતિ ગભરાયો. તેણે જોયું કે આ બદમાસ એકલો નહોતો પણ તેની સાથે બીજા પાંચ જણા હથિયારબંધ ઉભા હતા. તે સમજી ગયો કે આ બદમાસો તે દિવસનું વેર આજે વાળવા માગે છે. હવે આમની સામે થવાનો કોઇ પણ ઉપાય રહ્યો નહોતો. બચવાનો એક માત્ર ઉપાય જોરથી નાસી જવાનો હતો. આવો વિચાર કરી ઉમાપતિ જેવો નાસવા જતો હતો કે તરત જ એક આદમીએ આવીને તેનો હાથ પકડી લીધો. આગળ કાંઇ પણ પગલાં ભરવાનો ઉમાપતિને અવસર મળ્યો જ નહિ. તે બદમાસોએ તેના મ્હોંને ડુચો લગાવી દીધો અને તેને મુસ્કેટાટ બાંધી દીધો. ઉમાપતિ છુટવાને માટે તરફડીયાં મારવા લાગ્યો પણ બદલામાં બદમાસો તરફથી લાભ અને મુક્કીયોના માર ખાવા સિવાય તેને બીજો કશો પણ લાભ થઈ શકયો નહિ. તેઓ ઉમાપતિને ખાંધ ઉપર ઉઠાવીને ત્યાંથી લઈ ગયા.

દૈવની ગતિ આવી છે. કયી વખતે શું થશે તે કોણ જાણી બેઠું છે ? એક પળ ઘણી આનંદદાયી અને અમૃત જેવું સુખ આપનારી નિવડે ત્યાં એક પળ એવી પણ આવી પહોંચે કે જે ઝેર કરતાં પણ જ્યાદા હાનિકારક નિવડે. એક વખતે જે માણુસ સુખસાગરમાં ગોથાં ખાતો ખાતો ઉન્નતિના શિખર પર ચડવાની સ્હેલ કરી રહ્યો હોય ત્યાં અચાનક એવો વખત આવી જાય કે ઉન્નતિના શિખર ઉપરથી ગબડી પડીને વિપત્તિના ઉંડા કુવામાં તે યાહોમ ઝીકાઈ જાય. સંસારમાં સદાકાળ એક જ રીતે ચાલ્યા કરે એવી કોઈ વસ્તુ નથી. કાલે સવારે રામચન્દ્રજી કવરાજપદ પામી અયોધ્યા નગરીનો રાજકારભાર પોતાને હસ્તક લેશે એવું નક્કિ થયુ હતું ત્યાં અચાનક સવારના પહો-

રમાં ચૌદ વર્ષને માટે પત્ની અને ભાઈ સાથે વનમાં જવું પડ્યું. દશે દિશાઓમાં વિજય કરી જુદા જુદા ગ્રહને પોતાના પગ તળે કચરી નાખનાર મહા પરાક્રમી રાજા રાવણનું પણ દૈવ રૂઠ્યું ત્યારે તે પોતાની સર્વ સમૃદ્ધિ છતાં રામચંદ્રજીના હાથે માર્યો ગયો. ઇંદ્ર ઉપર જીત મેળવી " ઇંદ્રજીત "નું નામ ધારણ કરનાર મહા પરાક્રમી મેઘનાદે પોતાની પત્ની પ્રમીલા પાસે માત્ર થોડા વખતને માટે રામચંદ્રજીની સામા યુદ્ધમાં ઉતરવાને રજા માગી હતી. તેની ખાત્રિ હતી કે રામચંદ્રજીને જલદીથી જીતીને તે પાછો ફરશે અને તેની સામું કોઈ પણ ટકી નહિ શકે. અને પરિણામ? પરિણામમાં આદર્યાં અધુરાં રહી ગયાં અને મેઘનાદ માર્યો ગયો. રાવણનો ગર્વ ગળી ગયો. લાક્ષાગ્રહમાં યુધિષ્ઠિર અને બીજા પાંડવ ભાઇઓને બાળી મૂકયા છે એમ સમજી દુર્યોધન અને અન્ય કૌરવો મનમાં મગ્ન થયા હતા, ત્યાં અચાનક દ્રૌપદી સ્વયંવર વખતે પાંડવો ફરીથી દશ્યમાન થયા, એટલું જ નહિ પણ દ્રૌપદીને પરણવાની આશાએ આવેલા દુર્યોધનની આશાઓનો કચરઘાણ વાળી નાખી દ્રૌપદીને પરણી કીર્તિ અને પત્ની મેળવીને ચાલ્યા ગયા.

ઇતિહાસ તરફ દૃષ્ટિ નાખીશું તોપણ જણાશે કે લાહોરના રાજા અનંગપાળને અંગ, બંગ, કલિંગ વિગેરે અનેક રાજ્યોના અગણિત સૈન્યની સહાય હતી છતાં પણ દૈવયોગે તે તે હારી ગયો. દીલ્હીશ્વર પૃથ્વીરાજ ચહુઆણ અતુલ પરાક્રમી હતો અને તેની પાસે અપાર સૈન્ય હતું છતાં પણ જે મહમ્મદ ઘોરીને તેણે બબ્બે વાર હરાવીને નસાડી મૂકયો હતો તેને ત્રીજી વાર હરાવવાને બદલે પોતે જ હારી ગયો અને કેદ પકડાયો. જે વખતે દુર્દાન્ત (?) નવાબ સિરાજ–ઉદ્–દૌલા અંગ્રેજી સેના નાયક કલાઇવની સામે પ્લાસીના મેદાનમાં યુદ્ધમાં ઉતરવાનો હતો તે વખતે પોતાનું સમૃદ્ધ સૈન્ય જોઇને તે કલાઇવની બેવકુફી ઉપર હસતો હતો. પણ આ હતભાગી નવાબને

ખબર નહોતી કે સત્તા અને લક્ષ્મીના લોભને વશ થઇ બદમાસ અને દેશદ્રોહી મીરજાફર ફુટી જઇને કલાઇવને મળી ગયો હતો. પરિણામે શિરાજનું નશિબ ફુટયું અને તેના નીચ અને દગલબાજ સેનાનાયક મીરજાફરના ફરી બેસવાથી તેમ જ અંગ્રેજી સેનાનાયક કલાઇવના અતુલ બુદ્ધિબળ અને દઢતાથી અંગ્રેજો વિજયી થયા, અને ભારતવર્ષમાં તેમણે બ્રીટીશ સલ્તનતનો પાયો નાખ્યો.

કેટલાક લોકો કહે છે કે આગળ પાછળનો વિચાર કરી જે સંભાળથી પગલું ભરે છે તેને કદિ વિપત્તિનો સામનો કરવો પડતો નથી. પણ અમને તો લાગે છે કે થવા કાળ આગળ કોઇનું ડહાપણ નથી ચાલતું.

## તૃતીય ખંડ સમાપ્ત

## પ્રકરણ ૧ લું

### પિતાના ઘરમાં

" And yet a father! think, I am your child!
" Turn not your eyes away—look on me kneeling.
" Now curse me if you can, now spurn me off."

—Congreve ( Mourning Bride )

" અને તો પણ ઓ પ્રિય તાત ! વિચાર કરો,
" હું છું બાળકી અલ્પ તમારી !
" નવ દૃષ્ટિ કરો તમે વક્ર પિતા !
" પણ મ્હેર કરો છું હું શર્ણ તમારી !"
" તમ પાય પડું પિતા ! શર્ણ લીયો,
" નવ શાપ દીયો, ન તજી જ દીયો;
" જેવી તેવી છું હું પણ બાળ તમારી,
" હવે બાપુ ! મુજને ક્ષમા જ દીયો."

નરકુમાર ઉપર અચાનક આવી પડેલી આપત્તિથી તેને શ્યામાસુંદરી સાથે શ્યામાસુંદરીને સાસરે જવું પડયું એ સમાચાચાર જ્યારે પદ્માવતીને મળ્યા ત્યારે તેના શોક અને સંતાપની સીમા ન રહી. આટલે બધે વખતે, આટલા બધા પ્રયત્ને, અંતે દૈવ તેના તરફ અનુકુળ બન્યું હતું, અને ના સંકલ્પની સિદ્ધિ થઈ હતી ત્યારે અચાનક આ બનાવ બન્યો

મ્હોં પર લગાડેલો અમૃતનો પ્યાલો ઢોળાઇ ગયો. આ બનાવથી પદ્માવતીને બહુ લાગી આવ્યું. ખરેખર દુર્ભાગી માણસ જ્યાં જ્યાં જાય ત્યાં તેનું નશિબ બે ડગલાં આગળનું આગળ જ હોય છે.

એક કવિએ ખરૂં કહ્યું છે કે,

" खल्वाटो दिवसेश्वरस्य किरणैः संतापितो मस्तके ।
" वाञ्छन्देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः ।
" तत्राप्यस्य महाफलेन पततां भग्नं सशब्दं शीरः ।
" प्रायोगच्छति यत्र भाग्य रहितस्तत्रैवयान्त्यापदः ॥ "

કોઇએક કાળની કથા છે કે માથે તાલ પડેલી એવો એક માણસ એક વખતે ઉન્હાળાના દિવસમાં સૂર્યના પ્રચંડ તાપથી વ્યાકુળ બનીને કોઇ ઝાડના છાંયડા તળે આરામ શોધવા લાગ્યો. આમ તેમ તપાસ કરતાં તેને બીજું કાંઇ 'ઝાડ તો ન જડયું પણ એક નાળીયેરીનું ઝાડ જડયું. તે છેવટે તે ઝાડ તળે સ્હેજ વિસામો લેવા બેઠો. એટલામાં દૈવયોગે પવનના ઝપાટાથી તે ઝાડ ઉપરથી એક મોટું નાળીયેર જોરથી અવાજ કરતું તેના તાલવાળા માથા ઉપર તુટી પડયું અને તેનું માથું ફાટી ગયું અને તે મરણ પામ્યો. આથી જ શાસ્ત્રમાં કહ્યું છે કે દુર્ભાગી મનુષ્યને ડગલે ને પગલે આપત્તિઓની સામે થવું પડે છે.

પદ્માવતીને પણ આમ જ બન્યું. નવકુમાર વગર હવે સપ્તગ્રામમાં રહેવું તેને કડવું ઝેર જેવું લાગ્યું. નવકુમારને આવતાં નહિ નહિ તો પણ બે ત્રણ માસ તો થઇ જાય એમ હતું જ. એટલો વખત સપ્તગ્રામમાં પડી રહેવું એ પદ્માવતીને ઠીક ન લાગ્યું. વળી નવકુમારે પણ જતાં પહેલાં સંદેશો કહાવ્યો હતો કે મને આવતાં બે ત્રણ માસનો વિલંબ થશે માટે તારે આગ્રા તારા પિતાની પાસે જવું હોય તો જઇ આવવું.

આ સર્વ વાતનો વિચાર કરી ને પદ્માવતી સપ્તગ્રામમાં પોતાના

મકાનને બરાબર બંધ કરી બંદોબસ્ત માટે એક બે માણસને ત્યાં રાખી તે સમગ્રામનો ત્યાગ કરીને આગ્રા ચાલી ગઈ.

પદ્માવતી ઉર્ફે આગ્રાની પરિચિત લુત્ફુન્નિસા એક વખત ફરીથી આગ્રામાં રહેવાને ચાલી. પણ પહેલાની વિલાસપ્રિય ઐયાશી લુત્ફુન્નિસા અને આ વેળાની પવિત્રહૃદયા પદ્માવતીમાં આસમાન જમીનનો ફરક છે. જે સર્વ વિદ્યાઓના પ્રભાવથી લુત્ફુન્નિસાએ એક વાર ભુવનમોહન જહાંગીરના હૃદયમાં વાસો કર્યો હતો તે સર્વ વિદ્યાઓ અત્યારે પદ્માવતીને માટે નિસ્તેજ બની ગઇ હતી. પદ્માવતીમાં પહેલાંની ચપળતા અને ચંચળ વૃત્તિ હવે રહી નહોતી. એ સર્વ તીરસ્કારયુક્ત મનોવૃત્તિઓને પદ્માવતીએ હવે કચડી ભચડી નાખી છે. નીતિ અને સદ્‌જ્ઞાનના અભાવથી તેનું હૃદય જે પહેલાં પત્થર જેવું સુકું અને જડ હતું તેમાં હવે નીતિસુધા ભરાયું છે, અને તે ચેતન્યમય અને પવિત્ર પંથે પળનારૂં બન્યું છે. જે દુષ્ટ વિકારો અને મનોવાસનાઓના ફંદામાં ફસીને લુત્ફુન્નિસા રમણી-કુલકલંક બની હતી તે સર્વ નિંદ્ય વાસનાઓને બદલે અત્યારે અનેક પ્રકારનાં સદ્દગુણોએ પદ્માવતીના હૃદયને પવિત્ર બનાવ્યું હતું. પહેલાં પદ્માવતી પોતાના રૂપનો અતિશય ગર્વ કરતી અને પોતાના અતુલ રૂપરાશિ ઉપર પોતે પણ મુગ્ધ બની જતી હતી. અત્યારે પોતાનું પરમ સૌન્દર્ય પોતાના અત્યાર લગીના વિનાશ અને અધોગતિનું કારણ હતું તે પદ્માવતી અચ્છી તરેહથી સમજી જવાથી તે પોતાના સૌંદર્ય તરફ તીરસ્કાર અને ઘૃણાની નજરથી જોઈ રહી છે. જ્યારે આમ છે ત્યારે લુત્ફુન્નિસા આગ્રા શું કરવા ફરીથી આવી હતી ? ભોગ સુખ ઐશ્વર્ય એ સર્વને તો તેણે તીલાંજલી આપી દીધેલી હતી. અત્યારે માત્ર નવકુમાર સિવાય બીજા કોઇનો તેના મનમાં વિચાર પણ નહોતો. છતાં પણ પદ્માવતીનું આગ્રા આવવાનું એક ખાસ કારણ હતું જે વાચકો હવે જલદીથી જોઇ શકશે.

આગ્રા આવીને લુત્ફુન્નિસા પહેલાં તો પોતાના પિતાને ત્યાં ગઇ. ત્યાં આગળ જતાં તેના મનમાં ભારે કષ્ટ થયું. તેના પગ આંગણામાં પગ મૂકવાને ઉપડતા જ નહોતા. તે આંસુ ભરેલી આંખ સાથે ઘરમાં અચકાતી અચકાતી ગઈ. જોયું કે તેના પિતા બાબુ રામગોવિંદ ઘોશલ પોતાની સ્ત્રી સાથે કોણ જાણે શી પણ વાતો કરી રહ્યા છે. એટલામાં અચાનક પદ્માવતીને ત્યાં આવતી જોઇ માતપિતા બન્ને ઘણાંજ રાજી થઇ ગયાં. " છોરૂં કછોરૂં થાય પણ માબાપ કમાબાપ ન થાય " એ ન્યાયે પોતાની વંડી ગયેલી અને નિર્લજ્જ છતાં પણ આખર તેના તો પેટની દીકરી જ હતી. લાંબા વખતનો–આખા જન્મારાનો સ્નેહ–થોડા વખતના વિયોગથી કાંઇ મટી નથી જતો. તેમાં પણ ઘોષલ બાબુને તો સંતાનમાં માત્ર આ એક જ પુત્રી હતી રામ ગોવિન્દની પત્ની બધી વાતને બાજુએ મૂકી " મારી પદ્મા ! મારી પુત્રી ! " કહીને પોતાની પુત્રીને વળગી પડી. બન્નેની આંખમાં અવિરલ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. બાબુ રામગોવિન્દ ભીની આંખે આ કરૂણાજનક દૃશ્ય જોતો રહ્યો. પદ્માવતીની માતા બોલી,–" બેટા ! તારા પિતાને પગે લાગ. તું ગભરાઇશ નહિ. અમે તને કાંઇ જ નહિ કહીએ. તું ભલે આવી. ઘર તારૂં જ છે. હવે ગઇ ગુજરી બધી ભુલી જજે. "

પદ્માવતી રડતી રડતી પોતાના પિતાના પગ આગળ નીચું માથું ઘાલીને પડી અને અતિશય આઘાત અને વેદનાથી રડવા લાગી. તે રડી, ખુબ રડી. રડવાથી હૈયાનો ભાર ઓછો થાય છે એ રામગોવિંદ સમજતા હતા. તેથી તેમણે પદ્માવતીને બહુ વાર સુધી રડવા દીધી. પછી તેને ઉઠાડવા પ્રયત્ન કર્યો પણ પદ્માવતી ન ઉઠી. તે રડવા જ લાગી. રામગોવિંદને બહુ લાગી આવ્યું. પોતાની પુત્રીની નિર્લજ્જતા, અનીતિ, અને તેણીની શરમભરેલી વર્તણુક એ સર્વ તે વિસરી ગયો. અત્યારે માત્ર તે પોતાની પુત્રી છે એટલું જ તેને યાદ રહ્યું. તે ગળગળે અવાજે બોલ્યો,—" ઉઠ; પદ્મા ઉઠ. "

પણ પદ્મા ઉઠી નહિ. જેમ જેમ તેનો પિતા તેને વિનવવા લાગ્યો તેમતેમ તે વધારે ને વધારે રડવા લાગી. રામગોવિંદે નમ્ર અવાજે પૂછ્યું,–" તું આટલા વખત સુધી ક્યાં હતી ? "

પદ્માવતીએ રડતાં રડતાં બધી વાત કહી સંભળાવી. જે વાત પોતાના જીવનમાં બની હતી અને ઘેરથી છુટયા પછી તેણે જે જે કામ કર્યાં હતાં તે બધાં પદ્માવતીએ કહી સંભળાવ્યાં અને નવકુમાર સાથેના મેળાપની પણ બધી વાત કહી સંભળાવી. પોતાની પુત્રી આટલી બધી હદ સુધી સુધરી જશે એવું આ માતાપિતાએ કદિ ધાર્યું નહોતું. તેથી તેઓ અત્યંત આશ્ચર્ય પામ્યા અને પ્રભુનો પાડ માનવા લાગ્યાં.

રામગોવિંદ બોલ્યા,–" પદ્મા ! હવે તું ઉઠ, અને સ્નાન વિગેરે કરીને ન્હાઇ લે. તારી વાતોથી હું એટલો બધો રાજી થયો છું કે તેનું વર્ણન કરી શકું એમ નથી. ઇશ્વર તારૂં ભલું કરે, બેટા; ઉઠ, અને હવે ન્હાઈ લે. પછી ચાલ, આપણે ઘણે લાંબે વખતે એકઠાં જમવા બેસીએ. પદ્મા; બેટા ! તું મારી પુત્રી પહેલાં હતી તેવી જ આજે છે. ઉલટું આજે મને તારા ઉપર વધારે હેત આવે છે. તારા જીવનમાં જે ભયાનક પ્રસંગો બની ગયા તેને માટે તારા કરતાં હું વધારે જવાબદાર છું. હું સમજી શકું છું કે આમાં મારો જ વાંક છે. જો મેં પહેલાંથી અક્કલ રાખીને તને સન્માર્ગે દોરવાને પ્રયત્ન કર્યો હોત તો પુત્રી ! તું એક આદર્શ રમણીરત્ન નિવડત. પણ મેં મૂર્ખે ઉંધું જ કર્યું, અને તારા જીવનની પાયમાલી અને ખરાબી કરનાર આ તારો અભાગી પિતા જ છે. માટે ક્ષમા માગવાની તારે નહિ પણ મારે છે ! "

× × ×

આવી રીતે પદ્માવતી પોતાનાં માતાપિતાના ઘરમાં એક વાર ફરીથી રહી અને નવી જુની પણ થઈ ગઇ.

ત્રણ ચાર દિવસ પછી રામગોવિંદ પદ્માવતિને કહેવા લાગ્યો,

—" તારા સ્વભાવમાં થયેલું પરિવર્તન અને તારા સ્વામીનો તને સ્વિકારવાનો ઠરાવ એ અપાર આનંદનો વિષય છે. પણ તું નાનપણથી જ સુખ સાહ્યબી અને મોજમજાહમાં જન્મી છે. નવકુમારની સ્થિતિ સાધારણ છે. એટલે તને ત્યાં ગોઠશે કે કેમ એ શંકાનો વિષય છે. "

પદ્માવતી,—" પિતા ! આ દેહને ખુબ આરામ આપ્યો, બહુ મોજમજાહ ભોગવવા દીધી, અને ઐશ્વર્યમાં હું તરબત્તર રહી એ સર્વ વાત ખરી છે પણ હવે તે ભોગો હું પુરેપુરા ભોગવી ચુકી છું. હવે વધારે વાર તે ભોગવવા ઇચ્છા નથી. પિતાજી ! સ્વામીના સમાગમમાં, તેના સહેવાસમાં, અને તેના સ્નેહની શીતળ અને પવિત્ર છાયામાં, રહેવાથી જે સુખ પ્રાપ્ત થાય છે, તે ગમે તેવા ઐશ્વર્યથી પણ નથી થતો એવો હવે મારો ચોક્કસ અનુભવ થયો છે. સ્વામીની સંગાથે હવે હું જંગલમાં રખડવા રઝળવા તૈયાર થઇશ, રસ્તે શેરીએ ભીખ માગીશ, પણ કદિ પણ જે દુષ્ટ માર્ગમાંથી હું નિવૃત્ત થઇ છું તે માર્ગે નહિ જાઉં. માટે હવે અહીં એક બે માસ રહીને પછી સદાને માટે સપ્તગ્રામ રહેવા જઇશ. ત્યાં જવા માટે તમારી રજા માગવાને હું અહીં આવી છું. "

પોતાની પુત્રી સન્માર્ગે વળી તેથી માતપિતાને અપૂર્વ સંતોષ થયો.

# પ્રકરણ ૨ જું

## ભારતની સામ્રાજ્ઞી.

અબળા કહેવાતી પ્રબળા, ખર નરને નચવે નખરે નારી,
કોઇ નાચે-કૂદે-ખેલે, થઈને મન હરનારી ગાનારી;
જાદુ આંજીને આંખડીએ આશકને ઘા કરતી કારી,
× × × × × ×
—વસંત

એક અઠવાડિયું વીતી ગયા બાદ પદ્માવતી બાદશાહને મળવા ચાલી. આજે તેણીએ પહેલાંનો મુસલમાની પોશાક ધારણ કર્યો હતો પણ દાગીના બહુ જ થોડા પહેરેલા હતા.

પદ્માવતી બાદશાહના જનાનખાના તરફ ચાલી. પદ્માવતીને લુત્ફુન્નિસાના નામથી સારૂં આગ્રા અને દીલ્હી ઓળખતું હતું. અને બાદશાહ સાથે એક વેળાએ તેને કેવો સંબંધ હતો તે બધાં જાણતાં હતાં. એટલે આ વખતે પણ સ્હેજ પણ અચકયા સિવાય તે એકદમ જનાનખાનામાં દાખલ થઈ શકી. આ સ્થળે કહેવું જોઇએ કે આગ્રાના જુદા જુદા વિલાસી અમીર ઉમરાવો પદ્માવતીના પાછા ફરવાથી ઘણા ખુશી થયા હતા. પણ જ્યારે તેમણે પદ્માવતીના બદલાયલા વર્તન વિષે સાંભળ્યું ત્યારે તેઓ તેનાથી દૂરના દૂર જ રહ્યા કારણ કે પદ્માવતી ઉર્ફે લુત્ફુન્નિસા કેવા અદ્દભુત પ્રભાવ અને મજબુત મનોબળ વાળી હતી તે તેમનાથી અજાણ્યું નહોતું. આથી કોઇના તરફથી લુત્ફુન્નિસાને સ્હેજ પણ અડચણ ગત અઠવાડીયા દરમ્યાન થઇ નહોતી.

પદ્માવતીએ સાંભળ્યું હતું કે વર્ધમાનના સુબેદાર શેર અફધા-નની પત્ની અને પોતાની પરમપ્રિય સહચરી મહિર–ઉન્–નિસા અત્યારે "નુરજહાંન" નામ ધારણ કરી બાદશાહની મુખ્ય પટરાણી બની હતી. ગાદીએ આવ્યા પછી જહાંગીરે શેર અફધાનને શી રીતે મારી નખાવ્યો અને નુરજહાંનને શી રીતે મનાવીને તેની સાથે તે પરણ્યો તે સર્વ ઇતિહાસપ્રસિદ્ધ વાત છે અને તેથી તેને વિષે અત્રે લખવું તે વાચકોનો ફોકટનો વખત ગુમાવ્યો કહેવાય. તેથી આપણે તે હકીકત પડતી મૂકીને આગળ જ વધીશું. નુરજહાન વાસ્તવિક રીતે બાદશાહની મુખ્ય પટરાણી અત્યારે બની હતી એટલું જ નહિ પણ વિલાસી અને નુરજહાંનના રૂપમાં ચકચુર બનેલા બાદશાહના હૃદય ઉપર આ ઇતિહાસપ્રસિદ્ધ સૌંદર્યવતી સ્ત્રીએ એવો તો અદ્ભુત પ્રભાવ જમાવ્યો હતો કે રાજ્યમાં કરતી કારવતી નુરજહાંન જ હતી, અને દીલ્હીની પ્રજા જેટલી શહેનશાહ જહાંગીરથી નહોતી ગભરાતી તેટલી નુરજહાંનથી ગભરાતી હતી. નુરજહાંન રૂપમાં અદ્વિતીય હતી એટલું જ નહિ પણ ગુણમાં પણ તે ખરેખર અદ્વિતીય જ હતી. તેણીના પ્રયત્નથી શહેનશાહના મહે-લમાં અનેક પ્રકારના ફેરફારો દૃષ્ટીગોચર થતા હતા. પહેલાં બધું કામ અનિયમિત અને મોડું થતું હતું. અત્યારે તેમ નહોતું. આ ઇરાની અબળાએ વખતની કિમ્મત રાજ્યને સમજવાની ફરજ પાડી હતી, અને ઘડિયાળના કાંટાની માફક સર્વ કાર્ય અત્યારે ત્યાં નિયમિત રીતે જ થતું હતું. માત્ર મહેલમાં જ નુરજહાંનની હાકલ વાગતી હતી એમ નહોતું, પણ જે દિવાનખાનામાં નુરજહાંનનો વાસો હતો તે દિવાનખાનાથી માંડીને મોગલ શહેનશાહતના વિસ્તીર્ણ પ્રદેશના છેડા સુધી નુરજહાંનની હાક વાગતી હતી, અને તેનો પ્રભાવ પડતો હતો. એમ કહેવું પણ અતિશયોક્તિ ભરેલું નહિ ગણાય કે શહેનશાહ જહાંગીર નામનો જ રાજા હતો, પણ યથાર્થ રીતે તો રાજ્યની કરતી કારવતી નુરજહાંન જ હતી. જેવી રીતે ઇન્ગ્લાન્ડના ઇતિહા-

સમાં રાણી એનના વખતમાં રાણી એનની પરમપ્રિય સહચરી સરાને માટે એમ કહેવાતું હતું કે રાણી એન બ્રીટીશ સામ્રાજ્યનું મહિષીપદ ભોગવે છે પણ રાજ્યનો સર્વ અધિકાર તો "રાણી સરા" ચલાવે છે, તેવી જ રીતે અત્રે પણ આપણે જો એમ કહીએ કે હિંદુસ્થાનનો શહેનશાહ તો જહાંગીર છે પણ રાજ્યકારભાર નુરજહાંન ચલાવે છે તો ખોટું નહિ કહેવાય. આમ છતાં પણ નુરજહાંન પોતાના આ રાજવંશી પતિને વફાદાર, અને રાજ્યનાં નાનાં મોટાં સર્વ તરફ વિનયશીલ અને વિવેકી તથા ક્ષમાવાન હતી. તેના આ સુંદર સદ્‌ગુણોને લીધે સર્વ કોઈ તેની તારીફ કરતું અને તેની પ્રભામાં અંજાઈ તેણી આગળ નમી પડતું.

પદ્માવતી નુરજહાંનને નાનપણથી જ ઓળખતી હતી અને હિંદની રમણીઓમાં ભાગ્યે જ મળી આવે એવું અલૌકીક સૌંદર્ય નુરજહાંનમાં છે તે તે જાણીતી હતી. આજે પદ્માવતીએ એ પણ જાણ્યું કે નુરજહાંને સ્વામીના હૃદય ઉપર અદ્‌ભુત અધિકાર જમાવ્યો છે. જે જહાંગીર દરરોજ પહોર દિવસ ચઢયા સિવાય ઉઠતો નહોતો તે હવે નુરજહાંનના અજબ પ્રભાવથી સવારમાં સૂર્યોદય થતાં પહેલાં ઉઠે છે. જે જહાંગીર રાતદિવસ વિલાસલાલસા અને ભોગસુખમાં મગ્ન રહી આંગ્લ ઇતિહાસકારો તરફથી pleasure-seeker અર્થાત્ વિષયલોલુપની પદવી પામ્યો હતો તે જહાંગીર હવે અમુક નક્કિ કરેલો સમય જ આમોદ પ્રમોદમાં વીતાડે છે. બાકીનો સમય તે રાજ્યકાર્યભારની ચિન્તામાં ગુમાવે છે. જે જહાંગીર શરાબના પ્યાલાને હમેશાં પોતાના મ્હોંએ લગાડેલો રાખતો હતો તે જહાંગીર પોતાની પત્નીના પ્રભાવને વશ થઈને શરાબ પીવામાં અત્યંત નિયમિત બની ગયો હતો. પદ્માવતી શહેનશાહ જહાંગીરના સર્વ દુર્ગુણોને જાણતી હતી અને તેણીએ મનમાં નિશ્ચય કર્યો હતો કે જહાંગીર કદિ પણ પોતાના દુર્ગુણોનો ત્યાગ કરી શકવાનો નથી. આજે જ્યારે તેણીએ જોયું કે જહાંગીર આવો ન માની શકાય એટલી હદે સુધરી ગયો છે ત્યારે

તેણીની ખાત્રિ થઈ ગઈ કે નુરજહાંન મનુષ્યતનમા નહિ પણ દેવી જ છે.

ઉંચો દરજ્જો મળવાથી માણુસનામાં અહંકાર પેદા થાય છે અને પછી પોતે એમ જ સમજવા લાગે છે કે મારા સમાન કોઇ છે જ નહિ. આશ્ચર્યની વાત હતી કે નુરજહાંન ભારતવર્ષની કરતી કારવતી હોવા છતાં તે આ દોષથી તદ્દન અલગ રહી શકી હતી. એટલું જ નહિ પણ તે પોતાના મીઠાબોલા મિલનસાર સ્વભાવથી, અને સર્વની સુખ સગવડ સાચવવા માટેની તેની સંપૂર્ણ કાળજીથી આખી પ્રજા પોતાની આ સૌંદર્યવતી મહારાણી ઉપર ફિદાફિદા હતી. નુરજહાંન ઇચ્છતી હતી કે મુગલ સામ્રાજ્યમાં કોઇ મૂર્ખ અને દરિદ્રી ન રહે. તેને માટે તે પોતાનાથી બનતા પ્રયત્નો કરતી હતી. તેના આ સદ્દગુણો લીધે સમસ્ત મોગલ સામ્રાજ્યની પ્રજા તેને ચહાય અને તેના સારાને માટે પ્રાર્થના કરે તેમાં કાંઇ નવાઇ છે ?

જેવી રીતે સ્કોટલાન્ડની હતભાગી રાણી મેરી જે ઇતિહાસમાં " મેરી, ક્વીન ઓફ સ્કોટસ " ના નામથી પ્રસિદ્ધ હતી તે પોતાનું સૌંદર્ય જાળવવાને માટે સફેદ મદિરાના પાત્રમાં સ્નાન કરતી હતી તેવી રીતે નુરજહાંન ગુલાબના જળમાં હમેશાં સ્નાન કરતી હતી અને તેમ કરતાં કરતાં તેણીએ ગુલાબના અત્તરની શોધ કરી હતી તે પણ અમારા વાચકો જાણુતા હોવા જોઇએ.

આ સર્વ વાતો સાંભળીને પદ્માવતી અત્યંત પ્રસન્ન થઇ. હવે તેને રાગદ્વેષ જેવી ચીજ આ સ્થળે હતી જ નહિ. તેથી તે સમજી ગઇ કે જગજ્જ્યોતિ "નુરજહાંને" પોતાના નામનું સાર્થક કર્યું છે.

જનાનખાનામાં ફરતી એક બાંદીને પદ્માવતીએ પૂછ્યું,–"અત્યારે બાદશાહ ક્યાં છે ? "

બાંદી,—" જી, અત્યારે શહેનશાહ દરબારમાં હશે. સવારનાં સૂર્યોદયથી તે એક પહોર સુધી દરબાર ભરાય છે અને નામદાર શહેનશાહ તેમાં બિરાજે છે. એટલે અત્યારે શહેનશાહ ત્યાં હશે. "



નુરજહાં પોતે જાતે બહાર આવી પદ્માવતીને માનઅકરામથી પોતાની સાથે અંદર લઈ ગઈ. પૃષ્ઠ ૭૯.

પદ્માવતી,—" નુરજહાંન ક્યાં છે ? "

બાંદીએ નુરજહાંનનું દિવાનખાનું પદ્માવતીને બતાવ્યું. નુરજહાંનને મળવાને પોતે આવી છે એવા સમાચાર નુરજહાંનની બાંદી મારફતે પદ્માવતીએ અંદર મોકલાવ્યા. તરત જ ભારતના સામ્રાજ્યની મુખ્ય અધિશ્વરી અને અદ્‌ભુત રૂપસુંદરી નુરજહાં પોતે જાતે બહાર આવી પદ્માવતીને માન અકરામથી પોતાની સાથે અંદર લઈ ગઈ.

## પ્રકરણ ૩ જું

### શહેનશાહની સમીપમાં

" नहि प्रफुल्लं सहकारमेत्य ।
वृक्षान्तरं काङ्क्षति षट्पदाली ॥ "
—रघुवंशम् ।
—कालीदास ।

નુરજહાંને માનઅકરામ સાથે પદ્માવતીને અંદર બેસાડી અને બન્નેએ લાંબા વખત સુધી એક બીજાની હકીકત વિષે પૂછપરછ કરી વાતોચીતો કરી. એટલામાં ખબર આવી કે શહેનશાહ જહાંગીર દરબાર બરખાસ્ત કરી મહેલમાં પધાર્યા છે. આ સમાચાર સાંભળી પોતાની સહચરી નુરજહાંનની રજા લઈને પદ્માવતી શહેનશાહની સમીપમાં ચાલી.

બાદશાહ જહાંગીરની પાસે પહોંચીને તેણીએ પુષ્કળ માનઅકરામ સાથે બાદશાહને સલામ કરી. ઘણા દિવસ પછી પદ્માવતીને

જોઈને જહાંગીર ઘણો જ રાજી થયો અને તેની કુશળતા સંબંધી પ્રશ્નો પૂછવા લાગ્યો.

તેના જવાબમાં પદ્માવતી બોલી,–" બાદશાહ સલામતની મહિરબાનીથી બાંદીને સર્વ પ્રકારે સુખ છે. આપ નામવરના ફરમાન મુજબ મેં ફરીથી શાદી કીધી છે, એટલે હવે હું અમુક ઈસમની દુલહન છું."

બાદશાહ અચંબો પામીને બોલ્યો,–"લુત્ફુન્નિસા ? આ દિલ્લગીનો અર્થ શો ? "

લુત્ફુન્નિસા,–" ના નામદાર ! એ દિલ્લગીની વાત નથી પણ સત્ય વાત છે. અત્યારે લુત્ફુન્નિસા આપ નામદારની સાથે મશ્કરી કરવા લાયક નથી. "

જહાંગીર;–" શું ત્યારે ખરેખર તેં શાદી કરી ? કોની સાથે તારી શાદી થઈ છે ? "

લુત્ફુન્નિસા,–" ફરીથી શાદી નથી કરી, પણ જેની સાથે પહેલીવાર શાદી કરી હતી તેણે જ મારા અતિશય પ્રયત્નથી છેવટે મને પત્ની તરિકે સ્વિકારી છે. "

બાદશાહ,–" વાહ ! તારા શૌહરને બીજી કોઈ બીબી છે ? "

લુત્ફુન્નિસા,–" પહેલાં હતી, પણ હવે મરી ગઈ છે. "

જહાંગીર,–" તારા શૌહરનું નામ શુ ? "

લુત્ફુન્નિસા,–" નવકુમાર વન્ધોપાધ્યાય "

જહાંગીર,–" તે ક્યાંના રહેવાસી છે ? "

લુત્ફુન્નિસા,–બંગાળામાં સપ્તગ્રામના. "

બાદશાહ,–" એ દેખાવમાં કેવા છે ? "

લુત્ફુન્નિસા.–" તે ખુબસુરત હોય કે બદસુરત હોય પણ આ લોંડીના મનથી તો તે સર્વથી સુંદર પુરૂષ કરતાં પણ આલા છે. "

બાદશાહ–" તે ઉમરાવ છે ? "

લુત્ફુન્નિસા,–" ના, નામદાર. મારા શૌહર જાતના બ્રાહ્મણ છે. બ્રાહ્મણ જાત ઘણી ગરિબ હોય છે. તે બહુ દોલતમંદ તો નથી.

પણ ખાવા પીવાને તકલીફ ન પડે એટલું તેમને ખુદાની મહેરબાનીથી છે. "

બાદશાહ,–" લુત્ફુન્નિસા ! શું ત્યારે હવે સદાને માટે આપણી મહોબ્બત તું વિસરી જઇશ ? "

લુત્ફુન્નિસા,–" નામવર બાદશાહ ! તે વિસરવું તો મુશ્કેલ છે, પણ વિસરવા પ્રયત્ન કરૂં છું. "

બાદશાહ,–" શા માટે વિસરવા પ્રયત્ન કરે છે ? લુત્ફુન્નિસા ! મેં તારો શું વાંક કર્યો કે તું આટલા દિવસની આપણી મહોબત વિસરવા પ્રયત્ન કરે છે ? આપણો સર્વ સંબંધ છોડીને મને તરછોડીને તુ કાં ચાલી જાય છે ? "

લુત્ફુન્નિસા,–" જહાંપનાહ ! રંજ ન માનશો. અગર મારૂં આવી રીતે ચાલી જવું એ આપની કસુરને લીધે થયું છે એમ જો આપ માનતા હો તો આપના પૈર પકડીને કહું છું કે મને માફ કરો. તેમ નથી. મને હવે મારે રાહે જાવા દો. "

બાદશાહ–" તે તો ન બને. જાને મન ! જીવતાં જીવત તને કેમ છોડાય ? તારો પ્રેમ કેમ વિસરાય ? તારી સાથે ગુજારેલા સુખી દિવસો વિસાર્યા નથી વિસરાતા. "

લુત્ફુન્નિસા,–" જહાંપનાહ ! કાળજાને કરડું બનાવો. માનો કે હવેથી હું લુત્ફુન્નિસાનું રૂહ છું. મને અજલના અસ્વારો આ ખાકી જહાંનમાંથી ઉપાડી ગયા છે. આવું ધારીને આપણી પહેલાંની વાતો હવે વિસરી જાઓ. અત્યારે એમ જ સમજજો કે કોઇ પરાયા મળવા આવેલા આદમી સાથે આપ વાતો કરી રહ્યા છો. શહેનશાહ ! મને બચાવો ! મને ઉગારો ! ગુનાહની ધગધગતી આગમાં મારૂં કલેજું રાતદિવસ ભડભડ બળી રહ્યું છે. અત્યારે હું આપના ચણુ ચુમીને આપને અરજ કરૂં છું કે મને બચાવો ! મને જીવનદાન દો. અગર જો મારી અક્કલ ગુમ થઈ જાય અને ફરીથી હું ગુનાહના દરિયાવમાં ગરેક બનવા ઇચ્છું તો

તેમાંથી પણ મને બચાવવાને હું આપ નામદારને અરજ ગુજારૂં છું. આપની પાસે શું નથી ? રૂપ, ધન, મહોબત, ઐશ્વર્ય, સમૃદ્ધિ, યૌવન, સર્વ છે. મારા જેવી એક નાચીઝ અને કમીની અબળા તે મોહમાં ફસી પડતાં જ્યારે વખત નહિ લગાડે. માટે મારી જીન્દગીને સુખમાં કે દુઃખમાં નાખવી એ આપના હાથમાં છે. આપ નામવર દયાના સાગર છો, આપનું હૃદય ઉદાર છે, અને વિશાળ છે. તે ઉપરાંત આપણી વચ્ચેની એક વખતની મહોબત સંભારીને પણ મને આપ નામવરને મારા પર દયા કરવાનું વિનવવાનો હક્ક છે. આપ મારા ઉપર અનહદ પ્યાર કરતા હતા તે હું જાણું છુ. પ્રિય શહેનશાહ ! ને પ્યારને યાદ કરો. તે મહોબ્બતને મગજમાં રોશન કરો. તે મહોબ્બતની આણ આપીને હું આપ નામવરને વિનંતી કરીને કહું છું કે મને દોસ્તની ગરજ સારો. મારા દુશ્મન ન બનો. આપની પુરાણી જાનપીછાનવાળી આ બદકિસ્મત ઔરતને બચાવો. મને મારે માર્ગે વળવા દો. ”

જહાંગીર ચુપ રહ્યો. શો ઉત્તર દેવો તે તે સમજી શક્યો નહિ. તેના મુખ ઉપર દીલગીરીની છાપ સ્પષ્ટ જણાઈ આવતી હતી બાદશાહને જોઇને લુતન્નિસા ફરીથી બોલી, “ જહાંપનાહ ! આ અભાગણની વાતોથી આપ નામદારને તકલીફ થઈ છે તે હું સમજું છું. હું આપ નામદારને તકલીફ દેવા નથી ઇચ્છતી. આપ તકલીફ દેવાની ચીજ નથી. આમ છે ત્યારે હું આ બધી વાતો કેમ કરી રહી છું તે આપ પુછશો. હું આપ નામવર પાસે કાંઇક ભિક્ષા માગવા ઇચ્છું છું. એક વર્ષ પહેલાંની સર્વ વાત હોત તો હું આપ નામદાર પાસે મહોબતની ભિક્ષા માગત. હવે મને તેની ખાહિશ નથી. અત્યારે હું એ ચાહું છું કે આપ નામદાર પહેલાંની સર્વ વાતો વિસરી જઇને મને રાજીખુશીથી રજા આપો. ”

જહાંગીર બોલ્યો,—“લુત્ફુન્નિસા ! હું સર્વ સહન કરી

પાકું છું. મારૂં કલેજું પત્થરનું છે. તું મને છોડીને ચાલી જઇશ એ પણ સહન કરી લઇશ. જા. કારણ કે મને છોડીને તું તારો ભવ સુધારવા માગે છે. પણ મને છોડવાને તને જે કષ્ટ થશે તે, અને તને છોડવાથી મને જે કષ્ટ થશે તે હું શી રીતે સહન કરી શકીશ? લુત્ફુન્નિસા ! વિચાર કર. આપણે પહેલાં ગાળેલા સુખી દિવસો યાદ કર. દુધના જેવી સફેદ અને માખણ સરખી મુલાયમ શય્યાવાળા છત્રપલંગ પર પણ તને નિદ્રા નહોતી આવતી. તારા નાજુક મેંદી મૂકેલા પગો રંગમહેલના સુંદર ગલીચાઓ ઉપર ફરવાથી પણ સહેજસાજ મેલા થતા તે મેં મારા રૂમાલ વતી લુછીને તને આરામ આપ્યો છે અને તારા ચિત્તને પ્રસન્ન કર્યું છે. દૂર દૂરના દેશોમાંથી મોંઘી કિમ્મતનાં વસ્ત્રો અને અલંકારો તારે માટે હું મંગાવી આપતો તો પણ તું પુરેપુરી પ્રસન્ન નહોતી થતી. શીરાજ અને તુર્કસ્તાનથી ઉંચી જાતના શરાબો તારે માટે આવતા પણ તું મ્હોં કુમળાવતી. સુગંધીદાર પદાર્થો તારે માટે કેટલી કિમ્મતના અણવામાં આવતા ? જુદા જુદા દેશની જાતજાતની ખાવાપીવાની ચીજો તારે માટે મગાવવામાં આવતી હતી પણ તને બરોબર ભુખ નહોતી લાગતી. ગરમીના દિવસોમાં બરફના કરતાં પણ વધારે ઠંડી જગ્યામાં તું રહેતી હતી હતી છતાં ગરમી ન સહન થવાથી તું તરફડીયાં મારતી હતી. પ્રિયે ! એટલું જ નહિ પણ દીલ્હીનો ભાવી શહેનશાહ તારો ફરમાનદાર બંદો હતો, તારા પૈરનો ખાદિમ હતો, છતાં પણ તું ધરી ધરાતી નહોતી. લુત્ફુન્નિસા ! હવે તારે જાડા ચોખા ખાવા પડશે, જાડાં અને હલકાં કપડાં પહેરવાં પડશે, અને ગમે તેવી જગ્યામાં રહેવું પડશે, એ સર્વ કષ્ટો તારાથી કયમ સહેવાશે ? આ સર્વનો વિચાર કરતાં મારૂં કલેજું કંપી ઉઠે છે. બીજું કોઇ તો ગમે તે સમજે પણ તારી આ વાતો સાંભળી મારાથી તો નથી રહેવાતું. લુત્ફુન્નિસા ! મને ખરેખર અત્યારે અતિશય દીલગીરી થાય છે. મારૂં જીગર રજીંદા બન્યું છે.

આ સર્વ બોલતાં બોલતાં શહેનશાહ જહાંગીરનો સાદ ભરાઇ આવ્યો, અને આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. એક વેળાએ તે લુત્ફુન્નિસા ઉપર પ્રાણ કરતાં પણ વધારે પ્રેમ રાખતો હતો. એક જમાનો એવો હતો કે લુત્ફુન્નિસાને જોયા સિવાય તેને ચેન નહોતું પડતું. તે લુત્ફુન્નિસા હવે અનેક આપત્તિઓના સામનો કરવા તૈયાર થઇ છે એ વિચારથી તેને કષ્ટ કેમ ન થાય ? લુત્ફુન્નિસા ઘણી વાર સુધી પહેલાંની માફક ચુપચાપ ઉભી રહી. પછી તે બોલી,—" બાદશાહ ! આપ કહો છો તે સર્વ ખરૂં છે. આપની મારા ઉપર બહુ મહેરબાની છે. આપ મારે લીધે શોચ ન કરો. વિચાર કરી જુઓ કે જ્યારે હું આપ નામદારની પ્રિયતમા હતી ત્યારે મારે લાયકની સર્વ ચીજો આપે મને આણી આપવામાં કચાશ નહોતી રાખી. બાદશાહ સલામત! હવે તેમ નથી. હવે તો આ લોંડી એક બ્રાહ્મણની દુલહન છે. જો તેને તકલીફ ઉઠાવવી પડે તો તેમાં હરકત શી છે ? હું સર્વ કષ્ટો સહન કરીશ, અને તે પણ આનંદથી. "

બાદશાહ વિસ્મય પામીને બોલ્યો —" લુત્ફુનિસા ! તું શું એ જ પહેલાંની લુત્ફુનિસા છે ? યા ખુદા ! કરીમે કારસાજ ! તારામાં આ કેવો ફેરફાર ! તારી સર્વ વાતો મને તાજુબીમાં ગરકાવ બનાવી દે છે. લુત્ફુન્નિસા ! એક વખત એવો હતો કે તને મારા અંગ સાથે લાંબા કાળ સધી લપટાયલી રાખતાં છતાં, તારા સુમધુર અને ગુલેલાલા સરખા હોઠો ઉપર બોસા લેતાં લેતાં હું થાકી જતો હોવા છતાં, તારા અંતરના આરામ માટે તને મારી મીઠી મહેબુબ ! ખુબસુરત પરી ! મારા જીગરના ફિરસ્તા ! અંતરના આરામ ! દિલચમન વિગેરે અનેક સ્નેહભર્યા શબ્દો કહેવા છતાં તું ભાગ્યે જ પ્રસન્ન થતી. આહ ! ઇનશાનહાહ ! અત્યારે જમાનો કેવો પલટી ગયો છે ! યા ખુદા ! જો તે પાક પેદા કરનારે દુનિયામાં એક જ ચીજ એવી બનાવી હોય કે જેના કોઇને ખબર ન પડે તો તે ઓરત છે. ઓરતના ધાંટાનો

અભ્યાસ કરવો એ ખરેખર અઘરૂં કાર્ય છે. ઓરતનું મગજ ઘડીઘડીમાં ફરી જાય છે. લુત્ફુન્નિસા ! પણ તારૂં મન સન્માર્ગે વળે છે. રહેગી તો આપસે અર જાયગી તો સગા બાપસે ! એ કહેવતનો આજે તેં સાક્ષાત્કાર કરી બતાવ્યો છે. સર્વ ઓરતો કરતાં તુ અદ્‌ભુત મનોબળ ધરાવનારી છે તે તો મને પહેલાંથી જ માલુમ હતું. એટલે હવે તું નીતિ અને ધર્મના જે પાક માર્ગ તરફ મુસાફરી કરવા ઇચ્છે છે તેમાં ખુદા તારો નિગેહબાન થાઓ ! એક વખત તારૂં જીગર ઘણું ચંચળ હતું અને અનેક પ્રકારની વાસનાઓથી ભરેલું હતું. અત્યારે તારી સાદ્દીલી જોઇને હું આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો છું. પહેલાં હું તારા ઉપર પ્રેમ રાખતો હતો પણ હવે તને બેહસ્તની હુરી જાણીને તારી પરસ્તિશ કરીશ. હવે હું તને તારા માર્ગમાંથી હઠાવવાને નથી ઇચ્છતો. લુત્ફુન્નિસા ! તેં જે રાહમાં કદમ રાખ્યા છે તે રાહ અચ્છી અને બેહસ્તના દરવાજા ખોલનારી છે. આ વાત હું સાફ અને ખુશાલ દિલથી કહું છું. તાણીતોડીને ફક્ત તને રાજી કરવાને ખાતર આ શબ્દો વાપરતો નથી. પહેલાંની વાતો યાદ કરવાથી આપણને તકલીફ થશે માટે હવે એ વાત યાદ કરવાની છોડી દે; હું પણ તે છોડી દઉં છું. ખુદાથી દુઆ ઇચ્છું છું કે તે પાક પરવરદિગાર તને સદા ઉચ્ચ માર્ગમાં જ રાખે અને તારૂં જીગર સદા પાક અને ઉચું રાખે. તને આવી રીતે છોડી દેતાં મારા જીગરમાં કેટલી વેદના થાય છે તે મારૂં મન જાણે છે. પણ તે સર્વ આપણી મહોબ્બતને યાદ કરીને સહી લઇશ. લુત્ફુન્નિસા ! હું એક વેળા તારો આશક હતો. જાનોનિસારથી આપણે એક બીજાને ચહાતાં હતાં. તે મહોબતને યાદ કરીને હું તારો વિયોગ સહીશ. હું તારો દોસ્ત છું; ન કે દુશ્મન. તારા દિલની જે ખુશી આવે તે માર્ગે તુ ગમન કર અને તે કરિમે કારસાજ, તે નેકીનો ફિરસ્તો, અલ્લાહતાલા તારા મનની મુરાદ બર લાવે એવી મારી ખરા જીગરની બંદગી છે. ”

બાદશાહની ખરા અંતઃકરણની આ વાત સાંભળીને પદ્માવતીને જે અપાર આનંદ થયો તેનું વર્ણન કરવું અશક્ય છે. તે આનંદથી ઉભરાતા અવાજે બોલી.—" બાદશાહ સલામત ! આજે આપે મને ખુશીના દરિયામાં ડુબાવી દીધી છે. જહાંપનાહ ! આ નાચીઝ બાંદીને પણ આપ નામવરથી છુટા પડતાં કાંઈ નથી લાગતું એમ ન સમજશો. પણ મારા ભવિષ્યના સુખનો વિચાર કરતાં મને આ માર્ગ જ લેવો યોગ્ય લાગ્યો છે. તે માર્ગે મને વાળવા માટે આપે અંતઃકરણપૂર્વક જે ઉદ્દગારો કાઢ્યા છે, આ કમીની લોંડી તરફ આપે જે અપૂર્વ મહેરબાની દર્શાવી છે તે માટે હું સદાની આપ નામદારની આભારી બની છું. ખુદા આપનું ભલું કરે. એ સિવાય હું બીજું શું ઈચ્છું ?"

જહાંગીર બોલ્યો,—" લુત્ફુન્નિસા ! એક વખત હું તારો ગુલામ હતો. આજ પણ તેમ જ છું. અને ભવિષ્યમાં પણ તેમ જ રહીશ એ નક્કિ સમજજે. હું તારા સુખની રાહમાં કાંટા પાથરવા નથી ઇચ્છતો. પણ અત્યારે તને રજા આપતાં, તારી મહોબતને છોડી દેતાં મારૂં જીગર કેટલું બળે છે અને મને કેટલી વેદના થાય છે એ હું તને કેમ સમજાવી શકું ? મારૂં કાળજું એવું પત્થરનું તો નથી જ કે તને આવી રીતે છોડી દેતાં મારૂં હૃદય ભરાઈ ન આવે. તને ભુલવી એ મારે માટે નામુમકિન છે. લુત્ફુન્નિસા ! જ્યાં લગી મારી જીંદગી રહેશે ત્યાં સુધી મારા કલેજા ઉપર તારી આ રમણીય મૂર્તિ કોતરાયલી રહેશે એ નક્કિ માનજે. "

લુત્ફુન્નિસા,—" જહાંપનાહ ! શું આ લોંડી પણ આપને વિસરી જશે ? મેં બહુ દિવસો સુધી આપનો લાડ અને પ્યાર મેળવ્યો છે. મેં આપ નામદારની અનેક ભુલો કરી હશે અને અનેક પ્રકારે આપને રંજીદા કર્યા હશે. બાદશાહ ! મારી એ સર્વ ભુલોને માટે મને આજે માફ કરો."

બાદશાહ,—હું તને માફી આપું કે તું મને માફી આપે ?

છતાં પણ જો તારી ઇચ્છા હોય તો હું તને જણાવું છું કે તને તો મેં સદા જ માફી આપેલી છે. પણ હવે એ વાત જવા દે. તારા સમાચાર તો મને વારંતાર મળતા રહેશે ને ?"

લુત્ફુન્નિસા,–" હું આપને હમેશાં મારા સમાચાર મોકલાવતી રહીશ. જહાંપનાહ ! અગર મને આપની બાંદી સમજીને વખત બેવખત સમાચાર મોકલાવતા રહેશો તો હું ઘણી રાજી થઇશ."

બાદશાહ,–" તે કહેવાની તો કાંઇ જ જરૂર નથી. હું જરૂર જ તેમ કરીશ."

લુત્ફુન્નિસા,–" જુઓ જહાંપનાહ ! બહુ દિવસ ચડી ગયો છે. આપને બીજાં ઘણાં કામ હશે. આપને નાહકની તકલીફ થશે. મને હવે રૂખ્સત લેવા ફરમાવે."

બાદશાહ કાંઈ ન બોલ્યો. તેની આંખો ભરાઇ આવી. તે થી લુત્ફુન્નિસાને 'જા' એમ નહોતું કહેવાતું. પદ્માવતીને પણ પોતાની એક વખતની મોહબ્બતની મૂર્તિની સંકડામણ અને સંકટ જોઇ અતિશય દુઃખ થયું. આખરે બાદશાહ બોલ્યો,–" લુત્ફુન્નિસા ! આ જીભથી તો કેમ કહું કે તું જા ? તને શું કહું ? આજે આ આંખોથી તો તું દેખાતી બંધ થઇશ, પણ મારા જીગરમાં તો તારી સુંદર છબી કોતરાઇ રહેલી જ છે. મારૂં દિલ હમેશાં તારી પાસે જ રહેશે. માલિક તારૂં ભલું કરશે. પહેલાંનો આપણી વચ્ચેનો સંબંધ હવે વિસરી જજે. આજથી હું તારો જીગરનો દોસ્ત છું એમ સમજજે. તે સિવાય બીજું કાંઇ ઇચ્છતો નથી. તારે જ્યારે પણ મારી મદદની જરૂર પડે, અને જ્યારે પણ કાંઈ જોઇએ ત્યારે મને જણાવજે. દીલ્હીના શહેનશાહ પાસેથી જે ચીજ મળી શકશે તેમાંની કોઇ પણ ચીજ તારી ખીદમતમાં તારી ઇચ્છા થશે તે વખતે હાજર થશે. લુત્ફુન્નિસા ! મારી જીંદગીનો આ દિવસ એટલો બધો ખેદજનક અને દર્દનાક છે કે તેનું વર્ણન થાય એમ નથી. આજે તારી મહો-

જત ઉપરથી મારો હક્ક ઉતરી ગયો. તોપણ જીગરમાં કેવળ એક જ ઉમ્મીદ છે; અને તે એ કે તું મને તારા જીગરમાંથી સમુળગો નહિ કાઢી નાખે. તારા ભવિષ્યના જીવનના ખુશીખુરમીના પ્રસંગોએ અથવા મુશીબત અને આફતોના દુઃખદાયક પ્રસંગોએ તું હમેશાં જહાંગીરને યાદ કરતી રહેજે. ખુદાતાલાને હું એક વાર ફરીથી અરજ કરૂં છું કે તે કરિમે કારસાજ તને બરાબર બધેરો ખુબી રાખે. આમીન ! ”

લુત્ફુન્નિસાએ જોયું કે આ શબ્દો બોલતાં બોલતાં બાદશાહની આંખમાંથી આંસુ વહી રહ્યાં છે. હવે ત્યાં વધારે વાર થોભવું તેણીને યોગ્ય ન લાગ્યું. તેને લાગ્યું કે પોતાનું મન પણ બરોબર ઠેકાણે નથી. તે અત્યારે ડામાડોળ સ્થિતિમાં છે. તેણે વિચાર કર્યો, “ રે જીવ ! હવે મક્કમ થા. નહિ તો કિનારે આવેલું વહાણ ડુબી જશે. હવે અહીંથી કાળજું કઠણ કરીને ચાલી ગયા સિવાય છુટકો નથી. સમુદ્રમાં ભર દરિયે મોજું ઉછળ્યું તો તેની લ્હેરો અથડાતી છેવટે તો કિનારાને અડકશે જ. પ્રકૃતિની ગતિ રોકવાને કોણ સમર્થ છે? માટે હવે તો અહીંથી વહેલાં વહેલાં જતાં રહેવું એ જ સારૂં છે. ” આવો વિચાર કરી પદ્માવતીએ ગરદન ઝુકાવીને જહાંગીરને નમન કર્યું અને બોલી, “ જહાંપનાહ ! બંદી હજુરથી રૂખસદ લે છે. મને માલુમ છે ત્યાં સુધી તો આપણી આ આખરી મુલાકાત છે. ખુદાતાલા આપના હક્કમાં દુવા બક્ષે. શહેનશાહ સલામતનું રાજ્ય અમર તપે, અને આપ દિર્ઘાયુ બનો ! ”

બાદશાહના જવાબની રાહ જોયા સિવાય પદ્માવતી ત્યાંથી ચાલી ગઇ. જહાંગીર લાંબા વખત સુધી તે જગ્યાએ બેસી રહ્યો. તે અસ્ફુટ સ્વરથી એક ઉષ્ણ નિઃશ્વાસ નાખીને બોલ્યો,—“ યા ખુદા ! મહોબતનો આ અંજામ ! લુત્ફુન્નિસાની સાથેની આ આખરી મુલાકાત ! ”

# પ્રકરણ ૪થું

## પત્ર

सर्वद्वारेषु देहेस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्वमित्युत ॥
—श्रीमद् भगवद्गीता ।

" Are threefold, whereby men to ruin pass.
" The door of Lust, the door of wrath, the door
" Of avarice. Let a man shun those three."

त्रिविधं नरकस्येदं द्वारं नाशमनात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्रयं त्यजेत् ॥
—श्रीमद्भगवद्गीता ।

" When at all gateways of the body shines
" The Lamp of knowledge, then may one see well
" Soothfastness settled in that city reigns.
" The doors of Hell "

" ભૂલત જૈસે લોગ નીંદ અવસાન હુએ પર,
" સુખ નિદ્રા કે બીચ લખ્યો જો સ્વપ્ન સુખાકર;
" તૈસેહિં ભૂલો વાત સબૈ પહિલે કી પ્યારે !
" વિરહ ભયંકર કી આપધ એકમાત્ર ઉચારે."
—"શ્રીરાંગના કાવ્ય"

ઉપલા પ્રકરણમાં જે બનાવ વર્ણવ્યો છે તે જ દિવસે પદ્માવતીને પોતાના પિતાના ઘરના એક એકાંત કમરામાં આરામ લેવાને બેઠેલી આપણે જોઇએ છિએ. ત્યાં જઇને તે આરામ લેવા બેઠી. બેસતાં કાંઇ ચેન ન પડયું એટલે ઉઠી. ઉઠવામાં પણ આરામ ન મળ્યો. આમતેમ ફરવાફરવા લાગી. તેથી જીવને કરાર ન થયો એટલે હાથમાં એક ચોપડી લઇને વાંચવા લાગી. તેમાં પણ ચિત્ત ચોંટયું નહિ. તેણે પુસ્તક ફેંકી દીધું અને અધર ઉપર અંગુલી રાખી તે કાંઇક વિચાર કરવા લાગી. પુષ્કળ વાર વિ- ચાર કર્યા બાદ તે કલમ, ખડિયો, અને કાગળ લઇ આવી અને એક પત્ર લખવા બેઠી. તેણે કોના ઉપર પત્ર લખવા માંડયો ? અમે કહી દઇએ ? તેણીએ શહેનશાહ જહાંગીર ઉપર પત્ર લખવા માંડયો ! તે પત્ર લખતાં તેને બહુ વાર લાગી. લખતાં લખતાં તેની આંખો આંસુથી ભીંજાઇ જતી હતી. તેને તે વારંવાર પોતાના અંચળથી લુછી નાખતી હતી. વારંવાર તેની કલમ પણ અટકી જતી. પુષ્કળ વખત પછી પત્ર પુરો થયો. તેણીએ પત્રને બહુ સંભાળથી ફરીથી વાંચી જોયો અને પછી તેની સંભાળથી ઘડી વાળી એક લીફાફામાં તેને બંધ કરી તે ઉપર મ્હોર કરી. પત્રનો સારાંશ આ પ્રમાણે હતો.

“ જહાંપનાહ !

હજુરના કદમોથી રૂખસત લેતી વેળાએ આ લોંડીએ આપની આજ્ઞા ન લીધી તે માટે માફી ચાહું છું. બાદશાહ સલામત ! શું મારૂં જીગર બીજાને બતાવી શકય એમ છે ? અગર જો તેમ હોત તો મારા જીગરની અત્યારે કેવી હાલત છે તે બતાવત. તેમ હોત તો આપને બતાવી શકત કે આ બદબખ્તના કલેજાની અત્યારે કેવી હાલત છે. મોત સિવાય મારો છુટકારો નથી થવાનો અને મારી યંત્રણાઓનો છેડો નથી આવવાનો. પણ મોત તો સુખી અને સંતોષી જીવોને માટે છે મારા જેવી અભાગણી અને મોતને ઇચ્છતી ઓરતની મરજી મોત જલદીથી માગ્યા મુજબ નથી આવતું. યા ખુદા ! હું

અત્યારે કેવું ખરા જગરથી ઇચ્છું છું કે મોત આવે અને અજલના અસ્વારો મારા આત્માને આ ફાની જીંદગીમાંથી લઈ જાય! મારા સ્વામીએ મારા તરફ અદ્ભુત અનુકંપા દર્શાવી છે. આપ તો સદાના મારા મહેરબાન છો. અત્યારે મારા હર્ષ અને શોક એ બન્નેની સીમા નથી. આ ઘડીએ મારા જીગરમાં જે દારૂણ વેદના મચી રહી છે, અને તે જ સાથે જે સુખનો સૂર્ય ઉદય થયેલો છે તે ઉભય ચિણગારીઓથી મારા મગજને ભારે તકલીફ થાય છે. હું ખુદા પાસે ખસુસ કરીને મોત માગું છું. અગર તે આજે આવે તો હું અત્તર ઘડી હસતી હસતી અજલના ફિરસ્તાઓ સાથે ચાલી જવાને માટે તૈયાર છું.

પણ જહાંપનાહ ! જ્યારે મારી ભૂતકાળની જીન્દગીને હું યાદ કરૂં છું ત્યારે મને કમકમી થાય છે. ગુનાહની આગથી મારૂં જીગર ભડભડ બળી રહ્યું છે. જળતા જીગરને ઠંડુ કરવાને માટે મેં એક ગુન્હો કરવો છોડી દઈ ને બીજો ગુન્હો કરવા તરફ મન લગાડયું છે. ત્યાં ઠંડક શાની હોય ? એક દિવસ—હા !—માત્ર એક જ દિવસ મારી આખી જીન્દનીમાં આનંદદાયી નિવડયો હતો. તે દિવસે મેં જેવી ખુશાલી હાંસલ કરી હતી તેવી ખુશાલી મેં મારી આખી જીન્દગીમાં નથી હાંસલ કરી. મારા જીવનનો તે આનંદદાયી દિવસ મેં જ્યારે મારા શોહરના કદમો મારાં વક્ષ:સ્થળે લગાવી લીધાં તે હતો. બાદશાહ સલામત ! તે દિવસે મેં જે અપૂર્વ સુખ પ્રાપ્ત કર્યું છે તેનું હું વર્ણન નથી કરી શકતી.

જહાંપનાહ ! બને ત્યાં સુધી મને વિસરવાનો પ્રયત્ન કરજો. લુત્ફુન્નિસાનું પાપી નામ હવે આપની પાક જબાન પર ન લેશો. લુત્ફુન્નિસા બડી ગુનહેગાર બદચલન અને ફાહિશા છે. મુગલ સમ્રાટ જહાંગીરના જીગરમાં જગ્યા મેળવવાને લાયક તે નથી. મારી સાથે આપે આજ સુધી જે માયા અને મહોબત દર્શાવી છે તે કેવળ આપની ભલાઇ જ છે. આપ નામદારની આ બાંદી ઘણી તકસીરોની

ગુનેહગાર છે. મારૂં નામ ભુલી જવા સાથે જહાંપનાહ ! મારી ભુલો પણ વિસરી જજો.

જહાંપનાહ ! આ બાંદી સલાહ દેવાને તો લાયક ન જ હોઈ શકે. પણ ગુસ્તાખી માફ કરવામાં આવે તો અદબપૂર્વક જણાવવાની રજા લઉં છું કે કોઈની પણ યાદમાં વિસરી જઇને ઓરતોમાં બેહસ્તની હુરી સમાન મારી પ્યારી બ્હેન નુરજહાંનને ભુલશો મા. નુરજહાંન સારી જહાંનનું નુર છે, અને દિલ્હીશ્વરને તે સર્વાંશે લાયક છે. આલમમાં જેવી રીતે તેના રૂપની જ્યોતિની કીર્તિ જળહળી રહી છે તેવી જ રીતે તેના સદ્ગુણની પ્રભાથી પણ સારૂં વિશ્વ અંજાય છે. નુરજહાંનની રહેણી કરણી જોઇને મને ભારે અસર થઇ છે. મારી એ બ્હેનને એક વાર આ અભાગણીની યાદ દેવરાવીને જણાવજો કે મેં તેને સલામ કહેવરાવી છે.

બાદશાહ સલામત ! હવે હું મારા શોહરની પાસે જઇશ. હવે ફરીથી આપની સાથે મેળાપ થશે કે કેમ તે માલુમ નથી. તેથી આ બાંદીની આજની થઇ ગયેલી મુલાકાત આખરી મુલાકાત જ સમજી લેજો.

વધારે લખીને આપનો અમુલ્ય સમય રોકવા હું નથી ઇચ્છતી. આપને મેં અગાઉ એવું જણાવ્યું છે કે હમેશાં કાગળ પત્ર નિયમિત રીતે લખતી રહીશ. પણ બાદશાહ સલામત ! આ અભાગણીનું જીગર ઘણું ચંચળ અને નબળું છે. તે જીગરમાં કાંઇક ધર્મનો અંશ ભળ્યો છે અને કઠણ પથરા સરખું કલેજુ કાંઇક મુલાયમ બનેલું છે. જો તેને હું બરોબર સંયમમાં નહિ રાખું તો વળી પાછુ તે અધોગતિના માર્ગ તરફ જવાને દોડશે. આ કારણથી જ જહાંપનાહને આ લોડી હવે પછીથી પત્ર લખવાની સરકશી નહિ કરે, અને તે માટે આપ નામદારની માફીની આ બાંદી ઇંતેજાર છે.

કેવળ એક વાર ફરીથી આપ નામદારને મળવાની ઇચ્છા રહી ગઇ છે. તે ભેટ ક્યારે થશે ? જ્યારે લુત્ફુન્નિસા કફન ઓઢીને પોઢી

હશે, જ્યારે અજલના ધામમાં જવાને સંપૂર્ણ તૈયારીઓ થઈ ચુકી હશે, તે વેળાએ જો શહેનશાહનાં પવિત્ર દર્શન એક વાર થશે તો હું હસતી હસતી, સંપૂર્ણ સુખચેનથી મરીશ. મારે બીજું કશું ન ન જોઈએ. માત્ર એટલી જ આપની પાસે મારી વિનંતિ છે. જ્યારે હું મરવા પડીશ ત્યારે આપ નામદારને સમાચાર કહાવીશ.

જહાંપનાહ ! ફરીથી જણાવું છું કે આ અભાગણીને ભુલી જજો. જે જાનપીછાણ આપણા વચ્ચે હતી તે એક ખ્વાબ હતું એમ ધારી તેને જીગરમાંથી સદાને માટે દૂર કરજો. મારી માત્ર એટલી જ ઈચ્છા છે કે આ અભાગણીનું નામ ફરીથી ન લો. હું ખુદાથી એટલી જ દુઆ માગુ છું કે મારી વ્હાલી બ્હેન નુરજહાંનની સાથે રહીને સલ્તનતે હિન્દ ઉપર આપની હકુમત ઘણો લાંબો વખત સુખચેનથી કાયમ રહો ! આમીન !

—અભાગણી લુત્ફુન્નિસા."

આ પત્રને પદ્માવતીએ ખેપીયા સાથે શહેનશાહ તરફ મોકલાવ્યો.

## પ્રકરણ ૫મું

## ચોરાયલી વીંટી

" जइ अणहत्थगदं भवे तदा, सच्चं सो अनीयं भवे। "
( यद्यन्य हस्तगतं भवेत्तदा सत्यं शोचनीयं भवेत्। )

—शाकुन्तलम्।

—कालीदास।

લુત્ફુન્નિસા ઉર્ફે પદ્માવતીને સપ્તગ્રામ છોડી આગ્રા આવ્યાને લગભગ બે માસ થવા આવ્યા હતા એટલે હવે નવકુમાર પોતાની બ્હેનના સાસરેથી સપ્તગ્રામ પરત આવી ગયેલ હશે અથવા નહિ આવેલા હોય તો જલદીથી આવશે એમ વિચાર કરી પદ્માવતી હવે સપ્તગ્રામ તરફ જવાની તૈયારી કરવા લાગી. આ ઇરાદાથી તેણે પોતાનાં માતપિતાની પાસે રજા માગી. પોતાની પુત્રીથી વિખુટાં પડતાં માતપિતાને ઘણું લગતું હતુ પણ જે માર્ગે પદ્માવતી વળતી હતી તે માર્ગે તેનું સર્વદા શ્રેય થશે એવી તેનાં માતપિતાની પૂર્ણ ખાત્રિ હોવાથી તેઓએ તેને ખુશીથી રજા આપી.

બીજે જ દિવસે બપોરે પદ્માવતીને જવાને નક્કિ થઇ ગયું. કહાર અને પાલખી વિગેરેનો બંદોસ્ત કરી દેવામાં આવ્યો. લુત્ફુન્નિસા પોતાનાં માબાપને પ્રણામ કરી ગદ્દગદ્દ કંઠે તેમની વિદાયગીરી લઇને પાલખીમાં બેઠી અને આગ્રાની મોહમાયા તથા શહેનશાહ જહાંગીર સાથેની પોતાની તમામ મહોબત છોડી દઇને તે ચાલી. જે આગ્રાનાં શું અદના કે શું આલા તેના તરફ જોઇ રહેતાં હતાં, અને તેની સાથે પીછાણ રાખવામાં માન સમજતાં હતાં, જે આગ્રામાં તે જે કામ કરવા ધારતી હતી તે તરત થઇ જતું હતુ, જે આગ્રાના રહેવાસીઓ તેનાં દર્શન માત્રથી સારો દિવસ આનંદમાં જશે એમ માનતા હતા, જે આગ્રાના ઉમરાવોના છેલછબીલા વિલાસપ્રિય છોકરાઓ તેની સામે તીરછી નજરે જોઇને માત્ર તેણીના એક નયનકટાક્ષથીજ સાતમા આસમાનનુ સુખ મળ્યું હોય એમ સમજી પોતાનું સર્વસ્વ કુરબાન તેણીપર કરી દેવાને તૈયાર થતા, અને જે આગ્રામાં સર્વથી સુંદર એક વેળાએ તે ગણાતી હતી, તે આગ્રા—વિલાસી અને મોહજાળના મથક આગ્રા—ને છેલ્લી વારના પ્રણામ કરીને પદ્માવતી નીકળી.

સમય ! તારી બલિહારી છે ! તારામાં સજીવને નિર્જીવ અને નિર્જીવને સજીવ કરવાની અદ્દભુત શક્તિ છે. તું કુસુમને પાષાણુ અને પાષાણુને કુસુમ બનાવી દે છે. સુકા વૃક્ષને પણુ લીલુંછમ બનાવત તને વાર નથી લાગતી. તારો મોહનમંત્ર વિલક્ષણુ છે! તે જે કળાથી પાષાણુહૃદયા પદ્માવતીને દાનવીમાંથી માનવી બનાવી તે મત્ર ખરેખર નવાઇ જેવો જ હોવો જોઇએ.

કેટલાક દિવસોની મુસાફરી પછી પદ્માવતી એક ગામડામાં ધર્મ-શાળામાં ઉતરી. તેના નોકરચાકરોએ તેણીના રહેવાને માટે ત્યાં ઝપાટા બંધ એક ઓરડો તૈયાર કરી દીધો, અને જરૂર પુરતી સર્વ વસ્તુઓ ત્યાં અસરકારક રીતે ગોઠવી દેવામાં આવી.

બપોરના ભોજન લીધા પછી મુખવાસ ઇત્યાદી લઇ લીધો. તે પછી પદ્માવતી જાગતી બીછાનામાં લેટતી હતી એટલામાં તેણીએ જોડેની ઓરડીમાં કાંઇક વાતચીત થતી સાંભળી સ્ત્રીજાત મૂળથી જ જીજ્ઞાસુ સ્વભાવની હોય છે, પણુ આ કાંઇક જાણુવાજેવી વાત હતી. એટલે કાન માંડીને શી વાત થતી હતી તે પદ્માવતી એક ચિત્તે સાંભળવા લાગી.

તેણીએ સાંભળ્યું કે એક આદમી બીજાને કરડા અવાજે કહી રહ્યો છે— તને ક્યાંથી જડી ? આ તો ઘણી કીમતી વસ્તુ છે જરૂર તેં કોઇ ઠેકાણેથી તે ચોરેલી છે. ”

બીજો અવાજ આવ્યો,—“ ધર્મના સોગંદ ખાઇને કહું છું કે તેમ નથી તમારા પગ પકડીને કહું છું કે મેં ચોરી નથી કરી. આ ચીજ જેની હતી તેણે જ મને તે આપી છે. ”

પહેલો આદમી ફરીથી બોલ્યો,—“ તું શી વાત કરે છે ! આવી મોંઘી દાટ અને કીમતી વસ્તુ તને ભીખમાં આપીદીધી ! ક્યાંક દિવાનો તો નથી થયો ? ”

ધીમે ધીમે તે જગ્યાએ પુષ્કળ માણુસો એકઠાં થયાં. પદ્માવતી પણુ ત્યાં ગઇ. તેણીએ જોયું કે એક આદમીના હાથમાં એક કીમતી

વીંટી છે અને તેને ઉદ્દેશીને તે બીજા એક નોકર સાથે વાતચીત કરી રહ્યો છે. જે સવાલ પૂછે છે તે ધર્મશાળાનો રખવાળ અને બીજો છે તે નોકર છે. પદ્માવતી નજીક ગઇ અને દમામથી બોલી,–"આ શી ગરબડ છે ?"

રખવાળ બોલ્યો,–" જુઓ બાઈ સાહેબ ! આ માણસ આપણી ધર્મશાળાનો નોકર છે અને તે આ અંગુઠી વેચવા ઇચ્છે છે. પણ આ અંગુઠી એટલી બધી કીમતી છે કે આવા નોકર પાસે તે આવી શકે એવો સંભવ જ નથી. આ ઉપરથી જ્યારે હું તને એમ પુછું છું કે આ અંગુઠી તને ક્યાંથી મળી ? ત્યારે તે કહે છે કે મેં એક બાઇ પાસે કાંઈ ભિક્ષા માગી અને તે બાઇએ મને આ અંગુઠી આપી દીધી ! એમ લાગે છે કે આમા કાંઇ ગોટાળો છે અને આ માણસ જુઠું બોલી રહ્યો છે."

પદ્માવતી બોલી,–" લાવો, અંગુઠી મને જોવા દો."

રખવાળે અંગુઠી તેના હાથમાં આપી. પણ અંગુઠીને જોતાં જ પદ્માવતી ચમકી ઉઠી, અને તે કંપવા લાગી. તેને પોતાની ભૂતકાળની સર્વ વાત યાદ આવી. લથડતે સાદે તેણી પેલા નોકરને પૂછવા લાગી,–" તને આ અંગુઠી ક્યાંથી મળી ?"

તે નોકર બોલ્યો,–" બીબી સાહિબા ! હું ગરિબ બ્રાહ્મણ છું. પણ મને મારો ધર્મ વધારે વહાલો છે. ભીખ માગવાનો તો બ્રાહ્મણનો ધંધો જ છે. હું મારી જનોઇના સોગન લઇને કહું છું કે આ વીંટી મેં ચોરી નથી. હું ગરિબ છું, દરિદ્ર છું, એ સર્વ વાત ખરી છે. તેમ જ આ વીંટી આટલી બધી કીમતી છે એ વાત પણ ખરી છે. પણ હું ચોરી ન કરૂં. બ્રાહ્મણનો દીકરો મરી જતાં પણ ચોરી તો નહિ કરે. હું સાચે સાચું કહું છું કે મને આ અંગુઠી ભિક્ષામાં મળી છે."

પદ્માવતી,–" તને આ અંગુઠી કોણે આપી ?"

તે બ્રાહ્મણ બોલ્યો.—" બીબી સાહિબા ! કેટલાક મહિનાની વાત ઉપર એક ધનાઢય યાત્રાળુ પોતાના કુટુંબકબીલા સાથે શ્રી કાશીજીની જાત્રાએ જતો હતો. માર્ગમાં તે આ ધર્મશાળામાં ઉતર્યો હતો. મેં તેમની સારી સેવા ચાકરી ઉઠાવી હતી. જ્યારે તેઓ અહિંથી જવાની તૈયારી કરવા લાગ્યાં ત્યારે મેં તેમની પાસે કાંઇક દક્ષિણા માગી. તે ઉદાર જાત્રાળુ અને તેનાં કુટુંબીઓએ મને સારી રીતે દક્ષિણા આપીને સંતુષ્ટ કર્યો. તે માણસો સાથે એક નાની ઉમ્મરની ઘણી જ સારા દેખાવની છોકરી હતી. મેં તેની પાસે પણ ભિક્ષા માગી. તે બાઈ થોડીક વાર અચકીને બોલી,—"મારી પાસે કાંઇ નથી. હું તને શું આપું ?" પણ આવી અતિશય સુંદર સ્ત્રી કે જેના મ્હોં ઉપરથી જ તે ખાનદાન હોય એમ જણાઇ આવતું હતું તેની પાસે કાંઇ ન હોય એ માની જ કેમ શકાય ? આથી મેં ફરીથી કાલાવાલા કરીને ભિક્ષા માગી. આજીજીથી તેનું હૃદય પીગળી ગયું. તે થોડીક વાર વિચાર કરીને બોલી,—" મારી પાસે બીજું તો કંઇ નથી, પણ આ એક અંગુઠી છે. તેની મારે હવે ઘણી જરૂર નથી. તેથી તે તું જ લે. " એમ કહીને આ અંગુઠી તેણે મને આપી દીધી. આવી કિમતી ચીજ મને દક્ષિણા તરિકે મળેલી જોઇ હું તો ઘણો જ રાજી થઇ ગયો અને તે બાઇને આશિષ દેતો દેતો ત્યાંથી ચાલ્યો ગયો. મેં ધાર્યું હતું કે આ અંગુઠી મારી દીકરીને કન્યાદાનમાં આપીશ. પણ બીબી સાહેબ ! અમે તો ગરિબ માણસ પડયાં. વખાના માર્યાં આ વીંટી વેચવા વિચાર કર્યો. પણ ' કરમ વગરના કરહણીયાને જાને તે શું જાવું ?" તેમ વચ્ચે આ બીજું જ ઇદમ્ તૃતીયમ્ નીકળ્યું ! બાઇ ! અમારાં ગરિબનાં નશિબ જ ગરિબ ! બીજું શું ? પૈસાદાર દાગીના પુષ્કળ પહેરે તો કહેશે કે ભાઇ ખાનદાનનો મોભો જાળવી વટ વહિવટ અને વહેવારમાં રહી માન મર્યાદા અને મરતબો પાળે છે ! ન પહેરે તો કહેશે કે ભાઇ કેવા સાદા અને નિરભિમાની છે ? પૈસાદાર તો એવા જ હોવા જોઇએ ! અમારા જેવા દરિદ્ર માણસો

જો એમ ને એમ ફરે તો કહેશે કે એ સુકા સફરજન જેવા ડાચાં-વાળા પાસે હોય શું તે પહેરે ? અને એ તો એમ જ ખારીયાં જેવા ફર્યાં કરે. કાંઈ પહેરીએ તો કહેશે કે માગી તાગીને ભાઇ ભપકો મારવા નીકળ્યા છે ! હુંહાની રાં...ને ઠમકો ભારી ! માટે બાઇ ! આજે તો આ ગરિબ બ્રાહ્મણના બાર જ વાગી ગયા ! મારૂં નશિબ જ ફુટલું; બીજું શું ?"

પદ્માવતી –" તે યાત્રાળુ કયા દેશનો રહેવાસી હતો તે તું કહી શકે છે ?"

બ્રાહ્મણ,–" જી ના; તે તો હું કેમ કરીને કહી શકું ? "

પદ્માવતી,–" જેણે તને આ અંગુઠી આપી તે બાઇનાં યાત્રાળુઓ કાંઇ સગાં થતાં હતાં ?"

બ્રાહ્મણ,–" બીબી સાહેબ ! ક્ષમા કરો. તે તો હું કેમ કરીને કહી શકું ?"

પદ્માવતી,–" ઠીક; દેખાવમાં કેવી હતી તે કહી શકે છે ?"

બ્રાહ્મણ,–" બાઇ ! તેના દેખાવની તો વાત જ ન કરશો. જાણે રૂપ રૂપની પૂતળી ! ઇંદ્રરાજાની અપ્સરાને પણ લજાવે એવું તેનું સુંદર રૂપ હતું. એવી રૂપાળી સ્ત્રીઓ મેં મારી જીંદગીમાં ઘણી થોડી જ જોઇ છે."

પદ્માવતી,–" તેની ઉમર કેટલી હશે ?"

બ્રાહ્મણ,–" મારા ધારવા મુજબ તો અરાઢથી વીસ વર્ષની અંદર હશે."

પદ્માવતી એક નિઃશ્વાસ નાખીને બોલી,—"મને લાગે છે કે આ અંગુઠી તેં ચોરી નથી; તને બક્ષિસ જ મળેલી છે. બોલ, તારે આ અંગુઠીની કિમ્મત લેવી છે ?"

બ્રાહ્મણ,—"ભગવાન તમારૂં ભલું કરે અને તમારો ચાંલ્લો ચોટલો સદા કાયમ રાખે ! બાઇ સાહેબ ! હું તો ગરિબ બ્રાહ્મણ છું. મને જે ખુશી થઇને આપશો તે લઈશ."

પદ્માવતી,–" જો; હું તને એક બીજી અંગુઠી સોનાની આપું છું. તે તારી પુત્રીને કન્યાદાનમાં આપજે. અને તને ઘરખર્ચને માટે રૂા. ૨૦૦); તથા આ અંગુઠીની મારે ખાસ જરૂર હતી અને તે મને મળી આવી, તેથી ખુશી થઇને હું બીજા રૂપિયા ૫૦) વધારે આપું છું. કેમ ? તેથી તો તને સંતોષ થશે ને ?"

બિચારા ગરિબ બ્રાહ્મણને તો જાણે સ્વર્ગનું રાજ્ય જ મળ્યું! તેના આનંદની અવધિ થઈ ગઇ. તે આનંદથી બોલ્યો,–" બીબી સાહેબ ! મેં મારા સ્વપ્નામાં પણ આશા નહોતી રાખી કે મને અંગુઠીનું આવું સારૂં દામ મળશે. બાઈ! તમે તો ઉદારતામાં તે કૃપાળુ બાઇનાથી પણ ચડી ગયાં. આપ પહેરવેશ ઉપરથી તો મુસલમાન લાગો છો પણ મને તો લાગે છે કે આપ સાક્ષાત " કમળાદેવી " ( લક્ષ્મી )નો જ અવતાર છો ! "

પદ્માવતીએ તે બ્રાહ્મણને વધારે બોલવા ન દીધો. તેને અઢીસો રૂપિયા, તથા સોનાની એક બીજી અંગુઠી આપીને વિદાય કરી દીધો. બિચારો ધર્મશાળાનો રખવાળ તો આ બાઇની ઉદારતા જોઇને આભો જ બની ગયો ! બધાં ત્યાંથી ચાલ્યાં ગયાં.

# પ્રકરણ ૬ઠું

## સંદેહ

" If I should meet thee
" After long years,
" How shall I greet thee."
—Byron.

" ઘણા દિવસ પછી આજ, ભેટું જો તુજને સખી !
" કેવી કરશું વાત, તેના હું વિચારમાં."

લુત્ફુન્નિસા ઉર્ફે પદ્માવતીને આપણે અત્યારે ગયા પ્રકરણમાં વર્ણવેલી ધર્મશાળાના તેના ઓરડામાં વિચાર કરતી બેઠેલી જોઇએ છીએ. તેણીને લાગ્યું કે કપાલકુંડલા જીવતી હતી ત્યારે સપ્તગ્રામની પાસેના અઘોર જંગલમાં મધરાતને વખતે તેણીએ કપાલકુંડલાને જણાવ્યું હતું કે તું મારી શોક્ય છે, અને મને નવકુમાર નથી ચહાતા એનું કારણ તું જ છે. માટે તને ધન આપું પણ તું અમારી વચ્ચે આડખીલી થતી બંધ પડ. ઉદારહૃદયા કપાલકુંડલાએ તેમ કરવાની હા પાડી હતી, અને ત્યાંથી કાંઈ પણ બદલા સિવાય જતા રહેવા વચન આપ્યું હતું. પદ્માવતીએ આશ્ચર્યથી અવાક્ બનીને તે સઘળું સાંભળ્યા જ કર્યું હતું, અને કપાલકુંડલાને પોતાના સ્મરણચિન્હ તરિકે એક કીમતી અંગુઠી આપી હતી. આજે જે અંગુઠી પદ્માવતીએ ખરીદી લીધેલી છે તે અંગુઠી એ જ છે !

પદ્માવતીની વિચાર માળા વળી આગળ ચાલી. આ દરિદ્ર બ્રાહ્મણને આ અંગુઠી મળી શી રીતે હશે ? મેં તો એને કપાલકુંડલાના હાથમાં આપી હતી. કપાલકુંડલા તો તે જ રાત્રિએ ગંગાના પ્રવાહમાં મરણને શરણ થઇ હતી. તો પછી આ અંગુઠી મારી પાસે અત્યારે છે તેનો ભેદ શો ? મને તો લાગે છે કે જળમાં કપાલકુંડલાના ડુબી જવા પછી કોઇ માછલાના મ્હોંમાં આ અંગુઠીમાં આવી ગઈ હશે અને તે માછલાંને કોઇ માછીમારે જાળમાં પકડતાં આ અંગુઠી તેને મળી હશે. તે માછીમારે, દરિદ્ર બ્રાહ્મણને જે સ્ત્રીએ અંગુઠી આપી તેને વેચી હશે અને તેની પાસેથી આ અંગુઠી આ દરિદ્ર બ્રાહ્મણને ભિક્ષા તરિકે મળેલી હશે. એમ જ હોવું જોઇએ. તે સિવાય બીજા કયા રસ્તે આ અંગુઠી અહીં આવી શકે ? કપાલકુંડલા પાણીમાં ડુબી ગઈ એ તો હું સારી રીતે જાણું છું. નવકુમાર અને કાપાલિક બન્ને જણે મને એમ કહેલું:છે. તેઓ જુઠું શું કરવાને બોલે ? ત્યારે શું બીજા કોઇ ઉપાયથી કપાલકંડલા જીવતી નીકળી હશે? તે ૧૮થી ૨૦ વર્ષની અંદરની અને પરમ રૂપવતી સ્ત્રી હતી. આ વાતો ઉપરથી તો વીંટી આપનાર સ્ત્રી કપાલકુંડલા હોવી જોઇએ એમ માનવાને સંગીન કારણો મળે છે. પણ કપાલકુંડલા તો જીવતી નથી. આવા જોરાવર ગંગાના પ્રવાહમાં બચી જવું અને જીવતાં બહાર નીકળવું એ અશક્ય છે. ત્યારે આ અંગુઠી આપવાવાળી સ્ત્રી તે કોણ ? હાય ! ક્યાં જવાથી તે બાઇની ભેટ થઇ શકે ? તે સ્ત્રી જે માણસોની સાથે મુસાફરી કરતી હતી તેઓ પૈસાદાર હતાં એમ આ બ્રાહ્મણના બોલવા ઉપરથી સમજાય છે. તે કોણ હશે ? તે ધનાઢ્ય ગૃહસ્થનું ઘર ક્યાં આવેલું હશે ? —ત્યારે શું તે અંગુઠી દેનાર સ્ત્રી કપાલકુંડલા જ હશે ?

કપાલકુંડલા જીવતી જ હશે આ વિચારે આજે પદ્માવતીનાં હૃદયમાં વાસો કર્યો. કપાલકુંડલાના જીવન સંબંધમાં તેના હૃદયમાં

આશાનો સંચાર થયો.

પણ શું હવે તે કપાલકુંડલાને શોક્યનું સાલ ગણતી હતી? કપાલકુંડલા જીવતી હોય તો તેથી તે દુઃખી થાય તેમ હતી? ના; તેમ નહોતું. ઉલટું આથી તો તેને વધારે આનંદ થયો, અને કપાલકુંડલા હવે શી રીતે મળે તેનો તે વિચાર કરવા લાગી. તે બોલી, —"ભલા ભગવાન ! જો તે આ કપાલકુંડલા જ નીકળે તો મને અને મારા સ્વામીને કેટલો બધો આનંદ થાય ? ત્યારે તો ખરેખર જ મારા સુખનો સૂર્યોદય થાય."

જે પદ્માવતી એક વખતે કપાલકુંડલાને છળ બળ અને કળથી નવકુમારથી દૂર કરવાને ઇચ્છતી હતી તે જ પદ્માવતી આજે કપાલકુંડલાને નવકુમાર સાથે મેળવી આપવા માટે તૈયાર થઇ છે. તેની આવી ભાવના કેમ થઇ ? તે હવે સમજી ગઇ હતી કે કપાલકુંડલા દૂર થઈ તેથી કાંઇ તે સ્વામીની સહાનુભૂતિ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી નહોતી થઇ. ઉલટું તેના એ કૃત્યથી તો નવકુમાર તેનાથી દૂર ને દૂર રહેવા માગતો હતો. છેવટે મહા મહેનતે તે નવકુમારને પોતાના તરફ આકર્ષી શકી હતી. પણ તે ગમે તેવું આકર્ષણ હોય છતાં સદાકાળ તો ટકી શકે એમ નહોતું જ. નિર્દોષ કપાલકુંડલાને નવકુમારે વિના કારણ જે ત્રાસ આપ્યો હતો તેથી તેનું હૈયું સદાને માટે ભડભડ બળી રહ્યું હતું. આથી સ્વામીના ચિત્તને શાંત કરવા તથા તેની વિશેષ સહાનુભૂતિ મેળવવા પદ્માવતીએ કોઇ પણ ઉપાયે કપાલકુંડલાને ખોળી કાઢવાનો યત્ન કરવા નિશ્ચય કર્યો, અને હવે પછી શું કરવું તેના તે વિચારમાં પડી.

# પ્રકરણ ૭ મું

ચ્હાજો મને થોડું ભલે ચ્હાજો પરંતુ સર્વદા !

" छाया न मूर्च्छति मलोपहत प्रसादे ।
शुद्धे तु दर्पणतले सुलभावकाशाः ॥ "
—अभिज्ञान शाकुन्तलम् ।
—कालीदास ।

" વર્ષાતણાં વ્હેણો કદી વ્હેતાં ઉછાળા મારતાં,
" વર્ષાઋતુ ચાલી જતાં વળી શુષ્ક સદ્ય બની જતાં;
" તેવું મને ચ્હાશો નહિ ક્ષણજીવી ઉભરે સ્નેહના,
ચ્હાજો મને થોડું ભલે ચ્હાજો પરંતુ સવદા !

ચં. ન. પડયા.

" તું છે સુખદ ઋતુરાજ તો હું એક નાનું પુષ્પ છું,
" તું છે અગર દક્ષિણ-પવન તો કુસુમની હું ધૂળ છું;
" તું છે સરોવર અમલ તો હું એક તેનું મીન છું,
" તું છે પતિ તો પત્ની હું તવ અંકમાં આધીન છું."

" So said the voice but I can only cry:—
" Thine eyes still haunt me and it cannot be;
" Lovelier than any lovely thoughts of thee.

વાચકો! આપણે ઘણા લાંબા વખતથી નવકુમાર અને તેની બ્હેન શ્યામાસુંદરીની ખબર લીધી નથી. માટે હવે આપણે ચાલો તે દિશાએ વળીએ. અત્યારે સાંજનો સમય વીતી જવા આવ્યો છે અને થોડાક વખતમાં રાત પડશે.

અત્યારે નવદ્વીપના બે મજલાના એક મકાનની છત ઉપર એક યુવતી અને એક યુવક બેસીને આપસઆપસમાં વાતચીત કરી રહ્યાં છે. ગંગા નદીના શીતળ જળથી ઠંડો બનેલો પવન મંદમંદ ત્યાં ફરકી રહ્યો છે, અને એ લુચ્ચો ચોર તે યુવતીના કપોલપ્રદેશ સુધી પણ જઇ પહોંચી ત્યાં થોડીક વીખરાઇ પડેલી વાળની લટો સાથે અડપલાં કરી રહ્યો છે. એ પવનને બધે જવાની છુટ! એને રોકનારૂં કોઇ જ નહિ અને છતાં પણ નવાઇ શી કે તે યુવતીઓનાં વક્ષઃસ્થળ તથા મુખને આલીંગતો હોવા છતાં તેને માટે સ્ત્રીઓના સ્વામીને સ્હેજ પણ ઇર્ષા નહિ!!

આ યુવતીને અમારા વાચકોએ ઓળખી લીધી? તે નવકુમારની બ્હેન શ્યામાસુંદરી છે અને તેની સાથેવાળો યુવક તે તેનો પતિ મથુરાનાથ છે.

શ્યામા સ્વામીના મુખ તરફ આતુરતાથી જોતી તેને પૂછી રહી છે,—" હવે તો કાંઇ હરકત નહિ આવે ને ? "

મથુરાનાથ,–"હવે શાની હરકત હોય ? શ્યામા ! પ્રિયે ! તારા સુંદર ચંદ્ર સરખા મુખની કાન્તિ જોઇને હવે મારો રોગ દોઢ ગાઉ દૂર ભાગી ગયો છે. જ્યાં સુધી હવે મારી શ્યામા મારી સાથે રહેશે ત્યાં સુધી તેની મકદુર શું કે તે અહિં આવી શકે ? "

શ્યામા,—" શું ખરૂં કહો છો ? મારા મુખને જોવાથી બીચારો રોગ નાસી ગયો ? "

મથુરાનાથ,—" હા જી ! "

શ્યામા હસતી હસતી અને આંખો નચાવતી નચાવતી બોલી,—"એમ કે જી ? ત્યારે હવે ગામમાં કોઇ માંદું પડે ત્યારે મને ત્યાં લઇ જજો અને મારૂં મોં તેને બતાવજો એટલે તે બિચારો સાજો થઈ જશે અને તમને આશીર્વાદ દેશે !"

મથુરાંનાથ,—"પણ દરેકના રોગ તારાથી ન મટે. જોવા જોવામાં પણ ફેર છે."

શ્યામા,—"કેવો ફેર ? મને તો તે સમજાવો !"

મથુરાંનાથ—"હું જે નજરે તને જોઇ રહ્યો છું તે નજરે તને જોવાય તો રોગ મટી જાય. પણ બધા કાંઇ એ નજરે જોઈ શકે જ નહિ."

શ્યામા,—"તમે જે દૃષ્ટિથી મને જુઓ છો તે તો હું જાણું છું. જો એ દૃષ્ટિએ જોવાથી તમારો રોગ મટી જાય છે, તો બીજાના રોગ અવશ્ય મટશે."

મથુરાંનાથ,—"ત્યારે શું હું તને બધા જુએ છે તેવી જ દૃષ્ટિથી જોઉં છું ?"

શ્યામા,—"હા; લગભગ એવું જ તો !"

મથુરાંનાથ,—"ના, પ્રિયે! આવી રીતે બોલી તું મને અન્યાય કરે છે. તારી વાત સર્વથા અનુચિત છે. મારા આટલા વખત સુધીના તારા તરફના વર્તન ઉપરથી તું એવું ધારી શકે એ વાત ખરી છે. પણ શ્યામા! જરાક વિચાર કરી જો અને મને કહે કે મેં શું મારી પોતાની ઇચ્છાથી તારી સાથે આવું વર્તન કર્યું છે ? શ્યામા! હું તને કેટલો ચાહું છું તે તને શી રીતે બતાવું ? મારૂં હૃદય જો ચીરી શકાતું હોય તો અત્યારે તે ચીરીને બતાવત કે તારે માટે મને કેટલો પ્રેમ અને કેટલી લાગણી છે."

શ્યામા,—"પુરૂષોની જીવ્હામાં એક અનુપમ શક્તિ વસેલી હોય એમ લાગે છે. સ્ત્રીનાં નયનકટાક્ષનો પ્રભાવ અજબ છે અને પુરૂષોની મીઠી જીભનો પ્રભાવ અજબ છે. તેનાથી બિચારી હજારો નારીઓ ભોળવાઇ જાય છે. પણ મહાશયજી !

" હમ સે ચતુર નારી કો, ક્યા સિખવત હો લાલ,
" પુરૂષ જાતિ નહિં બુઝતી, પરે વિપતિ કે જાલ. "
તમે તો જીભથી જ જગત્ જીતવા માગો છો ! "

મથુરાંનાથ,–" શ્યામા ! તું મને અન્યાય કરે છે. તારી એવી માન્યતા ભુલભરેલી છે. તું જ્યારે મારી સાથે હોય છે ત્યારે તને જેટલો હું ચાહું છું તેટલો જ તું નથી હોતી ત્યારે પણ તને ચાહું છું. મારા કહેવા ઉપર તું વિશ્વાસ કર કે ન કર, પણ હું તને ખાત્રિ આપીને કહું છું કે તને હું મારા જીવથી પણ વધારે ચાહું છું. "

શ્યામા આ વાત સાંભળીને ખડખડાટ હસી પડી. આવી રીતે થોડી વાર હસી રહ્યા પછી મથુરાંનાથના ખભા ઉપર પોતાનું માથું રાખીને તે હસતી હસતી બોલી,–" હું જાણુતી હતી કે તમે મારા આવા શબ્દોથી ચીડાશો જ. પણ નક્કિ માનજો કે હું આટલી વાર સુધી માત્ર વિનોદનો ખાતર જ આમ બોલતી હતી. બાકી તમારો મારા ઉપર જે અઢળક પ્રેમ છે તેની મને પૂર્ણ ખાત્રિ છે. આટલા દિવસ આપણે વિખુટાં રહેવું પડયું અને સ્વામીસુખથી હું વંચિત રહી તે કેવળ મારા નશિબનો જ વાંક. બીજું શું ? પણ વ્હાલા ! આટલા બધા દિવસના વિયોગ પછી હાલના સમાગમનું સુખ મને કાંઇક અપૂર્વ લાગે છે. જ્યારે અમુક ચીજ માણુસની પાસે નથી હોતી ત્યારે જ તેની પૂર્ણ કિમ્મતનો તેને ખ્યાલ આવે છે. તમારા લાંબા વખતના વિયોગને લીધે હાલનો સંયોગ મને બીજાને લાગે તેનાથી હજારગણો વધારે સુખકર લાગે છે. પ્રાણુનાથ ! આ સુખ છોડવાનું મન નથી થતું. જે સુખનો પ્યાલો મારા હોઠ ઉપર આપે મૂકી આપ્યો છે તેનું હવે મને પાન કરવા દેજો. હવે તે પ્યાલો હડસેલી લેશો મા. હવે હું વધારે વાર તમારો વિયોગ સહી ન શકીશ. વ્હાલા ! પુરૂષ કરતાં સ્ત્રીનામાં આવેશ અને જુસ્સો દસ ગણો વધારે હોય છે એવું અનુભવીઓ કહે છે. ઇશ્વરે તે સાથે સ્ત્રીનામાં તાબેદારી, સહનશક્તિ અને લજ્જા એ ત્રણનાં મજબુત બંધનો મૂક્યા છે. આથી જ તે

પોતાના આવેશને રોકી શકે છે. નહિતો દુનિયા અનીતિ અને અનાચારનું ધામ થઇ પડી હોત. પુરૂષના હૃદયમાં પરમાત્માએ લજ્જાનું પ્રમાણુ ઓછું રાખ્યું છે. અમે અમારા મનમાં ગમે તેવી તીવ્ર આકાંક્ષા હોય, અમને ગમે તેટલું કષ્ટ થતું હોય પણ લજ્જાના ગાઢ બંધનને લીધે તે અમને સહન કરવાની ટેવ પડી ગયેલી છે. આથી અમે બધું મુગે મોઢે સહી લઇએ છીએ. નથી સહન થતું તો અમારો પ્રાણ વિસર્જન કરીએ છિએ.

વ્હાલા ! આટલો વખત તમારા વિયોગમાં કાઢવામાં મેં ખરેખર જીવ ઉપર જોરાવરી કરી છે. હવે વધુ વાર તે શક્તિ મારામાં નથી. હવે મને ફરીથી સમગ્રામ જવાની ઇચ્છા નથી. એટલે જો તમે મને હવે તમારી જ સાથે અહીં રહેવાનો બંદોબસ્ત નહિ કરી આપો તો પરિણામમાં મારે ઝુરીઝુરીને છેવટે મર્યા વિના બીજો છુટકો જ નથી."

મથુરાંનાથે શો જવાબ આપ્યો ? કાંઇ જ નહિ. તેણે જવાબ આપવાને બદલે શ્યામાની દેહલતાને પોતાના ભુજપાશમાં જોરથી લપેટી લીધી. તેને ગાઢ અલીંગન દઈ તેનાં સુંદર અધરોષ્ટ પર પ્રેમથી ચુંબન લઇ તે ફક્ત શ્યામાની આંખો સાથે આખો મીલાવી મીઠી મધુરી દષ્ટીથી જોઈ રહ્યો. હવે જવાબની શું જરૂર હતી ? શ્યામાએ પોતાના પ્રિય પતિની આંખોમાં જવાબ વાંચી લીધો.

સ્વામીના સમાગમમાં દેહનું ભાન ભુલેલી નવોઢા લલના પોતાના પ્રિય પતિને ઉદ્દેશીને આખરે બોલી,–" બ્હાલા મને મારા પ્રશ્નનો જવાબ મળી ચુક્યો છે. "

મથુરાંનાથ બોલ્યો,–" હા વ્હાલી ! હા ! હવે જવાબની જરૂર નથી. એ જ મારો જવાબ છે. હવે મરતાં સુધી તને મારી આંખ આગળથી ખસેડું તો મને મારા પૂર્વજોની——"

શ્યામાસુંદરીએ મથુરાંનાથના મ્હોં ઉપર પોતાનો હાથ મૂકી દીધો. મથુરાંનાથે સ્નેહથી પોતાની પ્રિય પત્નીનું લલાટ ચુમી લીધું.

હૃદયથી હૃદય મળી ગયું. ત્યાં શાંતિ, સુખ, સંતોષ અને આનંદનું સામ્રાજ્ય ફેલાઇ રહ્યું.

ભલા વાંચનાર ! આપણે અહીંથી આગળ કેમ વધી શકીએ ? આ સુખી દંપતિની પ્રેમચેષ્ટા નિહાળતાં આપણને ત્યાંથી પાછા હઠવા નથી ગમતું. પણ શું કરીએ ? લાચાર ! નહિ તો આપણે અસભ્યમાં ખપીએ. માટે આપણે આ પ્રેમાળ દંપતિને લાંબા વિયોગનો અંતે તેમના મધુરા મિલનનો આસ્વાદ લેવા દઇશું અને ત્યાંથી દૂર થઇ જઇશું. અસ્તુ !

## પ્રકરણ ૮મું

### પત્ર

" Why did you falsely call me your Lavinia ?
" And swear I was Horatio's betterhalf.
" Since now you mourn unkindly by yourself ?
" And sole me of my partnership of sadness ? "

—N. Rowe.

" Or has he clean forgotten ?
or has something misled him ?
or does he rove astray, and cannot find the path ?
" Or is he coming along the road ?
or has he already arrived ?
howsoever it be, surely my giver of bliss will come.

—" Rasikapriya "—
—By Keshavdasa

નવકુમાર અને શ્યામાસુંદરીને સપ્તગ્રામ છોડીને નવદ્વીપ આવ્યાની વાતને આજકાલ દોઢથી બે માસ જેટલો સમય વીતી ગયો હતો. આજે નવકુમાર પોતાના ખંડમાં બેઠો હતો એટલામાં એક ખેપિયા તરફથી તેના નામનો એક પત્ર આવ્યો. તે પત્ર ખોલીને તેણે વાંચ્યો. પત્ર નીચે પ્રમાણે હતો.

પ્રાણાધાર !

જો હું વરસાદના વેગથી નાસવા માગું છું તો મારૂં દુર્દૈવ વીજળીના વેગથી મારી આગળ થઇ જાય છે. મારા દુર્દૈવે મને ક્લેશના સાગરમાં ડુબાવી દેવાના કસમ ખાધા છે. જેને જોઇને મારા અંતરાત્માને આનંદ પ્રાપ્ત થતો હતો, જેને જોઇને મારી આંખો ઠરતી હતી, અને જેને જોઇને મને સ્વર્ગનું સુખ મળતું હતું તેને પણ મારા દુર્દૈવે વિના કારણની ઉપાધીમાં લાવી મુકેલ છે, અને તેથી મને અને તે બીજી વ્યક્તિ બન્નેને કષ્ટ થાય છે.

સાંભળ્યું છે કે બ્હેન શ્યામાસુંદરીના પતિને હવે આરામ થયો છે. ઇશ્વર જો મારી પ્રાર્થના સાંભળે તો હું અતઃકરણપૂર્વક પ્રાર્થું છું કે તેઓ સર્વદા આરોગ્ય ભોગવે.

આપે આપના મિત્ર ઉમાપતિ સાથે જતી વખતે મને કહેવડાવ્યું હતું કે તમે જલદીથી આવશો. નાથ ! શું આનું નામ જલદી કહેવાય ? આપને ગયાને લગભગ બે મહિના થવા આવ્યા છે. કદાચ આપને તે ઘણા ઓછા લાગશે પણ મને તો તે બહુજ લાંબો વખત લાગે છે. મને એથી અમંગળ આશંકાઓ ઉત્પન્ન થાય છે. મનનું એ કામ જ છે કે જ્યારે તે નવરૂં પડે ત્યારે તેમાં તરેહવાર પ્રકારના સારા માઠા વિચારો ઉત્પન્ન થયા જ કરે છે. આવી રીતે મને અનેક માઠા વિચારોએ ઘેરી લીધેલી છે અને મારા મનમાં અનેક પ્રકારની દુશ્ચિંતાઓ ઉભી થયલી છે. શું આપ મને બીજી કોઇ રીતે તરછોડી

જવાની મુક્તિ ન શોધી શકયા માટે આપે મને આવી રીતે દૂર કીધી છે ? અથવા બીજું કાંઇ કારણ તો નહિ હોય ?

સ્વામીનાથ ! તમારા પ્રેમને પાત્ર થવાને આ અભાગણી લાયક નથી એ તો હું એક બે વાર નહિ પણ હજાર વાર કહી ચુકી છું. મારા જેવી હતભાગિની ઉપર આપે જે ઉદારતા દર્શાવી છે તે કેવળ અપ્રતિમ જ છે, અને તે આપનું ઉદાર, ઉન્નત અને વિશાળ હૃદય બતાવે છે. પણ પ્રિય પતિ ! સ્વર્ગની સીડી ઉપર ઠેઠ ચડાવીને નર્કની ઉંડી ખાઇમાં ધકેલવું આપને ન શોભે. જો તમારો મને આવી રીતે તજી દેવાનો જ વિચાર હતો તો એક વાર પણ મારા તરફ શા માટે કૃપા દર્શાવી ? સ્વામીનાથ! એક એ નિયમ છે કે જે ચીજ આપણને ન હોય અને તે મળે ત્યારે આપણને અપૂર્વ આનંદ થાય છે. પણ આવી રીતે આનંદપૂર્વક એક વાર મળેલી ચીજ જો વળી પાછી ગુમ થઇ જાય તો તે વખતે જે દારૂણ શોક અને સંતાપ હૃદયમાં પેદા થાય છે તે પહેલાંના આનંદથી અતિશય પ્રમાણમાં વધારે છે. મારી પણ તેવી જ સ્થિતિ થયેલી હોય એમ મને લાગે છે. જો એમજ હતું તો મને શા માટે આનંદસાગરમાં એક વાર પણ સ્નાન કરાવ્યું ? જન્મથી જ દુ:ખ ભોગવવાના જોણે મેં સર્વ હક્ક સ્વાધીન લીધા છે ! હું દુ:ખી, હતભાગી અને પાપી છું—કેવળ તમારા ચરણોનું ધ્યાન ધરતી મારી જીંદગીનો અંત આણત તે વખતે તો મને તેટલાથી સંતોષ થાત. પણ હવે ? હવે તો આપ નહિ આવો તો એનો ઉપાય મારે માટે મૃત્યુ સિવાય બીજો કાંઈ જ નથી. મોતથી હું ડરતી નથી. મને નથી લાગતું કે મારી આ પાપી દેહ વધારે દિવસ ટકે. પણ આપના વિયોગથી મને મોત અત્યન્ત દુ:ખદાયક થઇ પડશે. પણ આપને ત્યાં કાંઇ કામ હોય તો હું અહીં આવવાને વિનંતી પણ શી રીતે કરી શકું ? આપને જે યોગ્ય લાગે તે કરજો.

જો મારા સરખું કાંઇ પણ કામકાજ હોય તો મને સુખેથી જણાવશો. તે માટે આનાકાની કરશો નહિ. જેને તમે મન અને પ્રાણ

સમર્પણ કરવાનું વચન આપ્યું છે તેનાથી કોઈ પણ વાત છાની રાખવી એ યોગ્ય નહિ. આપની વિપત્તિ એ શું મારી વિપત્તિ નથી? તમારો કલેશ તે શું મારો કલેશ નથી? તો પ્રિયતમ! તેને છુપાવવું શું? મને આપના સંકટની સાથીદાર કાં નથી બનાવતા? હું અબળા છું—તમારા સંકટમાં હું સહાય નહિ કરી શકું એ આશંકા આપને આવે છે? જો એમ હોય તો એવી આશંકા કરશો મા. સહન કરવાને માટે તો જાણે મેં અવતાર ધારણ કર્યો છે. મેં બહુ સહન કર્યું છે. અને જ્યારે મારા સ્વામીને માટે કાંઇ સહન કરવાનું આવશે ત્યારે તો નર્કની અઘોર યાતના પણ મને સ્વર્ગના સુખ કરતાં વિશેષ સુખ આપશે તેની ખાત્રિ રાખજો. આ ખાલી વાતો નથી. લખવાને ખાતર અથવા તો તમારી દયા ઉશ્કેરવાને ખાતર આ લખ્યું નથી. આપને ફાવે તો તેનો ઉપયોગ કરી જુઓ, અને પદ્માવતીની કસોટી કરી લો.

આથી વિશેષ આપને શું લખું? શું લખ્યાથી મને તમે ફરીથી મળી શકશો? જો આપે કહ્યા પ્રમાણે મને આપ ચહાતા હશો, મને આપના હૃદયમાં સ્થાન આપ્યું હશે તો એ અસહ્ય યંત્રણા આપ સહેજે સમજી શકશો.

હવે આપ કેટલા દિવસ નવદ્વીપ રહેવાના છો? શ્યામાસુંદરી તેમના પતિને ત્યાં જ હવે રહેશે એવી ગોઠવણ થઇ છે એમ મારા સાંભળવામાં આવ્યું છે. તેમનો તો સંસાર હવે સુખી થઇ ગયો, અને ઇશ્વર સદા તેમને સુખમાં રાખે એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે. હવે મારી વાત રહી. પ્રિયતમ! મને ક્યારે સુખી બનાવશો?

બ્હેન શ્યામાસુંદરીને તથા તેમના પતિને મારા પ્રણામ કહેશો. જો આપના સિવાય અહીં હું ખુશી આનંદમાં હોઉં એમ સંભવી શકે તો હું ખુશી આનંદમાં છું. આપ પણ આનંદમાં હશો એવી આશા છે. વિશેષ શું લખું?

—પદ્માવતી."

નવકુમારે પત્ર વાંચ્યો. વળી વળીને તેને વાંચ્યો. તેણે જોયું કે પદ્માવતીનો પવિત્ર પ્રણય તેમાં ઝળકી રહ્યો છે. તેણે પદ્માવતીના પત્રનો જવાબ લખી નાંખ્યો અને અંદર લખ્યું કે તે જલદીથી સપ્તગ્રામ આવી પહોંચશે. પોતાના બનેવી મથુરાનાથના ખાસ આગ્રહથી જ તે ત્યાં રોકાયો હતો એમ તેણે સ્પષ્ટ લખ્યું.

ધીમે ધીમે નવકુમારનું હૃદય પણ પદ્માવતી તરફ બહુ ખેંચાતું હતું અને તેને મળવાને તે આતુર થઈ રહ્યો હતો. ત્યારે શું તે કપાલકુંડલાને ભુલી ગયો હતો ? ના, તેમ નહોતું જ. પણ કપાલકુંડલાની ગેરહાજરીમાં પદ્માવતી ઉપર તેનું દિલ દોડતું હતું એ વાત તો ખરી.

## પ્રકરણ ૯ મું

### પૂજારીનો મેળાપ

" शोको नाशयते धर्य्यम् । "

—रामायणम् ।

" પ્રભુને ગમે તે સમે સૌ સહેવું,
" સદા રાજીરાજી હૃદેમાં રહેવું;
" કદિ હેબકી હામ હૈયે ન હારો,
" ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.
" જુઓ જાનકી રામરાજાની રાણી,
" ખભે તેડીને રાવણે રોતી આણી;
" ન ચાલે સદા કાળ સારો નઠારો,
" ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

કવિ દલપતરામ ડાહ્યાભાઇ.

ઉપરની વાતને ત્રણ દિવસ વીત્યા બાદ એક દિવસે મથુરાંનાથ અને નવકુમાર નવદ્વીપમાં બહાર ફરવા ગયા હતા તે વખતે નવકુમારને શોધતો એક બ્રાહ્મણ કોઈ બીજા ગામથી આવ્યો હતો. નોકરે તેની યોગ્ય આગતાસ્વાગતા કરી તેને આવકાર આપ્યો. એટલામાં મથુરાંનાથ અને નવકુમાર બહારથી ફરીને ઘરમાં આવ્યા. નોકરે બ્રાહ્મણના આવવાની વાત કહી. નવકુમાર ઝપાટાબંધ તે બ્રાહ્મણને મળવા ગયો. પણ તેણે જેવો બ્રાહ્મણને જોયો તેવોજ તે અત્યંત દુઃખી થયો અને શોક તથા પશ્ચાત્તાપથી તે એટલો બધો આકુળવ્યાકુળ થઈ ગયો કે તેનાથી બોલાયું પણ નહિ. તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. આ માણસ એવો તે કોણ હતો કે જેને જોવાથી નવકુમાર આટલો બધો વિહ્વળ બન્યો હતો ?

આ માટે અમારા વાચકોને આપણી વાર્તાનો શરૂઆતનો ભાગ યાદ કરવો પડશે. જે વખતે કાપાલિકના ત્રાસમાંથી છુટીને નવકુમાર કપાલકુંડલાની સાથે નાસી ગયો હતો અને માતાજીના મંદિરના જે પૂજારી આગળ જઇને કપાલકુંડલા તથા નવકુમારે આશ્રય લીધો હતો તે પૂજારી અત્યારે નવકુમારને શોધતો આવ્યો હતો. આ પૂજારીએ જ નવકુમાર તથા કપાલકુંડલાનાં લગન કરી આપ્યાં હતાં અને તેમને વાટખર્ચીનાં નાણાં આપીને સપ્તગ્રામનો રસ્તો બતાવી દીધો હતો તે અમારા વાચકોને યાદ હશે જ.

નવકુમારના મ્હોંમાંથી કાંઈપણ અવાજ ન નીકળ્યો. તેણે પૂજારીના ચરણમાં નમસ્કાર કર્યો. પૂજારીએ તેને આશીર્વાદ આપ્યો અને પૂછ્યું,—" નવકુમાર ! ઉદાસ કેમ દીસો છો ? સર્વ કુશળ તો છે ને ? "

આ શબ્દો સાંભળીને જ નવકુમારનું હૈયું ભરાઈ આવ્યું. તેની આંખોમાંથી આંસુઓનો પ્રવાહ વહેવા લાગ્યો. આથી પૂજારીને વિશેષ

આશ્ચર્ય થયું. નવકુમાર આખરે બોલ્યો,–" સાંભળો, હું બધી વાત તમને કહી સંભળાવું છું."

તે પછી નવકુમારે કપાલકુંડલાની સાથે પૂજારીનું ઘર છોડ્યા પછીથી આજસુધી જે બધી ઘટનાઓ બની હતી તે શબ્દેશબ્દ કહી બતાવી. તેણે પૂજારીથી કાંઈ પણ છુપાવ્યું નહિ અને પોતે કપાલકુંડલાના મોતનો કેવી રીતે કારણરૂપ થયો હતો એ સર્વ તેણે કહી સંભળાવ્યું.

આ સર્વ વાતો સાંભળીને બિચારા પૂજારીની આંખમાંથી પણ આંસુ ચાલ્યાં અને તે પણ અત્યંત દીલગીર થયો.

આખરે તે નિરાશ થઇને બોલ્યો,–" નવકુમાર! કપાલકુંડલાનું નશિબ જ પાધરૂં નથી. ભવાનીએ તેને કદિ સુખ દીધું નથી. છેક નાનપણમાં જ તે માબાપથી દૂર થઇ, હિંદુસ્તાનનું હળદર મારવા પેદા થયેલા હરામખોર ફિરંગી ચાંચીયાઓના હાથે કેદ પકડાઇ કાપાલિકને હાથ આવી પડી. ક્યાં મા છે, ક્યાં બાપ છે, ક્યાં ઘર છે એ કાંઈ જ તે બિચારી નહોતી જાણતી. પછી તમારી સાથે તેનાં લગ્ન થયાં. મેં જાણ્યું બિચારી હવે તમારા સરખા સ્વામીના છાંયડે સુખનું મ્હોં દેખશે. પણ જેના કરમમાં સુખ નહિ તેને સુખ ક્યાંથી મળે ? બિચારીએ આખી જીંદગીમાં દુઃખ જ ભોગવ્યું અને છેવટે દુઃખી રીતે જ મરણ પામી !"

નવકુમારની આંખમાંથી આ સર્વ વખત આંસુ વહ્યાં જતાં હતાં. પૂજારી બોલ્યો,–" નવકુમાર ! થનાર હતું એ થઈ ગયું, હવે તે ઉપર શોચ કરવો નકામો છે. હજુ તમે જુવાન અને સશક્ત છો. તમે શામાટે ફરીથી લગ્ન કરીને સુખી થતા નથી. હાય ! ગઈ ! બિચારી કપાલકુંડલા આ સંસારમાંથી ગઈ ! પ્રભુએ એને જંગલમાં રમવાને જ વાસ્તે સરજી હતી. તે દેવી જ હતી."

નવકુમાર,–" પૂજારીજી ! કપાલકુંડલાનું નામ તો જગતમાંથી ઉઠી ગયું. તેના પૂર્વ જીવનનો વૃત્તાંત કોઈ નથી જાણતું. કપાલકુંડલા

પોતે પણ પોતાનો વૃત્તાંત નહોતી જાણતી. તમે કાંઈ તે વિષયમાં જાણો છો ? "

પૂજારી,–" હા; હું જાણું છું. જેટલું હું જાણું છું તેમાંનો કેટલોક ભાગ તો તમે જાણો છો અને બીજો ભાગ હું તમને જાતે બીજે કોઈ પ્રસંગે કહીશ. અત્યારે મારૂં હૈયું ભરાઇ આવ્યું છે, એટલે મારાથી કહેવાય તેમ નથી. "

તે દિવસે પૂજારી ત્યાં રહ્યો અને બીજે દિવસે જવાની તૈયારી કરવા લાગ્યો. નવકુમારે તેને સપ્તગ્રામ આવીને પોતાનું ઘર જોવા આગ્રહ કર્યો અને પછી જવું હોય તો જજો એમ કહ્યું. પૂજારીએ આ વાતની હા પાડી. બે ત્રણ દિવસમાં નવકુમારે સપ્તગ્રામ જવાનું નક્કિ કર્યું.

## પ્રકરણ ૯ મું.

### કાપાલિકનું મૃત્યુ.

" મોત સર્વની પાસ, મોત કોને નહિ મૂકે;
મ્હેલ ઝુંપડામાંય, રાય કે રંક ન ચુકે.
દેશવિદેશે જાય, બીમ થરાને વેશે;
આવી કહે યમરાય, " આયુ મારી અહિં બેસે. "

" પાનીકા પરપોટા બંદે ! માટીકા પુતલા ખોટા,
" લંબે કદકા ઠીકા તું તો, આદમકા સાયા છોટા;
" પવન લેહેરસે દમ જો લેતા, ઉસ દમ તો જમ લેવેગા.
" ઈસ દમ બિન તું, ગમકા મારા, દિલ મટ્ટીકું દેવેગા;"

" શેર મરદ તો ખુશી ગમીમય, સાહબકો પીછાને કે.
" ઇસ દુનિયાકી કરની માફક, જિન્નત દોજખ પાને કે. "

મલબારી.

ગયા પ્રકરણમાં વર્ણવેલી વાતને બેત્રણ દિવસ થયા બાદ એક દિવસે સાંજના સમયે નવકુમાર, મથુરાનાથ અને પૂજારી નવદ્વીપની દક્ષિણ બાજુએ ફરવા નીકળેલા હતા. વાતોમાં ને વાતોમાં માર્ગ કાપતા કાપતા ગામથી ઘણે દૂર જંગલમાં તેઓ ફરવા લાગ્યા. નવદ્વીપની દક્ષિણ બાજુમાં એક ગાઢ જંગલ આવેલું હતું. આ સ્થાન તદ્દન નિર્જન હતું અને આ ત્રણે જણા તે રસ્તે ચાલતા હતા. આવી રીતે વાતોમાં ને વાતોમાં ઘણે દૂર ચાલી જતાં એક જાતનો કોઇ આદમીની ચીસનો અવાજ એ ત્રણેના કાને પડ્યો અને તેઓ ખમચાઇને ઉભા, તથા એ અવાજ કયાંથી આવતો હતો તેની તપાસ કરવા લાગ્યા. જંગલની અંદર એક બાજુએના ગીચ ઝાડીવાળા પ્રદેશમાંથી તે અવાજ આવતો હતો. ત્રણે જણા તે બાજુએ ચાલ્યા. છેક નજીક આવતાં તેમણે જે દૃશ્ય જોયું તેથી તેઓ કમકમી જ ગયા.

એક વૃદ્ધ ઉમ્મરનો તદ્દન કૃષ થઇ ગયેલો આદમી પોતાને થતી ભયંકર વેદનાથી ચીસો પાડતો ત્યાં જમીન ઉપર પડ્યો હતો. તેના આખા અંગમાંથી રક્ત અને પરૂ વહી જતું હતું. તેનો એક પગ તો અતિશય કહોવાઇ ગયો હતો અને તેમાં ઠેકાણે ઠેકાણે ઉંડાં બાકાં પડી અંદર કીટ વિગેરે જીવજંતુઓ યથેચ્છ વિહાર કરતા જણાતા હતા. તે જ મુજબ તેના હાથમાં આંગળામાં પણ ભારે વેદના થતી હતી. ઉઠવાની કે હાલવા ચાલવાની તેનામાં શક્તિ રહી નહોતી. એક કાગડો તેના કપાળ ઉપર બેસી આંખ ખોતરવાનો પ્રયત્ન કરતો હતો. તેથી કમકમી જઇને આ અભાગી આદમીએ ચીસો પાડી હતી. તે

ચીસો સાંભળીને આપણી આ ત્રણ પરિચિત વ્યક્તિઓ તે સ્થળે આવી ચડેલી હતી.

તેઓએ કાગડાને હાંકી મૂક્યો. પાસે જ રાની બિલાડા, ગીધાં વગેરે આ અભાગી મનુષ્યનાં મરણની વાટ જોઇને બેસી રહ્યાં હતાં તેમને પણ તેઓએ દૂર કરી દીધાં. પછી પૂજારી છેક આગળ વધીને જંગલના આવા નિર્જન ભાગમાં આ અભાગી માણસ કોણ છે અને શી રીતે આવી ચડયો છે તે જોવા માટે સાંજના ઝઝટળામાં તેની છેક નજીક ગયો. પણ તેના મ્હોં સામી નજર કરતાં જ તે જોસથી ચીસ પાડીને એકદમ પાછળ હટી ગયો. નવકુમાર અને મથુરાંનાથે પૂજારીને આમ કરવાનું કારણ પૂછ્યું. પૂજારીએ કાંઈ પણ જવાબ ન આપતાં તે આદમી તરફ આંગળી કરી. નવકુમાર આગળ વધ્યો અને તેણે ધારી ધારીને તે દરદીના મ્હોં તરફ જોયું. સાંજનો વખત, જંગલના ઝાડોને લીધે ફેલાયલો અંધકાર, તે બીમારના મ્હોં ઉપર બધી બાજુએ અસ્તવ્યસ્ત સ્થિતિમાં ઉગેલા માથાના તથા દાઢીના લાંબા વાળ, અને તે ભાગમાંથી વહેતા લોહી તથા પરૂને લીધે તેનો ચ્હેરો એટલો બેડોળ બની ગયો હતો કે એકદમ તેને પારખી કાઢવાનું કામ મુશ્કેલ હતું. તેમાં પણ તેના શરીરમાંથી દુર્ગંધ એટલી બધી આવતી હતી કે માથું ફાટી જતું હતું.

આથી નવકુમારે બેત્રણ વખત ધારી ધારીને જોયું. પછી અચાનક તેને કાંઈ યાદ આવ્યું અને તે પણ ચમકીને બૂમ પાડીને બોલી ઉઠયો,–" અરરર ! આ તો કાપાલિક છે ! ઓ ભગવાન ! આ તેની શી દશા !"

હવે પૂજારી કાંઇક સ્વસ્થ થયો અને તે બોલ્યો,–" નવકુમાર ! ખરી વાત છે, આ તો કાપાલિક છે. હે જગદમ્બે ! શી વિપરીત દશા ! પણ જુઓ. તે કાંઇક માગે છે."

કાપાલિક આંખોના ઇશારા વડે અને હાથ રહેજ હલાવીને ગળા તરફ આંગળી ધરી અસ્પષ્ટ સ્વરે બોલ્યો,–" પ–અ–અ–આ–ણુ–ઈ–ઇ–!" ત્યાં નજીકમાં પાણી તો કોઈ પણ ઠેકાણે નહોતું. પણ પૂજારીની બગલમાં તેની ઝોળી હતી અને તેમાં એક પિત્તળની શીશીમાં થોડુંક પાણી હતું. તે પાણી તેણે કાપાલિકના ગંધાતા મ્હોંમાં રેડયું. આ અરસામાં નવકુમાર અને મથુરાંનાથે ચકમક વતી દેવતા પ્રગટાવી ઝાડનાં ડાળાં, ઝાંખરાં, કનાડીઓ, કાંટા, વિગેરે એકઠાં કરી તે સળગાવીને તાપણું કર્યું. આજુબાજુનાં માંસાહારી અને હિંસક પશુઓ આવીને ત્રાસ ન દે તે ઉદ્દેશથી તેમણે આમ કર્યું હતું.

પાણી પીધા પછી કાપાલિકમાં કાંઈ ચેતન આવતું હોય એમ જણાયું. પૂજારીએ તે અહીં શી રીતે આવી ચઢ્યો અને તેની આવી દશા શી રીતે થઈ તે પૂછયું.

કાપાલિક લથડતે સાદે અને અત્યંત ક્ષીણ સ્વરે બોલ્યો,–" ન–અ–થી–ઇ–બો–ઓ–લા–તું. મા–રાં નશિબ–ગાં આં જો પી–વા–ને બ–દ–લે બી–જી કાં ઇ—પી–વાઇ–ગાઇ.—આ–દ–શા–થ–ઇ–ઃ–ન–અ–વ–કુ—હું–મ–અ રૂં–ઉં–ઉ–ધું–મેં ક–પા લ–કું–ડ–લા–બહુ–દુઃ–ખ–દીધું–હું પાઆપી–દુઉ–ઉ–ષ–થી–મા—ક–પા–લ–દે–વી છે. તે–શુ–ઉ–ઉ–ધ–ધ–ધ–છે—નિ ઈ–ઈ–ર–દો–ઓ—છે. મેં–ઓં–એં ન–અ–વ–કુ–મા–ર–ને ફ–સા–વ–વા–ન–વ–કુ–મા–ર–સા–ચો–ક–પા–લ–કું–ડ–લા–નિ–દોં–ષ–હે–એ–એ–મ–અ–અ–ને થી–અ–અ–મા !—પા–આ–આ–પી–છ–ઉં. દુ–ઉ–ષ–ટ–અ છ–ઉં.–ઓ–મા–આ–ત–આ જી ! મ–ઉ–ઓ–મુ–ઓ ! ઓ–ઓ–અ–ઓ–ઓ–ઓ ઓ ઓ !— "

ખલાસ ! કાપાલિકે દેહ છોડી દીધો. માતાની ભક્તિ કરવાનો ઢોંગ કરી યુવાન પુરૂષોના દેહનું બલિદાન આપી નરમાંસ ખાવાની ટેવવાળા આ એક પિશાચનો દુનિયામાંથી છેડો આવ્યો. વનકુસુમ સરખી કોમલ કપાલકુંડલાને માતાની સેવિકા તરિકે ઉછેરી, મોટી

ઉમ્મર થાય એટલે પોતાની વિષયવાસનાનું તેને સાધન બનાવી, પુત્રી તરિકે ઉછેરેલી બાલિકાનો દૈત્ય બનનાર આ પિશાચ પોતાની કરણીનું ફળ ભોગવવા પોતાને માર્ગે લાગ્યો. માતાની પ્રસાદીને નામે માંસ અને મદિરાનો ઉપભોગ કરી, તથા સામાને કરાવી, તેમનાં સુખી જીવનનું સત્યાનાશ વાળનાર આ ઢોંગી મ–હા–ત–મા યમરાજાના દરબારની કપરી શિક્ષા ભોગવવાને ચાલતો થયો. મરણ વખતે અતિશય ભારે વેદના ભોગવીને નર્કનો અનુભવ આ દુનિયામાં જ અનુભવીને 'કરણી તેવી પાર ઉતરણી' એ સિદ્ધાંતનું સમર્થન કરાવતો, બાકીની શિક્ષા ભોગવવા તે ચાલ્યો ગયો. એક દુષ્ટ જીંદગીનો દુષ્ટ અંત આવ્યો.

નવકુમાર, મથુરાંનાથ તથા પૂજારીએ મળીને ત્યાં ચિતા સળગાવી, કાપાલિકને અગ્નિસંસ્કાર કર્યો. જે નવકુમારના સંસારનું આ પાપીએ સમૂળગું સત્યાનાશ વંળ્યું હતું તે જ નવકુમારના હાથે તેને અગ્નિસંસ્કાર થયો! શું વિધિનું વિધાન!

કાપાલિકને અગ્નિસંસ્કાર કરી ત્રણે જણા મોડી રાતે ઘર તરફ પાછા વળ્યા અને સ્નાનાદિ કર્મ કરી શુદ્ધ થઈ ઘરમાં દાખલ થયા.

---

## પ્રકરણ ૧૦ મું.

### સ્વામીના સંગમાં.

" Oh woman; lovely woman; nature made thee
To temper men; we had been brutes without you;
Angels are painted Fair to look like you;

There's in you all that we belive of heaven
Amazing brightness, purily and truth,
Eternal Joy and everlasting love. "

—Ottway.

---

" ઓ સ્ત્રી ! કુદરતે તને માણસને વશ કરવા બનાવી છે; તારા વગર તો અમે હેવાન-પશુ-હતા. ફીરસ્તાઓ તારા સમા દેખાય માટે તેમને સુંદર ચીતરવામાં આવ્યા છે. આશ્ચર્યોત્પાદક તેજસ્વિતા, પવિત્રતા, સચ્ચાઇ, અનંત આનંદ અને ચિરકાળ ટકનારો પ્રેમ વિગેરે સર્વ જે અમે સ્વર્ગમાં હોય એમ માનીએ છિએ તે સર્વ તારામાં છે. "

ઑટ્વે.

---

વાચક! ઘણા દિવસો પછી ફરીથી એકવાર નવકુમારને પદ્માવતીની સમીપમાં બેઠેલો આપણે આજે જોઇએ છિએ. નવદ્વીપથી મથુરાંનાથની રજા લઇને, શ્યામાને ત્યાં જ રાખીને, નવકુમાર કાપાલિકનો અગ્નિસંસ્કાર કર્યા પછીના બીજે દિવસે ત્યાંથી નીકળીને સપ્તગ્રામ આવ્યો હતો. પૂજારી પોતાના કામને માટે બીજી બાજુએ ચાલ્યો ગયો હતો.

અરસપરસ પ્રેમની મીઠી ગોષ્ટ થયા બાદ પદ્માવતીએ શ્યામાની શી સ્થિતિ હતી તે પૂછ્યું. નવકુમારે જવાબ આપ્યો,—" મારા ધારવા પ્રમાણે તો શ્યામા પોતાની અવસ્થાથી સંતુષ્ટ છે. "

પદ્માવતી;—" શ્યામા હવે ક્યાં સુધી નવદ્વીપ રહેશે ? "

નવકુમાર,—" રિવાજ મુજબ તો હાલ એનો અહીં લાવવી જોઇતી હતી. પણ બહુ દિવસ પછી તે તેના સ્વામીના સંગમાં ગઇ છે એટલે તેને ત્યાંથી એકદમ ઉતાવળે લાવવું મને ઠીક ન લાગ્યું. તેમ જ તારો

પત્ર મળ્યાથી તને મળવાને પણ હું એટલો બધો આતુર થઈ રહ્યો હતો કે ત્યાં વધારે દિવસ થોભી શકાય એમ નહોતું. આ કારણથી શ્યામાને ત્યાં મૂકીને જ હું આવ્યો છું. થોડાક દિવસ વીત્યા બાદ તેને જઇને તેડી લાવીશ."

પદ્માવતી,–"હવે શા રીતે જવાના છો ? હવે જવાના હશો તો હું પણ તમારી સાથે આવીશ. ત્યાં જઇને તમે દોઢ બે મહિના રહો તે હવે તો મારાથી નહિ સહેવાય. હા! હું તો ખરૂં કહું છું. પછી તો જેવી તમારી મરજી."

નવકુમાર,–" ભોળી રે ભોળી! પણ હવે હું ક્યાં તારા વગર રહી શકું એમ છું ? પદ્મા! વ્હાલી ! તેં મારે ખાતર શું શું જતું કર્યું છે, અને મેં તને કેટલી તલસાવી છે તે હું ક્યાં નથી જાણતો ? હવે તારા ઉપર તે કારણોથી તો મને બમણું વ્હાલ ઉપજે છે. તારા વગર હું રહેવાનો જ નથી. એટલે શ્યામાને તેડીને તરત જ અહીં પાછો આવતો રહીશ. હવે વધારે દિવસ ત્યાં ભાંગવાનો જ નથી."

પદ્મા સ્હેજ સંતોષથી હસી અને બોલી,–"સ્વામી! જો શ્યામા-બ્હેન ત્યાં પોતાને સાસરે સુખી હોય તો તેમને અહીં લાવવાની શી ઉતાવળ છે ?"

નવકુમાર,–" રિવાજ. આપણા રિવાજ જ એવા કઢંગા તે પછી કરીએ શું ? વળી શોક્યો તેને ઝંપીને બેસવા દેશે કે કેમ એ પણ શંકાનો વિષય છે. એટલે આપણે કરવું પણ શું ? છતાં હું તેને તેડવા જવાની બહુ ઉતાવળમાં તો નથી જ."

પદ્માવતી–"હવે એ વાત જવા દો અને હું કહું છું તે કૃપા કરીને સાંભળો. સ્વામીનાથ! મારી એક વિનંતિ તમારે માન્ય કરવી જ પડશે. સ્ત્રીઓની આશા અને અપેક્ષાની સીમા નથી રહેતી. હું જાણું છું કે તમે મારા ઉપર અતિશય કૃપા વરસાવી છે. પણ અમારી

સ્ત્રીઓની જાત જ એવી. માટે મારી એક માગણીનો સ્વિકાર આપે અવશ્ય કરવો જ પડશે."

નવકુમાર,—"તારી શી માગણી છે? મને સુખેથી કહે. હું તારી ઇચ્છા પૂર્ણ કરવામાં જરા પણ પાછી પાની નહિ કરૂં."

પદ્માવતી,—"પણ મારી વાત માનવી પડશે. પછી ફરી નહિ જવાય. માટે મને વિચાર કરીને વચન આપો. હું કહીશ તે કરવું પડશે."

નવકુમાર,—"તારા સોગન લઇને કહું છું કે તું કહીશ તેમ કરીશ. હવે તો થયું? તારે જે કહેવું હોય તે નિઃસંકોચપણે કહે. જરાકે ગભરાઇશ નહિ."

પદ્માવતી,—"મારી માગણી એ છે કે તમારે લગ્ન કરવાં. મારી આટલી માગણીનો તમારે અવશ્ય સ્વિકાર કરવો પડશે. તમે લગ્ન કરશો તેથી મારા સુખની સીમા નહિ રહે. મારા મનની સર્વ કામનાઓ પૂર્ણ થઈ છે. હવે આટલી મારી ઇચ્છા આપ પૂર્ણ કરો એટલે મને પૂર્ણ સંતોષ થાય. કોઈક સારી કન્યા સાથે આપનાં લગ્ન થવાંજ જોઇએ. મારી આટલી માગણી તમારે કબુલ કરવી જ પડશે. તેમ છતાં તમે કબુલ નહિ કરો તો હું ઘણી દીલગીર અને દુઃખી થઈશ"

આ વિચિત્ર માગણીનો શો ઉત્તર દેવો તેની નવકુમારને સમજણ પડી નહિ. તે તો સડક જ બની ગયો. તે આશ્ચર્યથી બોલ્યો, —"પદ્માવતી! તારા મનમાં આ વાત એકાએક ક્યાંથી આવી? બલા ભગવાન! સ્ત્રીનું મગજ તે તમે કેવું બનાવ્યું છે!"

પદ્માવતી,—"પ્રાણનાથ! આ વાત મારા મગજમાં એકાએક નથી આવી. તેમ જ તે મારા મગજનો એક ફાંટો પણ નથી. આમાં એક અગત્યનો સાંસારિક પ્રશ્ન સમાઈ જાય છે. આપ મારે ત્યાં વારેઘડીએ આવો છો તેથી ગામમાં અને જ્ઞાતિમાં પુષ્કળ ચર્ચા થવા લાગી છે. એ ચર્ચા કઈ વખતે કેવું રૂપ લેશે અને તમારે કેવા પ્રકારે હેરાનગતી ભોગવવી પડશે એ નક્કિ નથી. વળી અત્યાર સુધી

અહીંના લોકો જાણતા નથી કે હું પદ્માવતી છું અને તમારી પહેલાંની પત્ની છું. હું હમેશાં મુસલમાની પોશાક જ પહેરી રાખું છું અને કદી પણ બહારના લોકો સાથે ભેળાતી નથી. આ કારણથી હાલને માટે તો વાંધો નથી. પણ જો હું પદ્માવતી છું એમ લોકો જાણી જશે તો પછી આપના ઉપર આપત્તિઓનાં વાદળાં તુટી પડશે. તમે અહીં આવો છો એ વાત તો લોકોમાં ચર્ચાવા લાગી છે. પણ જો આપણા સંબંધની વાત અહીંના લોકોમાં જાહેર થઈ જશે તો પછી પરિણામ મહા ભયંકર આવશે. હું પદ્માવતી છું એમ જાણતાં જ ઉપરથી તમારા મિત્ર હોવાનું ડોળ કરનાર પણ અંદર-ખાતેથી તમારા હિતશત્રુઓ તમને હરેક પ્રકારે હેરાન કરવાને ચુકશે નહિ. પ્રાણનાથ ! હું સ્વાર્થી નથી. મને સુખ થાય, તે મને કબુલ છે. પણ તે મારા સ્વામીના સુખના ભોગે નહિ જ. મારા ઉપર આપે જે કૃપાદૃષ્ટિ વરસાવી છે તે જ એટલી બધી છે કે મને તેની સ્વપ્ને પણ આશા નહોતી. માત્ર આપનાં દર્શન અને આપનાં ચરણકમળનું પૂજન એ જ મારી ઉત્કટ ઇચ્છા છે. સ્વામી ! સાથે સાથે એ પણ ખાત્રિ રાખજો કે હું આ જે કહું છું તે મારા ખરા અંતરથી કહું છું, અને આપને સુખ અને આનંદ મળે અને વિઘ્નો દૂર થાય તે સિવાય તેમાં મારી બીજી કશી પણ ઇચ્છા નથી. ”

નવકુમાર બોલ્યો,—“ પદ્મા ! તારી આ માગણી તો હું કોઈ પણ પ્રકારે કબુલ કરી શકું એમ નથી જ. જો હું કબુલ કરૂં છું તો તારાથી જુદા પડવા જેવું થશે અને તને કષ્ટ થશે. આવી સ્થિતિમાં તારી માગણી કબુલ ન કરવાથી તને ભલે દુઃખ થાય; તારાથી જુદો પડી તને દુઃખ મારાથી નહિ દેવાય. ”

પદ્માવતી,—“ એ તમારો ભ્રમ છે. તમારી જુદાઇથી મને કાંઈ દુઃખ નહિ ઉપજે. તમારાં દર્શન થશે એ જ મારે મન સર્વસ્વ છે. આ જીવનમાં મને તેથી વધારે બીજી કાંઈ અપેક્ષા નથી. તેથી જ

અને પરમ સંતોષ થશે. પણ જો તમે મારી માગણીનો અસ્વિકાર કરશો તો તમને દુઃખ પડશે એટલું જ નહિ પણ તેથી હું પણ અત્યંત દુઃખી થઈશ. ઉલટું તમારાં નવાં લગ્નથી મને કોઈ પણ પ્રકારનું દુઃખ નહિ થતાં ઉલટો આનંદ થશે અને તમને પણ તેથી સુખ પ્રાપ્ત થશે એટલે મારા આનંદની પરિસીમા થશે આમ હોવાથી તમારે મારી આટલી માગણીનો અવશ્ય સ્વિકાર કરવો જ જોઇશે. નહિ કરો તે કદી નહિ જ ચાલે."

નવકુમાર અત્યંત આશ્ચર્ય પામ્યો. કેવી આશ્ચર્યકારક ઘટના! પાપના ઊંડા પંકમાં ગર્ક બની ગયેલી પદ્માની જ આ અત્યારની માગણી! વિધાતા શું નથી કરી શકતો? સમયની સત્તાની સંસારમાં બલિહારી છે. તે થોડીક વાર વિચાર કર્યા બાદ બોલ્યો,–" પદ્માવતી! પ્રિયે! તું નારી–કુળમાં રત્ન રૂપ છે. મારા સુખને માટે તું તારા સર્વસ્વનો ત્યાગ કરવા તૈયાર થઇ છે તેથી મને ઘણું લાગી આવે છે. તારા શબ્દોથી મારા હૃદયમાં અત્યારે એટલો સંતોષ, આનંદ અને ઉત્સાહ ઉભરાયો છે કે મને અત્યારે વિચાર કરવા અવકાશ જ નથી. તેથી તારી આ માગણીનો હું પછીથી વિચાર કરીને તને ચોક્કસ જવાબ દઇશ."

પદ્માવતી,–"ભલે; પછી વિચાર કરીને મારી માગણી કબુલ કરજો. તે માટે મને વાંધો નથી. હવે હું એક બીજી અગત્યની વાત કહેવા માગું છું. ગમ ગુજરી સંભારવા જેવો આ ઘાટ છે એટલે કદાચ આપને મારી વાતોથી કષ્ટ થાય તો તે માટે મને ક્ષમા આપશો એવી હું તમારી પાસે પ્રથમથી યાચના કરૂં છું. સ્વામીનાથ! તમે કપાલકુંડલાના સંબંધમાં કશું સાંભળ્યું છે?"

કપાલકુંડલાનું નામ સાંભળતાં જ નવકુમારને દુઃખની એક કમકમી આવી. તે એક લાંબો નિસાસો નાખીને બોલ્યો,–" કપાલકુંડલાની હવે શી વાત સાંભળવાની હોય? તેનું અકાળ મરણ થયું, અને દુનિયા પરથી સદાને માટે તેનું નામ ઉડી ગયું. ફક્ત રહ્યું પાપીએ તેણીને

કરેલા અન્યાયનો પસ્તાવો કરવાનું. એટલે હવે તેના તરફના નવીન સમાચાર તે શા હોય ?"

પદ્માવતી,–" તે મરી ગઈ કે તેના જીવવાની કાંઈ પણ આશા બાકી રહી છે એ સંબંધમાં તમને રહેજ પણ શંકા નથી થતી ?"

નવકુમાર,–" પદ્મા ! આજે આ તું શું અર્થ વિનાનું અને વિના કારણનું બોલીને ઢાંક્યા પોપડા ઉખડે છે ? તેના સંબંધી હવે શંકા કરવાનું કારણ જ શું હોય ? કપાલકુંડલા મારી સામે, મારી આંખો આગળ, મારી જોડે જ નદીકિનારાની એક ઉંચી ભેખડ ઉપર ઉભી હતી. ત્યાંથી તેને તુટી પડતાં મેં મારી પોતાની આંખોએ જોઇ છે. તેને ગંગાના ગંભીર અને ભયાનક પ્રવાહમાંથી બચાવવા મેં પણ પાછળ કુદકો માર્યો અને મેં લાખો પ્રયત્ન કર્યા પણ તે નિષ્ફળ નિવડયા, અને કપાલકુંડલા નદીના ઉંડા અને જોસબંધ પ્રવાહમાં તણાઇ ગઇ. તે જળરાશિમાં કયે સ્થળે અલોપ થઈ ગઇ તે પણ મને માલુમ ન પડયું. અંતે હું હતાશ થયો અને મારા દેહનું ભાન ભુલવા લાગ્યો. છેવટે જે કાપાલિકે મારા સંસારનું સત્યાનાશ વાળ્યું હતું તે જ નરાધમે મને બચાવ્યો અને સદાને માટે મારા હૈયામાં પશ્ચાત્તાપની હોળી સળગાવી. એ કાપલિકને પણ એની કરણીનાં ફળ મળ્યાં છે."

એમ કહીને નવકુમારે નવદ્વીપ નજીક કાપાલિક કેવી રીતે મરણ પામ્યો તે સર્વ હકીકત પદ્માવતીને કહી સંભળાવી. કપાલકુંડલાને પોતે કરેલા ઘોર અત્યાચારથી તેનું હૈયું ભરાઇ આવ્યું અને તેની આંખમાંથી આંસુઓ વહેવાં લાગ્યાં. તે ગળગળે સાદે બોલ્યો,–" પદ્માવતી ! આજે આ દુઃખ ભરી વાત તેં કેમ કાઢી ? તેમ કરવાનું શું પ્રયોજન હતું ?"

પદ્માવતી,–" મારા સ્વામીને કષ્ટ થાય એવું આચરણ કરતાં પહેલાં હું મરી જવાનું વધારે પસંદ કરૂં. પણ અત્યારે તેમ કરવાની ખાસ આવશ્યકતા જણાઈ એટલે જ તમને કષ્ટ થશે એ જાણવા

છતાં મેં આ વાત કાઢી હતી." એમ કહીને પદ્માવતીએ પોતાને મળેલી વીંટી સંબંધી તમામ હકીકત નવકુમારને કહી સંભળાવી.

આ સર્વ વાતો સાંભળીને નવકુમારની આંખમાં ફરીથી આંસુ ભરાઈ આવ્યાં. પદ્માવતીએ પૂછ્યું,–"આ ઉપરથી તમે શું સાર કાઢો છો?"

નવકુમાર:–" શું સાર કાઢું? મારા મગજમાં તો કાંઈ જ ચોક્કસ અનુમાન નથી થતું. હું સારી રીતે જાણું છું કે કપાલકુંડલા ડુબી જ ગઈ છે. કદાચ અંગુઠી તેની હશે પણ તે કપાલકુંડલા જીવે છે એમ સાબીત કરવાને શક્તિમાન નથી. પદ્માવતી! મારૂં નશિબ જ વાંકું છે. મારા જેવા દુર્ભાગીને કપાલકુંડલા જેવું રત્ન ફરીથી મળે એ તો જાણે અસંભવ જ છે. પણ આવી આવી આશંકાઓથી મારા દુષ્ટ કર્મની યાદ સદાને માટે તાજી રહેશે, અને મારા જીવને બમણો સંતાપ થશે. તે માટે જ આવી આવી આશંકાઓની ઉત્પત્તિ થાય છે."

પદ્માવતી,–"પ્રાણનાથ! આપણે લોકો અંતરની વાત ઉપર વિશ્વાસ કરીએ છિએ. આપણા હૃદયમાં જ કાંઈક એવો ગુણ છે. તે પ્રમાણે મને તો મારો અંતરાત્મા સાક્ષી પુરે છે કે કપાલકુંડલા જીવતી હોવી જોઈએ. મને એમ ચોક્કસ ખાત્રિ થાય છે કે કપાલકુંડલા કોઈ પણ રીતે બચી ગયેલી છે. પણ પ્રત્યક્ષ::પ્રમાણોના અભાવે તે શી રીતે બચી ગઈ છે તેનો નિર્ણય કરી શકાતો નથી."

નવકુમાર લાંબો નિઃશ્વાસ નાખીને બોલ્યો,–" પદ્માવતી! એ સર્વ વાતો કલ્પનાના પ્રદેશમાં પ્રવાસ કરવા સમાન છે. એમાં સત્યનો અને સંભવિત ઘટનાનો અંશ ક્યાંય પણ નથી. મારૂં નશિબ જ ફુટેલું છે. કદાચ બીજા કોઇના ઉપર આવો પ્રસંગ આવ્યો હોત તો તેને તેની પત્ની ફરીથી મળવાનો સંભવ રહેત. પણ મારા જેવા દુષ્ટ અને દુર્ભાગી મનુષ્યના સંબંધમાં તો આવો બનાવ ન જ બને. દુરાશામાં ચિત્તને રોકીને શું કામ? સ્વપ્નમાં સુખ ભોગવવું અને જાગૃતાવસ્થામાં તો કાંઈ નહિ, એ શું કામનું? એક યુવક એક યુવતિને અવિલક્ષ

આવેગથી ચલાતો હોય, તે સ્ત્રીને તેનો પિતા તે યુવક સાથે પરણાવવાની ના પાડતો હોય અને બન્નેની લાગણીઓનો જરા પણ વિચાર કર્યા સિવાય કોઇક ત્રીજાને જ પોતાની પુત્રી પરણાવવાનો ઇરાદો ધરાવતો હોય. હવે તે યુવક અને યુવતિ સ્વપ્નવસ્થામાં એક બીજાના મેળાપનું આનંદદાયક અને શાંતિજનક સુખ ભોગવે તેમાં તેમનું શું વળ્યું ? જ્યારે તેઓ જાગે ત્યારે તે સુખ ખાલી કલ્પના જ હતી, અને તે કેવળ કાલ્પનિક સુખ હતું એવી જ્યારે તેમની ખાત્રિ થાય ત્યારે તેમને બેવડો સંતાપ થાય છે. મારી પણ એવી જ સ્થિતિ છે. અર્થાત્ કપાલકુંડલાને પુનઃ પ્રાપ્ત કરવાની આશા એ ગગનકુસુમ સમાન છે."

પદ્માવતી—"નાથ ! આપનું કહેવું સત્ય હશે પણ મને તો તેમ નથી ભાસતું. તમારો જ દાખલો આપણે લઇએ. જો તે યુવાન પુરૂષ અને સ્ત્રી તે સ્ત્રીના પિતાની વિરૂદ્ધ મરજી છે એ જાણીને કાંઈ પણ પ્રયત્ન કર્યા વિના હાથ જોડીને બેસી રહે અને સ્વપ્નાવસ્થાના સુખથી ઉત્તેજીત બનીને પોતાની ધારણા પાર પાડવાને પ્રયત્ન ન કરે તો તેમનો પ્રયત્ન કદાપિ ફળીભૂત થાય ખરો કે ? તેથી ઉલટું જો તેઓ એક થવાનો સતત પ્રયાસ કરે તો તેમને સફળતા કાં ન પ્રાપ્ત થાય ? આપણામાં અત્યારે તો કહેવત થઇ છે કે મિયાં બીબી રાજી તો શું કરે મુલ્લાં ને કાજી. અર્થાત્ પ્રયત્ન કરવાથી નુકશાન શું ? નિરાશા તો નહીતર છે જ. તો પ્રયત્ન કર્યાથી સંતોષ તો થાય કે આપણે આપણાથી બનતું કર્યું છે ? માટે કપાલકુંડલાને માટે શોધ કરવામાં આપણું જાય છે શું ?"

નવકુમાર,—"પ્રિયે ! તારૂં કહેવું સત્ય છે. તારી ઇચ્છા પ્રમાણે જ આપણે કપાલકુંડલાને શોધી કાઢવા પ્રયત્ન કરીશું. જશ આપવો તો હરિને હાથ છે પણ આપણે આપણા પ્રયત્નમાં મચ્યા રહીશું. હવે ઘણી વેળા થઈ ગઈ છે, અને આજ મારૂં મન પણ ઘણું વ્યાકુળ થયું છે. માટે વ્હાલી ! ચાલો, હવે આપણે આરામ લઈએ."

પદ્માવતી,—" સ્વામીની આજ્ઞા મારે શિરસાવંદ્ય છે."

લેવા દો ! ભલા વાંચનાર ! એમને આરામ લેવા દો. આપણે હવે ચાલો અહીંથીબીજી જગ્યાએ ચાલ્યા જઈએ. આ ઠેકાણે હવે વધારે વાર થોભવાનું આપણું કામ નથી. અસ્તુ.

## પ્રકરણ ૧૧ મું.

## ફરીથી વિયોગ !

" सम्भावेन्ता आपनेसुं मह्रुन्सदेसुं हआवेन्ता ।
" हिअच्छिदवा विअविहवा विरहे मित्तानं उम्मना अन्ने ॥ "

—मुद्राराक्षस.

ગયા પ્રકરણમાં જે ઘટના વર્ણવી છે તે નવકુમાર નવદ્વીપથી સપ્તગ્રામમાં આવ્યો તે જ દિવસે બની હતી પદ્માવતીને ત્યાંથી નવકુમાર પોતાને ઘેર આવ્યો અને તેજ દિવસે સાંજના તે ઉમાપતિને મળવા તેને ઘેર ગયો. ઉમાપતિની શી અવસ્થા થઈ હતી, અને તેને બદમાસો કેવી રીતે ઉપાડી ગયા હતા તે વાચકો જાણે છે. નવકુમાર તે જાણતો નહોતો. તેના ઘરમાં તે આવતા બરોબર જ પદ્માવતીને ત્યાં ગયો હતો. એટલે તેને ઉમાપતિની દુર્દશાની સ્હેજ પણ માહિતી નહોતી.

ઉમાપતિ ગુમ થયો હતો એમ જ્યારે ઉમાપતિના મામા હરિહરને ખબર પડી ત્યારે તે ઘણા ગભરાટમાં પડી ગયા અને આખા ગામમાં તેમણે ઉમાપતિની શોધ ચલાવી. પણ કોઈ પણ ઠેકાણે ઉમાપતિની ભાળ મળી નહિ. આથી તે કદાચ સપ્તગ્રામ ગયો હશે

એમ ધારી તે બીજે દિવસે સપ્તગ્રામમાં આવ્યા. પણ ત્યાં પણ ઉમાપતિનો પત્તો નહોતો. ઉમાપતિની માએ જ્યારે ઉમાપતિના ગુમ થવાના સમાચાર સાંભળ્યા ત્યારે તે પણ અત્યંત કલ્પાંત કરવા લાગી. આવી રીતે તેઓ ચારે બાજુ ઉમાપતિની તપાસ ચલાવતાં હતાં.

એ અરસામાં આજે સાંજે નવકુમાર ઉમાપતિને ત્યાં મળવા ગયો. પણ ઉમાપતિ હોય ક્યાંથી કે તેને મળે? તેને બદલે તેની માતા તેને મળી અને તેના મ્હોંએથી તેણે ઉમાપતિના ગુમ થવાની ખબર સાંભળી. આ ખબર સાંભળીને નવકુમારના દુઃખ અને સંતાપની સીમા રહી નહિ. ઉમાપતિની વૃદ્ધ માતાનું કલ્પાંત સાંભળી નવકુમારનું કાળજું કંપી ઉઠયું. તે બોલ્યો,–" માજી! તમે રડશો મા. રડવાથી શું વળવાનું છે? મને લાગે છે કે ઉમાપતિ ઉપર કોઈ આફત આવી પડી હશે. પણ મારૂં મન કહે છે કે તેને કશું નુકશાન થયું નથી. એટલે તમે ગભરાશો નહિ. સારી દુનિયા માથે કરીશ, પણ ઉમાપતિને હું શોધી કાઢીશ ત્યારે જંપીશ. આજથી જ હું તે કામ ઉપર મંડી જઈશ. માટે તમે ગભરાશો નહિ."

ડોશી આંખો લુછતી લુછતી બોલી,–" ભગવાન તારૂં ભલું કરે, દીકરા! તું ઘણું જીવે અને તારો વંશ વેલો વધે. ભાઇ! ઉમાપતિના મામા શોધ કરવામાં કાંઇ પણ કચાશ નથી રાખતા તેમાં હવે તું પણ શોધ કરવા મંડીશ, એટલે મારી ખાત્રિ છે કે ઉમાપતિની ભાળ અવશ્ય મળશે જ."

ઉમાપતિની માતાની રજા લઇને નવકુમાર ત્યાંથી નીકળ્યો અને ફરીથી પદ્માવતીને ત્યાં ગયો. નવકુમારે પૂછ્યું,–" પદ્માવતી! તેં ઉમાપતિના સમાચાર સાંભળ્યા છે?"

પદ્માવતી,—" ના; શા સમાચાર છે?"

નવકુમારે બધી વાત કહી સંભળાવી અને કાલે સવારે જ તે ઉમાપતિની શોધમાં નીકળવાનો હતો તે જણાવ્યું. પદ્માવતીનું મ્હોં

ઉતરી ગયું. તે નિરાશ થઇને બોલી,–" વ્હાલા ! મારૂં નસિબ જ ફુટેલું છે. અને તે એવું તો અટકચાળું છે કે મને એકલીને કષ્ટ ભોગવવું પડતું નથી પણ મારી સાથે સંબંધ રાખનારને ઉલટું કષ્ટ ભોગવવું પડે છે. આ જ કારણથી ઈશ્વિરે વળી એક નવી અને અણધારી ઉપાધિ માર્ગમાં નાખી, વળી પાછો આપનો વિયોગ મને પડાવ્યો છે. હું એમ પણ કેમ કહી શકું કે તમે ન જશો ? ઉમાપતિ તમારો પરમ મિત્ર અને સાચો સ્નેહી છે. તેને માટે તમારે ગયા સિવાય છુટકો નથી. સ્ત્રીઓ સ્વાર્થી હોય છે અને તે દૃષ્ટિએ હું વિચાર કરૂં તો પણ આપણો મેળાપ કરાવનાર પણ ઘણે અંશે તે જ છે. પ્રાણનાથ ! ખરો મિત્ર તો તે જ કહેવાય કે જે સંકટ સમયે કામ આવે. બાકી મિત્રનું ડોળ ઘાલી શબ્દો અને લખાણદ્વારા લાગણી દર્શાવી જરૂર પડે ત્યારે ખસી જનારા દાંભિકો અને ડોળઘાલુઓનો તો આ જગત્ માં ક્યાંય તોટો નથી. માટે તમારા મિત્રને મદદ કરવાને તમે સુખેથી સીધાવો અને ઇશ્વર તમારા કાર્યને સફળ કરે એવી પરમાત્મા પાસે મારી અંતઃકરણપૂર્વક યાચના છે. પણ મારૂં એક કામ કરજો. તમે કાલ સવારે જવાના છો. માટે આજની રાત અહીં જ વીતાડજો. પ્રિયતમ ! બબ્બે મહિનાના વિયોગ છે. આવતી કાલ પાછા ફરીથી જવાના છો. ઇશ્વર જાણે પાછાં આપનાં દર્શન ક્યારે થશે ? વળી પાછા આવ્યા બાદ શ્યામાબ્હેનને તેડવા જવામાં દહાડા વીતી જશે. માટે મળેલી તકનો તો હું લાભ લઉં ! માટે કૃપા કરી આજ રાત્રે અહીં જ પધારજો. એક અગત્યની વાત મારે કરવાની છે."

નવકુમાર,—' ભલે; તારી ઇચ્છાને હું આધીન છું. હમણાં હું ઘેર જાઉં છું. રાત્રે અહીં આવીશ."

નવકુમાર પદ્માવતીને પ્રેમથી એક ચુંબન કરી રાત્રિએ આવવાનું વચન આપી ત્યાંથી વિદાય થયો.

# પ્રકરણ ૧૨ મું.

## મધરાતે મેળાપ.

" राजमार्गो हि शून्योऽयं रक्षिणः सञ्चरन्ति च ।
× × × × बहु दोषाहि शर्व्वरी ॥ "

——मृच्छकटिक नाटकम् ।

રાત બહુ વીતી ચુકી છે. બે પહોરથી તો ઓછી રાત વીતી ન હશે. આખા ગામમાં અત્યારે સર્વત્ર નિઃસ્તબ્ધતા અને શાંતિ વ્યાપી રહી છે. દૂર દૂર શિયાળવાના રડવાનો અવાજ, ગામની ભાગોળે કુતરાં ભસવાનો અવાજ, ગામના રખવાળો અને વરતણીયાઓનો ચોકી કરતી વેળાનો પોકાર, અને પવનના હાલવાથી ઝાડનાં પાંદડાંનો ખડખડાટ એટલી વસ્તુઓ રાત્રિની નિઃસ્તબ્ધતાનો ભંગ કરતી હતી. તે સિવાય સર્વત્ર શાંતિ હતી. કોઈ કોઈ ઠેકાણેથી ઘુવડ, વનવાગલાં, ચીબડી, વિગેરે રાત્રિનાં પક્ષીઓનો કર્કશ, અપશુકનીયાળ, અને કાનને અપ્રિય લાગે એવો અવાજ આવતો હતો, અને રાતના ઉંઘમાં જાગી ઉઠેલું બાળક તે અવાજથી ચમકીને પોતાની વ્હાલી માતાની હુંફાળી ગોદમાં વધારે જોરથી ભરાતું હતું, અને માતા પણ તેને પુષ્કળ આવેગથી પોતાની છાતી સાથે લપેટી દેતી હતી.

આખા દિવસના કામકાજથી કંટાળીને મનુષ્યો અત્યારે આરામ લઈ રહ્યા હતા, અને સુખ–દુઃખનાં નાનાં પ્રકારનાં મોહપુર્ણ સ્વપ્નોનો અનુભવ કરી રહેલા હતા. કોઈ અન્નત્રાથી ટળવળતો માનવી

સ્વપ્નાવસ્થામાં ઇચ્છાભોજન આનંદે જમીને તૃપ્ત બનીને પેટ ઉપર હાથ ફેરવી રહ્યો હતો. કોઈ વાંઢો સોળ વર્ષની અતીવ સ્વરૂપવતી કુમારી કન્યા સાથે ભારે ઠાઠમાઠથી લગ્ન કરી સંસારસુખનો લ્હાવો લઈ રહ્યો હતો. કોઈક વંધ્યા સ્ત્રી પોતાના રાજાના કુંવર જેવા કાંતીમાન પુત્રોને પારણામાં ઝુલાવતી ઝુલાવતી હાલરડાં ગાઈ રહી હતી. કોઈક લક્ષ્યાધિપતિ શેઠીઓ ફાટેલાં ચીંથરાં શરિરે વીંટાળીને ગામને દરવાજે ભીક્ષા માગી રહ્યો હતો. સ્વપ્નમાં કોઈ સ્વર્ગની સાતમી સીડીએ ચડે એટલું અપૂર્વ સુખ પ્રાપ્ત કરતું હતું ત્યારે કોઈ રૌરવ નર્કથી પણ વધારે ભયાનક યન્ત્રણા ભોગવીને ત્રાહિ ! ત્રાહિ ! પોકારી રહ્યું હતું. સ્વપ્નની આવી બલિહારી છે ! અહા ! તે જ્ઞાનીને મૂર્ખ બનાવે છે. મૂર્ખને ઘડીભરને માટે તર્કવાચસ્પતિ બનાવી દે છે, અને તત્ત્વજ્ઞાનનો ભંડાર તેનામાં ભરે છે, પૈસાદારને ગરીબ, અને ગરીબને કુબેર જેટલું ધન અર્પી દે છે. જોતાં સુગ ચડે અને અણગમો ઉપજાવે એવી કાળી કુબજા સરખી કુબડી સ્ત્રી સ્વપ્નમાં ઇંદ્રના ઘરની રંભા, મેનકા, કે તિલોત્તમા જેવી અપ્સરાઓને પણ લજાવે એવું મનોહર સૌંદર્ય પ્રાપ્ત કરી લે છે, અને નાનકડી, નવેલી, નવોઢા, નાજુક નાર સાક્ષાત ચુડેલ જેવી કદરૂપી બની જાય છે ! સ્વપ્નની પણ બલિહારી છે. રજની પોતાની સહચરી નિદ્રાદેવી અને તેની પુત્રી સ્વપ્નદેવી સાથે જગતનાં મનુષ્યોને જે અજબ રંગઢંગ બતાવે છે તે ખરેખર આશ્ચર્યકારક જ છે. રજનીની કાળી ચાદરથી દેહ ઢાંકીને કેટલાય નિર્દય અને કઠણ કાળજાના ગોઝારા ડાકુઓ અને ધાડપાડુઓ કાંઈકની કતલ છુપી રીતે ચલાવી દે છે, અને નિર્દોષ અને રાંક પ્રજાની માલમિલ્કત લૂટીને પલાયન થઈ જાય છે. ઘણાએ દુરાચારી અને વિષયાસક્ત મનુષ્યો રાત્રિનો અવસર દેખી હીનપ્રાણા, અસહાયા, પતિવ્રતા સતીઓનાં સતીત્વનો ભંગ કરી નાખે છે. લોહી પીવામાં કુશળ બનેલા ખુનીઓ અને ચંડાળો આ લાગ સાધી પોતાનું પાપી પેટ ભરવાની ખાતર કોઈકના જાન લઈ લે છે.

રજની! તારા આવાગમનથી જેવી રીતે આવાં દુષ્કૃત્યો પણ થાય છે તેવી રીતે સર્વ લોકને શાંતિ પણ તું જ આપે છે. આખા દિવસનાં વિયોગી બનેલાં પતિ પત્નીના વિયોગનો અંત આણનાર તું જ છે. રાત્રિએ વડિલોની માન મર્યાદા મોભો ઇત્યાદિ સાચવવાનું કાંઇ જ રહેતું નથી. કરોડો નરનારીઓને તું સુખ અને સંતોષ આપે છે.

આવે વખતે ભાગી રાતે સપ્તગ્રામમાં પદ્માવતીના શયનાગારમાં પલંગ ઉપર પડ્યો પડ્યો નવકુમાર નિંદ્રાદેવીનો આશરો શોધવા તરફડીયાં મારી રહ્યો છે પણ નિંદ્રાદેવી તેના ઉપર પ્રસન્ન નથી થતી. તેની સોડમાં જ નવકુમારના માથાના વીખરાયલા વાળ ઉપર માથું મૂકીને તેની પ્રિયતમા પદ્માવતી આનંદ અને સંતોષભર્યે સુખે સુઇ રહી છે અને પ્રિયતમના સહવાસની મીઠી મજાનો લ્હાવો ચાખી રહી છે. ધન, ઐશ્વર્ય, અને સ્વરૂપવાન આગ્રાના અમીરોની મહોબત અને સમાગમમાં પદ્માવતીને જે નથી મળ્યું તે નવકુમાર સરખા સાધારણ સ્થિતિના મનુષ્યના સહવાસથી મળ્યું છે. નીતિ અને અનીતિ વચ્ચે આટલું અંતર છે. સ્વપ્નમાં પણ પદ્માવતીના મુખ ઉપર સંતોષ અને આનંદનું મધુરૂં સ્મિત ફરકી રહ્યું છે.

પણ પોતાની પ્રિયતમાની સોડમાં સુતેલા નવકુમારને નિંદ્રા કાં નથી આવતી? એનું કારણ શું? અમને તો લાગે છે કે તેની વિચારમાળા તીવ્ર વેગથી ફરતી હોવી જોઇએ. જગતમાં નિંદ્રાદેવી પ્રસન્ન નથી થતી એ જાતનાં મનુષ્યો ઉપર ચિંતા એ નિંદ્રાની શોક્ય છે અને તેને અને નિંદ્રાદેવીને ઉભે રહે નથી બનતું. તે જ મુજબ વિચારમાળા પણ નિંદ્રાદેવીની હડહડતી દુશ્મન છે. તેને અને નિંદ્રાને પણ નથી બનતું. તો જ્યાં ચિંતા અને વિચાર એ બેનો જે આદમી આશ્રય લે તેને નિંદ્રાની આશા કેવી? નવકુમાર અત્યારે ચિતા સમાન ચિંતામાં મગ્ન થઈ ગયો હતો અને અનેક પ્રકારના વિચારોથી તેનું મગજ ભરાયલું હતું. તો ભલાકહો તો કે નિંદ્રા

તે તેના ઉપર કેમ કરીને પ્રસન્ન થાય ? અને આવી સ્થિતિમાં તે જાગતો રહે તેમાં પણ શું કાંઈ નવાઇ છે ?

ઉમાપતિ ક્યાં ગયો હશે, કેમ ગુમ થયો હશે, અત્યારે તેની શી સ્થિતિ હશે, કોને એને શોધવાની શરૂઆત ક્યાંથી કરવી, એવા અનેક પ્રકારના વિચારે તેના મગજને ઘેરી લીધેલું હતું. વળી તે ઉપરાંત કપાલકુંડલાનું શું થયું હશે ? કાપાલિકના તથા પદ્માવતીના મ્હોએથી કપાલકુંડલા વિષે વાતો થવાથી તેનો પહેલાંનો ઘા પાછો તાજો થયો હતો, અને કપાલકુંડલા જીવતી હશે કે કેમ તે ચિંતા તેનો પીછો છોડતી નહોતી. આ બે ચિંતાઓ એવી હતી કે તેથી તે સંબંધી વિચારમાં ને વિચારમાં આરામ મળે એવી મુલાયમ અને સુંદર શય્યા ઉપર તેને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરનાર પ્રિયતમા પદ્માવતીની સોડયમાં આરામથી સુવા છતાં નિદ્રાદેવી તેના ઉપર પ્રસન્ન થઈ નહોતી.

પણ આ ઉપરાંત વળી એક ત્રીજા પ્રકારની વિચારમાળા પણ ચાલી રહી હતી. ગયા પ્રકરણમાં પદ્માવતીએ જ્યારે નવકુમારને રાત્રિએ ત્યાં આવવાને આગ્રહ કર્યો ત્યારે કાંઇ અગત્યના સમાચાર આપવાના છે એમ પણ નવકુમારને જણાવ્યું હતું એ અમારા વાચકોને યાદ હશે જ. આ અગત્યની વાત એક પત્ર હતો અને તે પત્ર પદ્માવતીએ નવકુમારના હાથમાં મૂક્યો હતો. તે પત્ર વાંચીને નવકુમાર આશ્ચર્યમાં ગરકાવ બની ગયો હતો અને તે સંબંધી પછીથી નિર્ણય કરીશું એમ તેણે પદ્માવતીને જણાવેલું હતું. આ પત્ર પણ તેની ચિંતાનું કારણ થઇ પડેલો હતો. તે પત્ર તેણે બે ત્રણ વાર આજ રાતના વાંચી જોયો હતો. પણ તેને તેટલાથી સંતોષ ન થતાં અત્યારે નિંદ્રા ન આવવાથી ફરી પાછો તે પત્ર કાઢીને વાંચ્યો. પત્ર નીચે પ્રમાણે હતો:—

" શહેનશાહ જહાંગીર બહાદુર તરફથી, બન્દો બન્દગી બજા-

લાવીને અર્જ ગુજારે છે કે નામદાર શહેનશાહને આપની મુલાકાત કદી પણ થઇ નથી છતાં પણ જહાંપનાહ આજથી આપને પોતાના જાની દોસ્ત સમજશે. અગર આપ તેનું કારણ જાણવા ઈચ્છતા હશો તો તે આપને પછીથી જણાશે. અત્યારે હાલ તુરત તો શહેનશાહ દોસ્તીના હકમાં મહોબતની નિશાની તરિકે આપને એક લાખની જાગીર આપવા ઇચ્છે છે, અને તેમ કરવા મને ફરમાન મળ્યું છે. આ જાગીરથી આપને દર વર્ષે એક લાખ રૂપિયાની આમદાની થશે. આપ તે કાર્યમાં આપની રજામંદી જાહેર કરશો તો બાદશાહ બહુ ખુશ થશે. બાદશાહ આપના સમાચાર વખતોવખત મળવાથી ઘણા રાજી થશે. બાદશાહ સલામતને આપના સમાચાર જાણવાની ખાસ ખ્વાહીશ છે એટલે આપ વારંવાર કાગળપત્રો લખતા રહેશો એવું જહાંપનાહ ઇચ્છે છે. ખુદાની ફજલથી જહાંપનાહ બડી મજામાં છે, અને ઘણી જલદીથી તેઓ આપને પત્ર લખશે. પત્રનો જવાબ લખવા મહિરબાની કરવી. તારિખ ૨૯ મી રમજાન.

" આપનો ફર્માબરદાર
" ગ્યાસુદ્દીનખાં.* "

પત્ર ઉપર નવકુમારે બહુ બહુ વિચાર કર્યો પણ જેમ જેમ તે વિચાર કરતો ગયો તેમ તેમ તેના આશ્ચર્યની અવધિ થતી ગઇ. નવકુમાર એક સામાન્ય માણસ હતો અને જહાંગીર ભરતખંડનો શહેનશાહ. એ બે વચ્ચે મૈત્રિસંબંધ ! એ વાત જ કેવી નવાઈ જેવી લાગતી હતી ? જાણે સીંહ અને બકરા વચ્ચે ભાઇબંધી ! ધર્મ, જાતિ, આચાર, માન, મરતબો, મોભો, સંપત્તિ, ક્ષમતા, ઐશ્વર્ય,

* હિંદુસ્તાનના ઇતિહાસથી વાકેફગાર અમારા સર્વ વાચકોને ખબર હશે કે આ ગ્યાસુદ્દીનખાં જહાંગીરનો મુખ્ય મંત્રી હતો, અને તે જગત્ પ્રસિદ્ધ નુરજહાંનો પિતા, એટલે કે શહેનશાહ જહાંગીરનો સસરો હતો.

સમૃદ્ધિ એ સર્વ વચ્ચે બન્નેમાં આસમાન જમીનનો તફાવત. એક ઉત્તર બાજુએ તો બીજો બરાબર દક્ષિણ બાજુએ. તેમની વચ્ચે દોસ્તીનો દાવો ! શું નશિબનાં પણ નખરાં હતાં ! પણ તેનું કારણ ? શા માટે શહેનશાહ જહાંગીર તેના જેવા મુફલીસ બ્રાહ્મણની સાથે દોસ્તી રાખવા ઇચ્છતો હતો અને શા માટે તેણે આવડી મોટી જાગીરની તેને બક્ષિસ કરી હતી ? નવકુમાર પદ્માવતીનું પૂર્વ વૃત્તાંત સર્વ જાણતો હતો અને લુતફુન્નિસાના લાડકા નામ તળે આગ્રા અને દીલ્હીમાં તેણીએ મચાવેલા તનમનાટની તમામ વાત પદ્માવતીએ તેને કહી દીધી હતી. જહાંગીર સાથેનો પદ્માવતીનો એક વખત કેવો સંબંધ હતો તે પણ નવકુમાર જાણતો હતો. એટલું જ નહિ પણ નવકુમારને પદ્માવતીએ હાલ થોડાક વખત ઉપર આગ્રા જઇ શહેનશાહ જહાંગીર સાથે કેવી રીતે મુલાકાત કરી હતી અને તેનું શું પરિણામ આવ્યું હતું તે સર્વ પણ એક અક્ષર પણ છુપાવ્યા સિવાય કહી બતાવ્યું હતું. આ કારણથી નવકુમારને કારણ શોધતાં સ્હેજ પણ મુશ્કેલી નડી નહિ. તે સમજી ગયો કે પદ્માવતીની યાદને ખાતર શહેનશાહ જહાંગીર અત્યારે પોતાને આવી ઉદાર લાગણી કરી રહ્યો હતો. આ લાગણીને લીધે તેના મનમાં સુખ અને સંતોષ ઉપજ્યો કે કેમ તે તો અમે નથી કહી શકતા. આખર કરેને નવકુમાર માણસ જ હતો. પણ તેને જહાંગીરને માટે માન તો ઉપજ્યું એમાં તો શક નથી.

ભલા વાંચનારા તટસ્થ દૃષ્ટિએ જરાક વિચાર કરી જુઓ. પદ્માવતી ઉપર જહાંગીર જીવજાનથી કુરબાન હતો. તેને હદથી જાદા તે એક વખતે ચહાતો હતો. તે પદ્માવતી જ્યારે બીજે માર્ગે વળવા મંડી ત્યારે આ ભલા આશકે તેને અનીતિના ભ્રષ્ટ પથમાં એક પળ પણ રાખવા વિશેષ દબાણ ન કર્યું. તેને તેનો માર્ગ લેવા દીધો. એટલું જ નહિ પણ પોતાની એક વખતની પ્રાણથી પણ અધિક પ્રિયતમાનું ભવિષ્યમાં ભલું કેમ થાય તેનો તેણે પ્રયત્ન કરવા

માંડયો. પદ્માનો વિયોગ તો તેને સાલતો જ હતો, અને પદ્મા અન્યના હાથમાં જઈ પડે એ તેને ગમતું તો નહોતું જ, છતાં પણ તે સંબંધે તેને ઈર્ષા નહોતી ઉપજી. એટલું જ નહિ પણ પોતાની પ્રિયતમાના પતિને તે પોતાનો દોસ્ત સમજવા લાગ્યો હતો અને તેના તરફ બની શકતી દરેક ઉદારતા દેખાડવા તે પ્રયત્ન કરતો હતો. વાચક! તમે તમારે મનમાં જે લાગે તે અભિપ્રાય બાંધવાને મુખત્યાર છો પણ હું તો જણાવું છું કે શહેનશાહ જહાંગીરે જે પગલું ભર્યું તે અતિ ઉત્તમ હતું, અને તેની સ્થિતિમાં મૂકાયલો માણસ એથી વધારે સારૂં પગલું ભરી શકે નહિ. એ બે વચ્ચે કાંઇ ન્યાયપુરઃસરની અને યોગ્ય મહોબત નહોતી. પણ જેવા પ્રકારની મહોબત હતી તેવા પ્રકારની મહોબતની યાદને ખાતર પણ તેણે જે કર્યું તે ખરેખર પ્રસંશનીય હતું. મહોબત તે એનું નામ. બાકી પોતાના હાથમાંથી જતી રહેલી વસ્તુને ખાતર બળી જળીને ખાખ થનારા અને તે વસ્તુને તથા તે વસ્તુનો ઉપભોગ કરનારને દરેક પ્રકારે હેરાન કરનાર અટકમીઓનો તો આ દુનિયામાં કયાં તોટો છે? અસ્તુ!

નવકુમારે બહુ વિચાર કર્યો પણ આ ઉદાર માગણીનો તેણે સ્વિકાર કરવો જોઇએ કે કેમ તેનો તે નિર્ણય કરી શકયો નહિ. આવી રીતે ત્રણ ત્રણ પ્રકારના જુદા જુદા વિચારોના વમળમાં ગુંથાયલા માટે નિંદ્રા તે કયાંથી હોય? આથી તે શય્યામાં ઉંઘને માટે તરફડીયાં મારતો જાગતો પડી રહ્યો હતો. શય્યા એ ચિંતાનું જાણે ઘર છે. જેમને ચિંતાની સતાવણીનો અનુભવ થયો હશે તેઓ જાણતા હશે કે જ્યારે આદમી રાત્રે નિંદ્રાની પ્રતીક્ષામાં સુતો સુતો તરફડિયાં મારે છે ત્યારે રાક્ષસી ચિંતા તેને તે વેળાએ બહુ દુઃખ આપે છે.

આવી રીતે નવકુમાર જ્યારે ચિંતા અને વિચારના વમળમાં વીંટાયલો પડયો હતો ત્યારે અચાનક બહારથી તેને કોઇ પોકારતું

હોય એવો અવાજ તેના કાને અથડાયો અને નવાઇની વાત તો એ હતી કે તે અવાજ પણ તેને પરિચિત લાગ્યો. આવડી મોડી રાતે તેને અહીં કોણ બોલાવતું હતું? તે ચમક્યો, આસ્તેથી બેઠો થયો અને કાન માંડીને સાંભળવા લાગ્યો કે આ તેના મગજની ખાલી ભ્રમણા હતી કે સત્ય ઘટના હતી? ફરીથી તેનું નામ દઇને તેને કોઇ બોલાવતું હોય એવો સાદ આવ્યો. આ વખતે તે અવાજ ઓળખી ગયો. આજે જાણે આશ્ચર્યનો આભ ફાટયો હતો.

તે લથડતા પગે ઉતાવળો ઉતાવળો નીચે ઉતર્યો અને આવનાર વ્યક્તિને ભેટી પડીને બોલ્યો,–" કોણ ? ઉમાપતિ ?"

"હા! હું જ ઉમાપતિ"

બન્ને મિત્રો અત્યંત સ્નેહથી એક બીજાને ભેટયા.

\+ + + + + ÷

સબુર કરો, વાચકો. કાલ સવારે તો ઉમાપતિની શોધમાં નવકુમાર જવાનો હતો. ઉમાપતિ મુક્તકેશી ઉપર મોહી પડેલા પેલા બદમાસોના હાથમાં કેદ સપડાયલો હતો એ આપણે જાણીએ છિએ. ત્યારે તે અત્યારે અહીં ક્યાંથી ? એ જાણવાની જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. એટલે આપણે આપણી વાર્તામાં આગળ વધતાં પહેલાં ઉમાપતિની કેદખાનામાં શી અવસ્થા થઈ તથા તે શી રીતે છુટયો તે સર્વ પહેલાં જાણી લઇએ. પદ્માવતીનું સુખ કાયમ રહ્યું કે કેમ ? એ સર્વ પણ જાણવા જેવી બાબતો છે. એ સર્વ જાણવાને માટે તમારે થોડીક ધીરજ ધરવી પડશે. આ કારણે આપણે આ પ્રકરણની તેમ જ આ ચતુર્થ ખંડની અંતે જ સમાપ્તિ કરી પાંચમા ખંડમાં એ તમામ હકીકત જોઇશું. અસ્તુ.

# પ્રકરણ ૧ લું.

## કેદખાનામાં.

" जातः सूर्यकुले पिता दशरथः क्षीणीभुजामग्रणीः ।
सीता सत्यपरायणा प्रणयिनी यस्यानुजोलक्ष्मणः ॥
दोर्दण्डेन समो न चास्ति भुवने प्रत्यक्ष विष्णुः स्वयम् ।
रामो येन विडम्बितोऽपि विधिना चान्ये परे का कथा ॥"

---महानाटकम् ।

ઉમા પતિને બાંધીને ધોધમાર વરસાદમાં પેલા બદમાસો ઉપાડી ગયા ત્યારપછી તેની શી ગતિ થઈ તે હવે આપણે જરાક જોઇએ. ઉમાપતિએ જાણ્યું કે હવે બળજોરી કરવામાં કાંઇ જ માલ નથી. એટલે તેણે તેમના પંજામાંથી છૂટવાને માટે તત્કાળક કાંઇ પણ ઉપાય ન કર્યો અને તે શાંત પડી રહ્યો. કેટલી વાર સુધી તેઓ તેને ઉચકીને લઇ ગયા, ક્યાં લઇ ગયા, અને ક્યાં લઇ જવાના છે તે રાત્રિના ઘોર અંધકાર અને મુશળધાર વરસાદમાં ઉમાપતિ કાંઇ જ નક્કિ કરી શક્યો નહિ. તેના મનની આ વખતે કેવી હાલત હતી તેનું બ્યાન કરવું અશક્ય છે. હવે આ પિશાચોના હાથમાંથી કોઈ પણ પ્રયાસે છુટવું એ હાલને માટે તો અસંભવ જ હતું. તેઓ તેના ઉપર કેવા પ્રકારે વેર લેશે ? તેની શી દશા થશે ? અને તે સર્વથી વધારે ચિંતાનો વિષય તો એ હતો કે મુક્તકેશીનું શું ? તેને હવે ક્યારે મળાશે ? એ સર્વ નિરાશાઓના આવેગથી તેનું મન આકુળવ્યાકુળ થવા લાગ્યું, અને હરેક પ્રકારની દુશ્ચિન્તાઓએ તેના મગજને ઘેરી લીધું.

જંગલમાંથી લઈ જતાં વચમાં વચમાં ઉમાપતિના દેહને ઝાડનાં પાંદડાં ડાળખાં વિગેરે અડકતાં હતાં એ ઉપરથી તે સમજી ગયો કે તે લોકો તેને જંગલમાથી લઈ જાય છે. આવી રીતે મોડી રાત સુધી તેને ઉંચકીને લઈ ગયા બાદ તેઓ એક જગ્યાએ આવી પહોંચ્યા, અને ત્યાં આવીને તેઓએ ઉમાપતિને ખાંધ ઉપરથી નીચે ઉતાર્યો. ઉતાર્યા બાદ મુક્તકેશી ઉપર હુમલો કરનાર પિશાચ કરડા અવાજે પોતાના સાથીઓને ફરમાવતો બોલ્યો, "સાંભળો; આજ આને આ જ ઘરમાં રાખો. આવતી કાલે એનું જે કરવાનું હશે તે કરીશું, રાત પણ બહુ વહી ગઇ છે, હવે તમે સુઇ જાઓ. આનું મ્હોં છોડી નાખો. હવે મ્હોંમાં ડુચો રાખવાની જરૂર નથી કારણ તે જરાક પણ ચીસ પાડવાનો પ્રયત્ન કરશે તો તે જ વખતે તેનું ગળું કાપી નાખીશું એટલે પીડા પતી."

ઉમાપતિ સમજી ગયો કે આ બદમાસોનો અડ્ડો હોવો જોઇએ. ઘરનું તાળું ખોલીને ઉમાપતિને અંદર ધકેલવામાં આવ્યો. તેના મ્હોંમાંથી ડુચો કાઢી નાખવામાં આવ્યો. ડુચાને લીધે તે બહુ અકળાલો હતો અને શ્વાસ પણ મહા મુસ્કેલીએ લઇ શકતો હતો. ડુચો નીકળી જવાથી તેના જીવને કરાર વળ્યો અને તે શાંતિથી શ્વાસ લેવા લાગ્યો. થોડી વારમાં તેને પકડનારા લોકો ત્યાંથી જવા લાગ્યા. તેમાંના એકને સંબોધીને ઉમાપતિ બોલ્યો, "આ જગ્યાનું નામ શું છે?"

તે ગર્જના કરીને બોલી ઉઠયો,–"તેનું તારે કામ શું છે?"

ઉમાપતિ—"મને આવી રીતે અહીં ઉપાડી લાવવાનું શું કારણ છે તે મારે જાણવું છે."

"જેના હુકમથી તને અહીં બાંધીને લાવવામાં આવ્યો છે તેને જ પુછજે."

"તે કોણ છે?"

"અમારો સરદાર છે."

"તમારા સરદારનું શું નામ?"

"તેનું નામ તું નથી જાણતો? નવાઈની જ વાત. આ બાજુના પ્રદેશમાં તેનું નામ કોણ નથી જાણતું? તું ક્યાં રહે છે?"

"હું સમગ્રામમાં રહું છું."

"ત્યારે એ ગામમાં તો એવો કોઈ પણ નથી કે જે અમારા સરદારનું નામ ન જાણતો હોય."

"પણ ભલા આદમી! મેં તમારા સરદારને જોયો નથી. તેમ જ તેનું નામ તમે કહેતા નથી. ત્યારે હું જાણું તે કેવી રીતે? નામ બતાવો તો હું જાણું કે હું તેને ઓળખું છું કે નહિ."

"નામ નથી જાણતો ત્યારે લે હું તને કહું છું. અમારા સરદારનું નામ રહીમ છે. તેનું નામ જે ન જાણતો હોય તે હજુ દુનિયામાં જન્મ્યો જ નથી એમ અમે તો માનીએ છિએ."

નામ સાંભળતાં જ ઉમાપતિએ કપાળ કુટયું. તેની બધી આશાઓનો છેડો આવ્યો અને તેની ચોક્કસ ખાત્રી થઈ ગઈ કે હવે મોત સિવાય બીજો કોઈ ઉપાય રહેલો નથી. તે વિચાર કરવા લાગ્યો,—"હાય! છુટકારાની તમામ આશા સાતડેસાત થઈ ગઈ. દુરાત્મા ડાકુ રહીમ! અરરરર! હું એના ફંદામાં ફસાઈ ગયો છું! મોતના હાથમાંથી છટકવું સ્હેલ પણ આ દુષ્ટના સકંજામાંથી છુટવું મુશ્કેલ છે."

આપણે જે વખતની વાત કરીએ છિએ તે વખતે હિંદુસ્તાનમાં ડાકુઓ/લુટારાઓનો ભય ઘણો ભારે હતો. ઠગ અને પીંઢારા લોકોનાં નામ સાંભળી રૈયત થરથર કંપતી હતી. કદાચ અમારા કોઈ વાચક

તેમના અતિશય વૃદ્ધ પૂર્વજોના મ્હોંએથી આ બહારવટીઆઓની વાત સાંભળી હશે. ઠગ લોકોનો નાશ લૉર્ડ વિલિયમ બેન્ટીકે અને પીંઢારાઓનો નાશ લૉર્ડ હેસ્ટિંગ્સે કર્યો ત્યાં સુધી આ લોકોના ત્રાસની હદ વળી ગઇ હતી. તેમાં પણ બંગાળા તો અત્યારે પણ હથિયારબંધ ધાડપાડુઓ માટે પંકાયલું છે. તે વખતે બહારવટીઆઓ નાની મોટી ટોળીમાં રહેતા અને તેમનો હમેશાં એક સરદાર રહેતો. તે સરદારના હુકમને તેઓ માન આપતા, અને લૂટ પૈકી અમુક ભાગ સરદારનો, અમુક ભાગ માતાજીનો, અમુક અનામત રાખી મૂકવાનો, અને બાકીનો તેઓ વચ્ચે વહેંચી લેવાનો એવી સરત હતી. તેઓ હમેશાં ન્હાની ન્હાની ટોળીઓમાં રહેતા કે જેથી તેમનામાંનો કોઈ પકડાઇ જાય અથવા મુશીબતમાં આવી પડે તો બીજાઓ તેનો છુટકારો કરાવવાની યોજના કરતા હતા. આવી જ રીતે રહીમનું પણ એક મોટું ટોળું હતું. બંગાળામાં આ બહારવટીયાના સરદારે એવો ભયાનક ત્રાસ વરતાવ્યો હતો કે તેના નામથી જ લોકો કંપી ઉઠતા હતા. બંગાળામાં એ વખતે એક પણ જગ્યા એવી નહિ હોય કે જ્યાં રહીમના અત્યાચારમાંથી રૈયત મુક્ત રહી હોય. સરકારે પણ રૈયતને રાહત આપવાને અને રહીમના દળનો નાશ કરવાને માટે કાંઈ ઓછા પ્રયત્નો નહોતા કર્યા. પણ અત્યાર-સુધીના તેના તમામ પ્રયત્નો નિષ્ફળ નિવડયા હતા. આમ થવાનું મુખ્ય કારણ એ હતું કે રહીમ હમેશાં એક જ જગ્યાએ નહોતો રહેતો પણ ભમતા ભૂતની માફક ઘડીકમાં તે આ ગામમાં તો ઘડીકમાં વળી કોઈ બીજા જ ઠેકાણે દેખા દેતો. આથી તેને પકડવાનું કામ ઘણું મુશ્કેલીભરેલું થઇ પડયું હતું અને રહીમનું નામ સાંભળતાં જ લોકોનાં ગાત્ર ગળી જતાં હતાં.

ઉમાપતિની ખાત્રિ થઈ કે તેણે એક એવા આદમી સાથે વેર બાંધ્યું છે કે જેના હાથથી છુટકારો મેળવવાની આશા સ્વપ્નવત્ છે. તેણે પોતાને જે કોટડીમાં પુરવામાં આવ્યો હતો તેમાં આજુબાજુ

નજર કરી પણ તેને કાંઈપણ જણાયું નહિ. તેને કેદ કરવાવાળાઓ તો કોટડીને બહારથી તાળું લગાવી ક્યારના જતા રહ્યા હતા. અંધારામાં તેને કાંઈ પણ દેખાયું નહિ. એક બાંકામાંથી હવા આવતી હતી. તે સિવાય ત્યાં બીજી કાંઇ પણ જાળી કે બારણું નહોતું. " હા ભગવાન ! " એમ કહીને ઉમાપતિ ત્યાં જ ધરણી પર મૂર્છિત થઈને ઢળી પડયો.

---

## પ્રકરણ ૨ જું

### રહીમ સાથે મેળાપ.

" He is the rock;-the oak, not to be windshaken "
Shakespeare.

ઉષાનો પ્રારંભ થતાં અરણ્યમાં જે અપૂર્વ શોભા થઇ રહે છે તે અમારા કેટલા વાચકોએ નહિ જોઈ હોય ? તેનું વર્ણન તે કેમ કરવું, કેટલું કરવું અને કેવી રીતે કરવું ? આ એક વાતોનું પુસ્તક હોવાથી અમે વધારે નથી લખી શકતા. નહિ તો આવા અનુપમ સૌંદર્યનું વર્ણન કરતાં પાનાં ભરાય તો પણ લખવું તો અપૂર્ણ જ રહે. જેણે આવી મનોહર શોભા જોવાનો અવકાશ મળ્યાં છતાં તેનું અવલોકન ન કર્યું તેની આંખો નકામી જ છે, એમ અમે તો કહીશું.

જંગલમાં ઉમાપતિને જે કોટડીમાં કેદ કર્યો હતો તે કોટડીવાળા ઘરમાં સુતેલા બહારવટીઆઓ એક પછી એક પ્રભાત થવાથી જાગ્યા. ધીમે ધીમે તડકો પણ નીકળ્યો અને પક્ષીઓ કલરવ કરી જંગલને

આનંદમય કરવા લાગ્યાં. સર્વ બહારવટીઆઓ પ્રાતઃક્રિયા વિગેરે કરી પરવાર્યા બાદ તેમના સરદાર રહીમે ઘરની બહાર જંગલમાં એક ઝાડની છાયા નીચે બધા બહારવટીઆઓને એકઠા કર્યા. બહારવટીઆ-ઓની સંખ્યા આશરે વીસથી ઓછી તો ન જ હશે.

રહીમ તેમને સંબોધીને બોલ્યો,—" ભાઇઓ! હવે અહીં વધારે વિલમ્બ કરવાથી આપણા ઉપર આપત્તિ આવી પડવાનો ભય છે. મારો તો એવો મનસુબો છે કે આપણે હવે આજે જ આપણો મુકામ અહીંથી ઉપાડવો જોઇએ. તમારા બધાનો શો વિચાર છે તે જણાવો."

બધા એકી સાથે બોલી ઉઠયા,—" તમારી ઇચ્છા તે અમારી ઇચ્છા. જગદમ્બાની જય બોલાવીને ચાલો આપણે અહીંથી કુચ કરી જઇએ."

રહીમ ફરીથી બોલ્યો,—" આપણું એક કામ બાકી રહી જાય છે. ગઈ કાલે જે છોકરાને આપણે પકડી લાવ્યા છીએ તેણે મારી કેટલી બેઇજ્જત કરી છે તે સર્વ મેં તમને જણાવેલું છે. મારૂં સુંદર ઇનામ—મુક્તકેશી—આ માણસ છીની ગયો છે. મારી અને તે છોકરીની વચ્ચે તે કવાબમાં હાડકા મીસાલ થઇને આપણને નડયો છે એટલું જ નહિ પણ ઝાડ સાથે મને ટચકચાવીને બાંધીને એણે મને ભારે તકલીફ આપી છે. ભાઇઓ! તમારા સરદારનું અપમાન તે તમારૂં પણ અપમાન છે એમ તમારે સમજવું જોઇએ અને તે તમે સારી રીતે સમજો છો તેથી હું ઘણો ખુશ છું. આ કારણોને લઇને તેને આજે જ અહીંયાં કતલ કરી નાખો, પછી આપણે બીજે સ્થળે જઇશું. માટે એને અહીં પકડીને લઈ આવો. ઉસમાન! તું અને સુધીર બન્ને જણા છરાની ધાર તૈયાર કરી રાખો એટલે એ આવે કે તરત જ એને આપણે ખતમ કરી નાખીએ."

બધાઓએ આ કાર્યમાં ડોકું હલાવી સમ્મતિ આપી માત્ર એક

જ માણસને આ વાત પસંદ પડી નહિ. ત્રણ જણા ઉમાપતિને લેવા માટે ચાલ્યા. આ બાજુ રહીમ તે માણસને ઉદ્દેશીને બોલ્યો,–"દિલાવર ! તું કેમ કાંઈ બોલતો નથી ? મને લાગે છે કે તને આ રીત પસંદ પડતી નથી. તારી પોતાની શી ઇચ્છા છે તે મને જણાવ."

દિલાવર,–" એ કેવી વાત, સરદાર ? તમારા કરતાં તે મારી ઇચ્છા ઉલટી હોય ? "

રહીમ,–" હાં દિલાવર ! તું એવી વાત કેમ કરી રહ્યો છે ? જ્યારથી તું આપણા દળમાં સામેલ થયો છે ત્યારથી તારી વાતને હું હમેશાં કેટલું વજન આપતો આવેલો છું તે તારી જાણ બહાર તો નથી જ. આજ તારો ચ્હેરો જોતાં લાગે છે કે તેં કાંઇ બીજો જ વિચાર કરેલો છે. તારી શી ઇચ્છા છે તે મને કહે "

અત્રે જણાવવું જોઈએ કે બહારવટીઆઓનો સરદાર દિલાવર ઉપર બહુ પ્રેમ રાખતો હતો અને તેને બહુ બુદ્ધિમાન ગણતો હતો. આ કારણથી તેની સલાહને તે હમેશાં ઘણું વજન આપતો હતો. આ જ કારણથી આજે તે દિલાવર શું કહેવા માગે છે, તે જાણવા આતુર બન્યો હતો.

એટલામાં બહારવટીઆઓ ઉમાપતિને લઇને ત્યાં આગળ આવી પહોંચ્યા. ઉમાપતિનો ચ્હેરો ગંભીર, શાંત, ભય વગરનો અને બેપરવા હતો, પોતાના માથાના વીખરાયલા વાળ હલાવીને તે એક પ્રતિસ્પર્ધી માફક માથું ઉંચું કરી રહીમ સામું ક્રોધથી જોઇ રહ્યો. તેના માથા ઉપર જે ભયાનક આપત્તિનું વાદળ ઝઝુમી રહેલું હતું તે વખતે તેનો આવા પ્રકારનો રૂવાબ તેની સામે જોનારને આશ્ચર્ય અને આનંદમાં ગરકાવ કરી દેતો હતો. તે કોઇના તરફ જોતો ન હતો. તેના ચ્હેરા ઉપર વિરક્તિની છાયા છવાઈ રહેલી જણાતી હતી. તેના મગજમાં

અત્યારે શા વિચાર ચાલતા હશે તે તો અમે કેમ કહી શકીએ, પણ એટલું તો ખરૂં કે ભય તો તેને મુદ્દલ જ નહે તો જણાતો.

રહીમ કરડી આંખ કરીને તેના સામું જોઇને ગુસ્સાથી ગરજીને બોલ્યો,–" હરામખોર ! પાજી ! શો તારો મિજાજ ! જાણે ભાઈ સાસરે પરણવા આવ્યા છો ? આ કાંઇ તારા બાપનું ઘર નથી. દુર્ગા દેવીનું નામ લઈ લે. તારી છેવટની વેળા હવે આવી પહોંચી છે. જો ! જો ! આ બે જણાઓ છરાની ધાર કાઢી રહ્યા છે. તારી ગરદનમાં મારે હાથે જ તે છરાઓ હુલાવી દઇને મારૂં વેર વાળીશ અને તને બતાવી દઇશ કે બહારવટીઆઓના સરદાર રહીમ સાથે વેર બાંધવાનું કામ સહેલ નથી. કાફર ! આપણામાં 'બાલસેં ખ્યાલ, બડાસેં વિરોધ, અગોચર નારીસેં ના હસનાં,' એ કહેવત છે તે તને માલુમ નથી ? તેં મારી સાથે જે વેર બાંધ્યું છે તેનો શો નતીજો મળશે તે તને હમણાં બતાવી દઉં છું."

પહેલાંની જ પ્રમાણે શાંત અને ગંભીર રીતે માથું ઉંચકીને નિડર અવાજે ઉમાપતિએ જવાબ આપ્યો,–" રહીમ ! ધન્ય છે તારી હિમ્મતને, સાબાશ છે તારી સરદારીને અને આફ્રીન છે તારી વેર લેવાની હીકમતને ! એક યુવાન, ભોળી નિર્દોષ બ્રાહ્મણકન્યા ઉપર પિશાચની માફક બળાત્કાર કરી તે છોકરીને તેની જીંદગીથી ઉખેડી નાખવાની તૈયારીમાં તું હતો તે વેળાએ મેં મારી જાતની જ એક છોકરીને સહાય કરી તે મેં તારી સાથે વેર બાંધ્યું, કેમ ? તારા જેવા પિશાચથી હું ડરી જવાનો, કેમ ? રહીમ ! ઠગ અને બહારવટીઆ લોકો લૂટ કરશે, ધાડ પાડશે, લોકોને રીબાવી રીબાવીને મારશે, પણ સ્ત્રી ઉપર અત્યાચાર, બળાત્કાર, અને જુલમ નહિ કરે. સ્ત્રીહત્યાનું મહા ભયાનક કાર્ય પણ તેઓ નહિ કરે. તમારી જાતનો એ નિયમ છતાં તેં બહારવટીઆઓના કાયદાનો ભંગ કર્યો છે. માતાજીએ તેનો તરત જ તને બદલો આપ્યો અને તે નિર્દોષ બાલિકાને તારા ઝાલીમ

દસ્તામાંથી મુક્ત કરી. તે પછી લાંબે વખતે અંધારી રાતે, વરસાદ પડતો હતો તેવા વખતે તારા હથિયાર વગરના અને એકલા આદમીને તું તારા સાથીદારોની મદદથી પકડી લાવ્યો, અને આજે મને મારી નાખીને તું તારૂં પુરાણું વેર લેવા તૈયાર થયો છે. તેમાં તેં શો મોટો વાઘ માર્યો? તારી કયી બહાદુરી ઉપર તુ મલકાય છે? રહીમ! હથિયાર વગરના કચકચાવીને હાથ બાંધેલા એક અસહાય કેદી ઉપર તું ધીટકાર વરસાવી મનમાં મલકાય છે. પણ જરા મારા બંધ છોડ, મારા હાથમાં હથિયાર આપ, અને પછી મારા સામું વેર લેવા તૈયાર થા. તારા આટલા બધા મદદગારો છે, અને હું એકલો છું; છતાં જરાક જોઈ લે મારો ઝપાટો કે મણુની છ પાંચશેરીઓ કેમ થાય છે? હું મરીશ પણ તારો અને તારી ટોળકીનો કચરઘાણ કાઢયા સિવાય તો નહિ જ. પાપી! દુરાચારી! તેં તારા ધંધાના કાયદા કાનુનોનો ભંગ કરીને એક કાચી કુમારી છોકરી ઉપર બળાત્કાર કર્યો છે. તું મને જે અપમાન અને અપશબ્દો બોલે છે તે સર્વ તને લાગુ પડે છે. મેં તો મારી ફરજ બજાવવા સિવાય તારી સાથે વેર બાંધવા જેવું કશું જ કર્યું નથી. છતાં તું એમ માની બેઠો હોય કે મેં તારી સાથે વેર બાંધ્યું છે, અને એક બાયલાની માફક આવી જ રીતે તું મને મારી નાખવા ઇચ્છતો હોય તો ચલાવ તારી તેજીલી તલવાર! હું તૈયાર ઉભેલો છું. તારી છરી મારી છાતીમાં હુલાવી દે. હું જરાક પણ આનાકાની કરતો નથી. હું તો માતાજીની ભક્તિ સદા કરતો જ આવેલો છું. મેં મારી જીંદગીમાં કાંઇ પણ કલંકિત કામો નથી કર્યાં કે જે માટે મારે ઇશ્વરની માફી માગવાની હોય. તે સર્વ તો તારા સરખા દુરાચારી અને દુષ્ટને માટે છે. તારા જેવા વ્યંઢળ પાસેથી દયાની આશા રાખવી એ હાથે કરીને મૂરખ બનવા જેવું છે. ચલાવી દે! અને તારી બહાદુરી બતાવી દે!"

રહીમ ગુસ્સે થઇને બોલ્યો,—"કાફર! તું અમારી મહેરબાની

નથી ઇચ્છતો તો તારા પર મહેરબાની બતાવે છે કોણ? હમણાં જ જોઈ લેજે કે તારી આ તડતડ જવાબ આપતી જીભડીની શી દશા થાય છે."

ઉમાપતિ,—રહીમ! મોત તો નક્કિ છે. પણ તારા જેવાના હાથે સારી રીતના મોતની તે કેમ આશા રખાય ? હું નિઃસહાય અને હાથપગથી બંધાયલો છું. આમ હોવાથી તુ જેવો અત્યાચાર કરવા ધારીશ તેવો કરી શકીશ. મને તો હમણાં તુ મારી નાખીશ. તને હાલ કોઈ પૂછનાર નથી. પણ એક દિવસે તો તારે તારાં કૃત્યોનો જવાબ દેવો જ પડશે. જો અત્યારે તારી સમક્ષ ન્યાય નથી તો ઇશ્વરનો ન્યાયનો દરબાર ઉઘાડો છે."

રહીમ,—"ઇશ્વર! તમારા કાફર લોકોનો ઇશ્વર! પત્થરનાં પૂતળાંમાં ઇશ્વર ક્યાં ભરાયો છે? એ પૂતળાંઓને તો હું લાત લગાવું છું. તારાં પૂતળાંની મને શી તુમા છે?"

ઉમાપતિ,—"રહીમ! હવે બસ થયું. શામાટે આમ વિનાકારણનો બકવાદ કરે છે? હિંદુ અને મુસલમીનો બહુ લડયા. એક બીજાએ એકબીજાને બહુ રંજાડયા. હિંદની અર્ધી સંપત્તિનો નાશ થઈ ગયો. હવે તો બસ થવા દો. રામ અને રહેમાન એક છે. ઇશ્વર અને ખુદામાં ભેદ નથી. ફક્ત આપણે જુદી જુદી રીતે માનીએ છિએ એટલો જ ફેર. રહીમ! પોતાના જાતભાઇઓને ઉંચા ઉંચા હોદ્દા આપી અન્યાયી હોય તો પણ જાતભાઈઓનો પક્ષ કરનાર પક્ષપાતી અને ધર્માંધ મુસલમાન રાજકર્તાનું આ રાજ્ય અત્યારે નથી પણ હિંદુ મુસલમીનની એકતાના તારો ઝણઝણાવનાર દીર્ઘદર્શી સમ્રાટ અકબરના પરમપ્રિય હિંદુ-મુસલમીન એકતાના ફળરૂપ અને તેના જ પગલે ચાલનાર શહેનશાહ જહાંગીરનું રાજ્ય છે. તુ ભલે અમારા

ધર્મરાજાના દરબારમાં ન માને. પણ તારે માટે પણ એક દિવસે કયામતનો રોજ તો નિર્માણ થઈ જ ચુકેલો છે."

રહીમે બહુવાર સુધી વિચાર કર્યો. પછી તે કાંઈક નરમ પડીને બોલ્યો,—"જો, કેટલાંક ખાસ કારણોને લીધે આજનો દિવસ તારી જીંદગી બચાવવામાં આવે છે. આવતી કાલે તારો જાન લેવામાં આવશે. તારા કીસમતમાં એક જ દિવસ હવે જીવવાનું લખેલું છે. ત્યાં સુધી તારા ઈશ્વરની પેટ ભરીને ભક્તિ કરી લે, અને આવતી કાલે મરવાને માટે તૈયાર થઈ જજે."

એમ બોલીને રહીમે પોતાના અનુચરોને ઉમાપતિને ફરીથી અસલની જગ્યાએ કેદ કરી દેવાનો હુકમ આપ્યો. તેઓ ઉમાપતિને લઈ ગયા. રહીમ લાંબો વખત સુધી દિલાવરની સાથે વાતોચીતો કરવામાં રોકાયો.

## પ્રકરણ ૩ જું.

### મુક્તિ.

"He is truly valiant that can wisely suffer.
"The worst that man can breathe."

—Shakespeare.

"He Conquers who endures."

विपदि धैर्यमथाभ्युदये क्षमा ।

\+ \+ \+ \+

\+ \+ \+ \+

प्रकृतिसिद्ध मिदं हि महात्मनाम् ॥

—हितोपदेशः ।

" પ્રભુને ગમે તે સમે સૌ સહેવું,
" સદા રાજી રાજી હ્રદેમાં રહેવું;
" કદી હેબકી હામ હૈયે ન હારો,
" ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો."

—કવિ દલપતરામ ડાહ્યાભાઈ.

બુ હારવટીયાઓ ફરીથી ઉમાપતિને અસલની જગ્યાએ સંભાળપુર્વક કેદ કરી તેના માટે ખાવાપીવાનો બંદોબસ્ત કરી ત્યાંથી બહાર આવ્યા. બિચારા ઉમાપતિના હાથપગ ફરીથી મજબુત બાંધી દેવામાં આવ્યા હતા. દિવસના થોડા ઘણા અજવાળામાં ઉમાપતિએ જોયું કે જે જગ્યાએ તેને કેદ કરવામાં આવ્યો હતો તે જગ્યા એક ભાગ્યુંતુટયું દેવમંદિર હતું. તે ઠેકાણે વચમાં એક નાનકડી શિવલિંગની સ્થાપના કરેલી હતી. અંદર આવવાનો માર્ગ માત્ર એક બારણા વાટે જ હતો તે અમે અગાઉ જણાવેલું છે. બહારવટીઆઓએ તે સાવધાનતાપૂર્વક બંધ કરેલું હતું. મંદિર જર્જરિત સ્થિતિમાં આવી ગયેલું અને અંધારૂં ઘોર જેવું હતું.

ઉમાપતિએ ભક્તિપૂર્વક મહાદેવજીના લિંગને પ્રણામ કર્યા અને

બોલ્યો,—" ભગવન્! આપની પણ આ સ્થળે આ દશા? સારા દિવસમાં એક બિલ્વીપત્ર પણ આપને નથી ચડતું. પછી નૈવેદ્યની તો વાત જ શી કરવાની? મુસલમાનો તમારી પવિત્રતાને નષ્ટભ્રષ્ટ કરી રહ્યા છે. દેવ! એ સર્વ આપ શી રીતે સહી શકો છો? હા! ધર્મીને ત્યાં ધાડ અને કસાઇને ઘેર કુશળ એવો વ્યાપાર અત્યારે જગત્માં ચાલી રહેલો છે. મુસલમાનોએ હિંદને થોડું દુઃખ દીધું હોય એમ હિન્દુસ્તાનની સાથે વેપાર કરવાને નામે અહીં હાલ થતી મારામારી અને કુસંપનો લાભ લઈ પોતાનો પગદંડો જમાવવા પરદેશથી સાત સમુદ્ર અને તેર નદીઓ ઓળંગીને ફીરંગી ( પોર્ટુગીઝ ) પ્રજા આવી પહોંચી છે. પ્રભુ! દક્ષિણના ભાગમાં તેમના ઢોંગી ધર્મગુરૂઓએ પોતાનો ધર્મ બળજોરથી લોકો પાસે પળાવવા માટે ગરિબ હિંદુપ્રજાને અત્યંત ત્રાસ આપ્યો છે અને આપે છે. તેમના શરીરના અવયવો કાપી લઇને તેમને રીબાવે છે. બળજોરીથી તેમને વટાળી પોતાનો ધર્મ તેમની પાસે કબુલ કરાવે છે. દયા અને સહનશીળતાનો સિદ્ધાંત જગત્માં ફેલાવવા નીકળેલા મહાન ઈસુ ખ્રીસ્તના અનુયાયીઓનો આ કેવો ભયાનક અત્યાચાર, અને દાંભિકતા! અને તે પણ ધર્મના નામે! પ્રભુ! આ ધર્મનાં ધતીંગોનો ક્યારે છેડો લાવશો? તમારા ઉપરની અમારા જેવા પ્રાણીઓની શ્રદ્ધા ઓછી થઈ જાય એવું કેમ થવા દો છો? વસુંધરા પાપમાં ડુબી ગઈ છે અને આપ પણ આપનો પ્રભાવ નહિ બતાવો તો પછી દેવ! અમારી શી ગતિ?"

આમ કરતાં કરતાં બપોર થયા. બહાર ગરમી પડવા લાગી. પણ સૂર્યના તેજસ્વી કિરણો યથેચ્છતાથી ઉમાપતિની કોટડીમાં પ્રવેશ કરી શકતાં નહોતાં. કોઇકોઈ વેળા બહારવટીઆઓનો અવાજ ઉમાપતિના કાનમાં અથડાતો હતો. તે સિવાય આ સ્થળે ઘોર શાંતિ વ્યાપી રહી હતી. શાંતિ, કામકાજ કાંઈ જ નહિ, અને આવતી કાલે મૃત્યુનો વિચાર, એ બધાએ ઉમાપતિને અકળાવી મૂક્યો. કાલે સવારે

જ તેનું મૃત્યુ શું કામ થવાનું હશે ? મરવાનું જ છે તો પછી એટલો વિલમ્બ શાને માટે ? શા માટે અત્યારે જ તેને નથી મારી નાખવામાં આવતો ? તેને પોતાની વૃદ્ધ સ્નેહાળ માતા યાદ આવી. પ્રાણથી પણ અધિક પ્રિય સુંદરી મુક્તકેશીની પ્રણયમૂર્તિ તેના સ્મૃતિપટ પર નૃત્ય કરવા લાગી. તે બહુ અકળાયો. પોતાના મૃત્યુને માટે તો તેને સ્હેજ પણ ચિંતા થતી નહોતી. પણ પોતાની પ્રિય માતા તથા પ્રિયતમાનું શું ? તેમને કેટલું કષ્ટ થશે ? એ વિચારે તે અકળાવા લાગ્યો.

એમ કરતાં કરતાં રાત પડી. શાંતિનું સામ્રાજ્ય, ઘોર અંધકાર, અને તદ્દન નિર્જનતા એ સર્વથી હવે તો ઉમાપતિ અતિશય અકળાયો. તેના શરિર ઉપર પરસેવાના ફુવારા ફુટી નિકળ્યા. તે પ્રભાતની રાહ જોવા લાગ્યો. હજુસુધી સવાર કેમ નથી પડતું ? જેમ જેમ તે વિચાર કરતો જતો તેમ તેમ તેને રાત વધારે લાંબી થતી જતી હોય એમ માલમ પડતું. એતો એક નિયમ જ છે કે રાતના વખતે આપણે જ્યારે જાગતા હોઇએ ત્યારે રાત ખુટાડી ખુટે નહિ, અને ઉંઘતા હોઇએ અને સવારમાં જાગીએ ત્યારે એમ લાગે કે ઓહો ! એટલી વારમાં સવાર પડયું ? ઉમાપતિને આજે નિંદ્રા નહોતી. એટલે તેને રાત લાંબી લાગે એમાં નવાઈ શી ?

આવા વિચારમાં ઉમાપતિ રોકાયલો હતો એટલામાં મંદિરનું બારણું ધીરેધીરે ખુલ્યું. ઉમાપતિએ ચમકીને તે તરફ નજર કરી. અંદર એક માણસ આવતો જણાયો. તેને આવતો જોઇને ઉમાપતિ બોલ્યો,–" શું પ્રભાત થયું ? અહા ! મને લેવા આવ્યા છોને ? ઘણું સારૂં થયું. ચાલો, હું આવવાને તૈયાર છું. મને પકડવાની કાંઇ જ જરૂર નથી."

આવનાર ઉમાપતિની પાસે જઇને ધીમેથી બોલ્યો.–" ચુપ રહો. કાંઇ હરકત નથી. તમને પકડવાને નથી આવ્યો. શાંતિથી મારી સાથે આવો."

ઉમાપતિ,—" મારે ક્યાં આવવું પડશે ?"

આવનાર બોલ્યો,—" હું જ્યાં કહું ત્યાં. ગભરાશો નહિ. તેમાં તમારૂં કાંઈ પણ નુકશાન નહિ થાય."

ઉમાપતિ,—" દેવાળીયાને જેમ વધારે દેવાની ફિકર હોતી નથી તેમ મારા સરખા મોતના આશરે પડેલા માણસનું હાલ છે તેથી વધારે અનિષ્ટ થવાનો રહેજ પણ સંભવ નથી. તેની તો મને ચિન્તા જ નથી."

આવનાર,—" તો મારા ઉપર વિશ્વાસ રાખી મારી પાછળ ચાલ્યા આવો. વખત ગુમાવવાનું કારણ નથી. હું તમને છોડાવીશ અને અહીંથી નસાડી મૂકીશ."

ઉમાપતિ આવનારના સામું થોડીક વાર જોઈ રહ્યો. તે તેને બીલકુલ પીછાણતો નહોતો. છતાં તે બચાવવાને કેમ તૈયાર થયો હશે ? આમાં કાંઈ ભેદ તો નહિ હોય ? તેને કાંઈ જ સમજણ પડી નહિ. તે બોલ્યો,—" ચાલો."

આવનાર આગળ થયો અને તેની પાછળ ઉમાપતિ ચાલ્યો. આવનાર દિલાવર હતો અને તેણે જ રહીમના કાનમાં ઉમાપતિને એક દિવસ રહીને મારી નાખવાની સલાહ આપી હતી તે અમારે વાચકોને જણાવી દેવું જોઈએ. ઉમાપતિને છોડવામાં તેની શી મતલબ હતી તે તો હાલ અમે નથી કહી શકતા. ધીરેધીરે તે પણ જણાશે.

દિલાવર અને ઉમાપતિ બહાર નીકળ્યા અને છુપી રીતે કોઈની પણ નજરે પડ્યા સિવાય જંગલમાં બહુ આઘે નીકળી ગયા. હજુ સવાર થયું નહોતું. તેઓ મધરાતના નીકળ્યા હતા, અને રાતનો પાછલો પહોર હજુ જતો હતો. સવાર પડવાની તૈયારી થઈ ચુકી હતી પણ હજુ સવાર થયું નહોતું. તેઓ ખૂબ ઝડપથી આગળ ને આગળ વધવા લાગ્યા. આવી રીતે બહુ દૂર ગયા બાદ જંગલ પણ

પુરૂં થવા આવ્યું. બન્ને જણા બહુ જ થાકી જવાથી એક ઝાડ તળે આરામ લેવાને બેઠા. આ વખતે પૂર્વાકાશમાં બાલરવિના ઉદયનાં ચિન્હો જણાયાં દિલાવર બોલ્યો,—"હવે ચાલો. તમને વનની બહાર કાઢી આવું."

બન્ને જણા વળી પાછા ચાલવા લાગ્યા. પ્રાતઃકાળ પણ થઈ ચુકયો હતો. તેઓ આગળ ને આગળ વધવા લાગ્યા. એક પહોર દિવસ ચડયો એટલે તેઓ થોભ્યા. જંગલ કયારનુંય પુરૂં થઇ ગયું હતું અને તેઓ એક રસ્તા ઉપરથી પસાર થતા હતા. સામે જ એક ગામની ભાગોળના કુવા ઉપર કોસ ખેંચાતા અને "ગામડાની ગોરી" ઓ પાણી ભરતી નજરે પડતી હતી. ઉમાપતિ ઘણો જ પ્રસન્ન થયો. તે આશ્ચર્યથી બોલી ઉઠયો,—"આ જ ગામ ગોપાળપુર છે. અહીંથી જ હું કેદ પકડાયો હતો. હાશ!"

દિલાવર નિશ્ચિન્ત બનીને બોલ્યો,—"બરાબર છે. આ જ ગામ ગોપાળપુર છે. હવે તમે જઈ શકશો. હું હવે જાઉં છું."

ઉમાપતિ,—"તમે જશો? પાછા? કયાં વાઘની બોડમાં? શું કરવા? એ તમે શું બોલો છો?"

દિલાવર બોલ્યો,—"હા; હું જઈશ, અને મારા દળમાં પાછો જોડાઈશ."

ઉમાપતિ દુઃખી થઇને બોલ્યો,—"ભાઈ! માફ કરજો; પણ તમારા સરખા સજ્જન અને દયાળુ પુરૂષને માટે એ ગળાંકાંપુઓ અને બદમાસોની ટોળી લાયક નથી. તમે ત્યાં ન જાઓ એ જ સારૂં છે."

દિલાવર સ્હેજ હસીને બોલ્યો,—"ભલા તેથી તમો રાજી થશો?

ઉમાપતિ,—', હા જ તો. અતિશય પ્રસન્ન થઇશ."

દિલાવર,—"ઠીક, તો હું તેમ જ કરવાનો છું. હું ફરીથી બહારવટીયાઓના ટોળામાં સામેલ નહિ થાઉં."

ઉમાપતિ,—" ત્યારે હાલ તમે ક્યાં જાઓ છો? "

દિલાવર,—" એક બીજી જગ્યાએ મારે થોડુંક કામ છે. "

ઉમાપતિ,—" ભાઈ! તમે મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો આપવાની વાત કરવી એ તો સરિયમ મૂર્ખાઇ છે. પણ મારા ઉપર એક વધારે ઉપકાર કરીને બે ત્રણ દિવસ હાલ મારે ત્યાં પધારવા તસ્દી લેશો ? મારાં સંબંધીઓ બધાં તમને જોઇને ઘણાં જ રાજી થશે. "

દિલાવર,—" તેમ કરીશ; પણ હાલ નહિ. ફરીથી થોડાક જ વખતમાં તમારો મેળાપ થશે. "

ઉમાપતિ,—" ક્યાં ? "

દિલાવર,—" તમારા ઘરમાં. "

ઉમાપતિ,—" મારૂં ઘર તમે જાણો છો ? "

દિલાવર,—" હા. "

ઉમાપતિ—" ક્યારે મેળાપ થશે ? "

દિલાવર,—" ઘણો જ જલદીથી. "

ઉમાપતિ,—" હું બહુ જ રાજી થયો. આપનું નામ હું જાણી શકીશ ? "

દિલાવર—" ઘણી ખુશીથી મારૂં નામ દિલાવર છે. "

ઉમાપતિ કાંઈ બોલવા જતો હતો તેને અટકાવીને દિલાવર બોલ્યો,—" તમે બિલકુલ ચિંતા કર્યા વિના ચાલ્યા જાઓ, ખુદા હાફિજ ! આપણી મુલાકાત જલદીથી થશે. "

ઉમાપતિ ગામમાં ચાલ્યો ગયો અને દિલાવર જંગલ તરફ ચાલ્યો ગયો.

# પ્રકરણ ૪ થું.

## મુક્તકેશી અને ઉમાપતિ.

" Absence makes the heart grow fonder."
—H. Bayley.

" संगम विरह वितर्के तरमिह विरहो न संगमस्तस्याः ॥ "
—रसमञ्जरी ।

" હું તો જોગણ બની છું મ્હારા વ્હાલમની,
વ્હાલમની પ્રેમ આલમની,
હું તો જોગણ બની છું મ્હારા વ્હાલમની. "
—કવિ ન્હાનાલાલ.

ઉમાપતિના આવી પહોંચવાથી ઘરમાં કેટલો આનંદ ફેલાઇ રહ્યો તેનું વર્ણન કરવું અશક્ય છે. તેના મામાને ત્યાં આનંદ આનંદ છવાઇ રહ્યો. હરિહર શર્મા તો અત્યંત પ્રસન્ન થઇ ગયા. તેમણે ઉમાપતિને આજેને આજે જ સપ્તગ્રામ જવાને કહ્યું અને જતાં જતાં ભટ્ટાચાર્યને ત્યાં પણ મળતાં જવાનું કહ્યું.

મામાની આજ્ઞાનુસાર જમી પરવારીને ઉમાપતિ તરત જ ઘરમાંથી નીકળ્યો અને મુક્તકેશીના પિતા ભટ્ટાચાર્યને મળવાને તેમના મકાન તરફ ચાલ્યો. આ વેળાએ બપોરના બે વાગવાનો વખત થયો હશે. આ વખતે મુક્તકેશીની શી સ્થિતિ છે તે આપણે જરાક જોઈ લઇએ.

ઉમાપતિ આવી પહોંચ્યો છે. તે હજુ મુક્તકેશી અથવા તો તેનાં ઘરનાં માણસો જાણતાં નથી, અત્યારે બપોરનો વખત હોવાથી ભટ્ટાચાર્ય મહાશય કામ પ્રસંગે બહાર ગયા છે અને મુક્તકેશીની માતા ઘરના કામકાજથી પરવારી ઉંઘી ગઈ છે. મુક્તકેશી મ્લાન અને ચિંતાતુર વદને હીંચકા ઉપર બેઠી બેઠી હીંચકા ખાઇ રહી છે. મુક્તકેશીને જેણે ત્રણચાર દિવસ અગાઉ જોયલી હોય તે આજે મુક્તકેશીને જુએ તો આટલા ટુંક વખતમાં પણ તેનામાં ભારે ફેરફાર થયેલો જણાયા સિવાય રહે એમ નહોતું. ઉમાપતિને રહીમ પકડીને જંગલમાં લઇ ગયો તેના ત્રીજા કે ચોથા જ દિવસે ઉમાપતિ સહી-સલામત છટકી આવ્યો હતો પણ આ અલ્પ સમયમાં પણ મુક્તકેશીની સ્થિતિ અત્યંત શોચનીય થઈ પડેલી હતી. તેનું મ્હોં ઉતરી ગયેલું છે અને અત્યારે તે ચિંતાતુર વદને બેઠેલી છે.

ઘરનું બારણું નીચેથી ખાલી બંધ કરેલું હતું. તે ખોલીને ઉમાપતિ અંદર પેઠો. જોયું કે ઉપર કોઈ હીચકા ખાઈ રહ્યું છે. ઉમાપતિ આ-સ્તેથી ખડખડાટ ન થાય એમ ઉપર આવ્યો. જોયું તો મુક્તકેશી ચિંતાતુર વદને ત્યાં બેઠી બેઠી ધીમેથી હીંચકા ખાઈ રહી હતી. તેની પીઠ ઉમાપતિ તરફ હોવાથી ઉમાપતિ તેણીને જોઈ શકતો હતો પણ તે ઉમાપતિને જોઇ શકતી નહોતી.

થોડીક વાર આમ જોઈ રહ્યા બાદ ઉમાપતિ આસ્તેથી કુદકો મારીને તે નાનકડા હીંચકા ઉપર ચડી ગયો અને હજુ તો મુક્તકેશી ચમકીને પાછું જુએ એટલામાં જ હીંચકો સમતોલપણું ગુમાવાથી વાંકો વળી ગયો અને બન્ને જણાં જમીન ઉપર પછડાયાં. મુક્તકે-શીએ ઉમાપતિને જોયો. તે ઘણી જ રાજી થઈ ગઈ અને શરમીંદી પણ બની ગઇ. આંખો નચાવતી નચાવતી તે બોલી,—" ખસો, ખસો; આ તે કેવી મસ્તી ? પારકાના ઘરમાં ચોરની માફક ઘુસી જવું અને પાગલની માફક તોફાન કરવું એ તે ક્યાંની રીત ? મારાં

-તો બધાં હાડકાં કચરાઇ ગયાં. આવી તે ક્યાંય મસ્તી જોઇ હશે ?"

ઉમાપતિ હસતો હસતો બોલ્યો,–" તે વાંક તારો જ છે. તેં શાં મને પાગલ બનાવી દીધો ? પારકાને પાગલ બનાવતાં વિચાર ન કીધો અને હવે ગુસ્સો શાની કરે છે ? પણ મુક્તકેશી ! વ્હાલી ! હમણાં તું શા વિચારો કરી રહી હતી ?"

મુક્તકેશી હસતી હસતી બોલી,–" હું એવો વિચાર કરતી હતી કે ઉમાપતિ તો મને મૂકીને ક્યાંક ભાગી ગયા. હવે મારે મારૂં દિલ કોને આપવું ? હું તેની વાટ જોઈ રહી હતી !"

ઉમાપતિ પણ તે જ પ્રમાણે હસતો હસતો બોલ્યો,—" તો તને એની ભારે શિક્ષા ભાગવવી પડશે. તું જાણે છે કે હું કાંઇ મારી મરજીથી આટલા દિવસ અહીં આવવા વગર રહ્યો ન હતો."

મુક્તકેશી.—" કરો કરી હવે ! મને શી શિક્ષા કરવાના છો ?"

" એ આ એમ ! જોઈ લે, જરી !" એમ બોલીને મુક્તકેશીને ઉમાપતિએ પોતાની પાસે ખેંચીને તેના સુંદર કપોલપ્રદેશ પર પોતાના હોઠને અડકાડયા. મુકતકેશી બળપૂર્વક આઘી ખસવાનો પ્રયત્ન કરતાં બોલી,–" ખસો, ખસો! મા આવી !"

ઉમાપતિએ ચમકીને એકદમ હાથ છોડી દીધો. આમતેમ જોઈ ને પૂછ્યું, –" ક્યાં છે તારી મા ?"

મુક્તકેશી–" જુઓ નીચે ઓરડામાં મજેથી ઉંઘે છે. જઇને જોઈ આવો !"

ઉમાપતિ,–" ઉભી રહે ચોર! મને બનાવે છે ? લે, લેતી જા !"

× + × +

મળવા દો, ભલા વાંચનાર ! તેમને મળવા દો. અરસપરસ ખુલાસા થવા દો; અને તેમની મીઠી વાતચીતમાં માથું ન મારો.

× + + +

લાંબો વખત સુધી આ પ્રમાણે વાતચીત કર્યા બાદ મુક્તકેશી નીચે ગઈ અને પોતાની મા પાસે જઈને બોલી,-" બા! ઓ બા! ઉપર કોઇ આવ્યું છે."

તેની માતા આંખો ચોળતી ઉભી થઇ અને બોલી,-" કોણ આવ્યું છે, બેટા?"

મુક્તકેશી બોલ્યા ચાલ્યા વગર ઉભી રહી. તેની માતાને પૂછ્યું, -" બોલને? કોણ આવ્યું છે?"

મુક્તકેશી લજવાઇને બોલી,-" મને ખબર નથી! ઉપર જઇને જોઇ લો!"

" આવું શરમનું ઝાડ ક્યારની બની ગઈ?" એમ બોલતી મુક્તકેશીની માતા ઉપર ગઇ, અને ઉમાપતિને જોઇને બહુ જ રાજી થઈ ગઈ. ખબર અંતર પૂછ્યા અને વાતચીત કર્યા બાદ તેણીએ પૂછ્યું,-' કાલે સપ્તગ્રામ જવાના હશો?"

ઉમાપતિ,-" ના, આજે જવું જોઇએ. ત્યાં બધાં ફીકર કરતાં હશે."

" પણ અત્યારે ત્રીજો પહોર તો થવા આવ્યો છે. થોડાક વખતમાં સાંજ પડશે. પછી ત્યાં તમે રાતના બાર કે બે વાગતાં પહોંચશો."

ઉમાપતિ,-" તે રસ્તે કાંઈ ભો નથી. અહીંથી સાંજના ઝપાટાબંધ જતો રહ્યો કે બસ. રાત પડી જશે તેની કાંઇ હરકત નહિ. હું જલદીથી પાછો આવવાનો છું."

મુક્તકેશીની માતાની રજા લઇને તે સપ્તગ્રામ આવવા નીકળ્યો. મધરાતે તે નવકુમારને શી રીતે મળ્યો તે આપણે ગયા વિભાગમાં જોઈ આવ્યા છીએ.

# પ્રકરણ ૫ મું.

## દિલાવર કોણ છે?

" નહીં હૈ દખ્લ બંદો કો ખુદા કે કારખાનેમેં. "

—સખા.

નવકુમાર સાથે ઉમાપતિનો જે દિવસે મધરાતે મેળાપ થયો તેના બીજે દિવસે બન્ને જણા ઉમાપતિની માતાની સાથે વાતચીત કરી રહ્યા હતા. વાતચીત કરતા હતા એ અરસામાં નોકરે આવીને ખબર આપી કે એક અપરચિત ઇસમ તેમને મળવા ઇચ્છે છે. બન્ને જણા બહાર આવ્યા અને તેને જોયો. જોતાં બરોબર જ ઉમાપતિ તેની પાસે દોડી ગયો અને તેને ભેટી પડીને બોલ્યો,—" અહા ! તમે આવી પહોંચ્યા ? હું ઘણો ખુશ થયો. "

આવનાર દિલાવર હતો અને ઉમાપતિએ નવકુમારને તેનો પરિચય જલદીથી આપી દીધો.

નવકુમાર,—" દિલાવરખાન ! આપે અમારા ઉપર કેવો અને કેટલો ભારે ઉપકાર કર્યો છે તે અમે વર્ણવી શકીએ એમ નથી. ઉમાપતિને વાસ્તવિક રીતે મોતના ડાચામાંથી ઉગારનાર આપ જ છો અને તે કારણે અમે આપનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે."

દિલાવર,—" તે વાત વિષે હવે વધારે બોલવાની કાંઇ જ જરૂર નથી. ઉમાપતિને છોડાવવામાં મેં કાંઇ જ વિશેષ કર્યું નથી. તેમ કરવાની મારી ફરજ હતી. "

ઉમાપતિ દિલાવરખાન તરફ જોઇને બોલ્યો,–" આ મારો પરમ મિત્ર નવકુમાર છે. "

દિલાવર લાંબી વખત સુધી બોલ્યા ચાલ્યા સિવાય નવકુમારને ધારી ધારીને જોઇ રહ્યો. પછી નવકુમારને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો,– "મહાશય! એક પ્રશ્ન આપને પૂછવો પડે છે તે માટે ક્ષમા કરશો. આપ કદી મેદનીપુર તરફ ગયા હતા ? "

નવકુમારને પોતાની પાછલી જીંદગી સાંભરી આવી. તે દુઃખિત ચિત્તે બોલ્યો,–" હા. હું યાત્રાર્થે ગયો હતો, ત્યાંથી ભુલો પડી એક જંગલમાં જઈ ચડયો હતો અને ત્યાંથી બચીને પાછા આવતાં હું મેદનીપુરની ધર્મશાળામાં એક રાત માટે રહ્યો હતો. આપને તે વાત કેમ પૂછવી પડી ? "

" તે વખતે આપની સાથે કોઈ સ્ત્રી હતી ? "

નવકુમાર આશ્ચર્ય પામીને બોલ્યો,–" હા; તમે તે કેવી રીતે જાણ્યું ? "

દિલાવર,–" તે બહુ લાંબી વાત છે. હું ટુંકામાં કહું છું તે સાંભળો. મેદનીપુરની ધર્મશાળામાંથી તમારી સાથવાળી સ્ત્રી જ્યારે પાલખીમાં બેસીને નીકળી ત્યારે ત્યાં લોકોનો અવરજવર ઘણો થોડો હતો, અને અમારૂં દળ પણ ત્યાં જ ઘુમતું હતું. અમે પહેલે દિવસે રાત્રે એક મુસલમાન સ્ત્રી* ઉપર અચાનક હુમલો કરી થોડી ઘણી લૂટ મેળવેલી હતી. વળી પાછો આવો લાગ મળેલો જોઇને રહીમ અને તેના બહારવટીઆઓ બહુ રાજી થઇ ગયા અને પાલખી ઉપર અચાનક છાપો મારી તે લૂટી લેવાનો તેમણે કરાર કર્યો. મેં કહ્યું કે પાલખીમાં બેઠેલી બાઇના હાથ ઉપર કંકણ તથા કાનમાં કર્ણફુલ

*આ મુસલમાન સ્ત્રી તે નવકુમારની પત્ની પદ્માવતી હતી તે વાચક સમજી ગયા જ હશે.

એટલા જ દાગીના તેની પાસે છે. તે બધા હું તમને લાવી આપું છું અને તમે નાહક પાલખી ઉપર હુમલો કરી કોઇનો જાન લેશો નહિ. વળી કાલના આપણા હુમલાથી લોકો ચેતેલા છે એટલે વખતે આપણે પણ આપદામાં ફસી પડીશું.

"મારો આ વિચાર બહારવટીયાઓને પસંદ આવ્યો અને તેઓએ એકે અવાજે જણાવ્યું કે જો દાગીના મળે તો પાલખી ઉપર ડાકુ ઘાલવાની કાંઈ પણ જરૂર નથી. આ ઉપરથી એક ગરિબ ભિખારીનો પોશાક પહેરીને હું એ બાઇની પાલખી આગળ ગયો અને અત્યંત દીન સ્વરથી મને કાંઇક આપવા વિનવવા લાગ્યો. તે બોલી કે મારી પાસે કાંઈ નથી. પછી મેં પેલા હાથમાંનાં કંકણ બતાવ્યાં. બાઈ બોલી કે દાગીનાથી તું ખુશ થશે ? મેં હા પાડી એટલે તેણે દાગીનાનો આખો દાબડો મને આપી દીધો ! મને શું કરવું તે સમજ ન પડવાથી હું મારા ટોળામાં ચાલ્યો ગયો અને તમામ દાગીના આપી દીધા. સ્હેજ પણ મહેનત સિવાય આટલા બધા દાગીના મળેલા જોઇ બહારવટી-આઓને મારા ઉપર ઘણી શ્રદ્ધા બેઠી અને તેમનો સરદાર રહીમ તો મારા ઉપર એટલો બધો પ્રસન્ન થઈ ગયો અને તેને મારા ઉપર એટલી બધી શ્રદ્ધા બેઠી કે મને પૂછ્યા સિવાય તે કાંઈ પણ કામ કરતો નહોતો. તે સ્ત્રી આપની પત્ની હતી એવું મેં તે વખતે જ અનુમાન બાંધ્યું હતું. એમના જેવાં ભલાં બાઈ બીજાં કોઇ પણ નહિ થાય. તેઓ સારાં તો છે ને ?"

નવકુમાર ઉષ્ણ નિઃશ્વાસ નાખીને દીલગીર અવાજે બોલ્યો,—"તે બિચારી મરી ગઇ." આ વાતથી દિલાવર ઘણો જ દીલગીર થયો. થોડી વાર રહી દિલાવર ઉમાપતિના તરફ જોઇને બોલ્યો,—"તમે મારા તરફ ક્યારના ધારી ધારી જોયા કરો છો. તમે શું જુઓ છો વારૂ ?"

ઉમાપતિ,—"મને આપ કાંઇક ઓળખીતા હો એમ લાગે છે. આપની દાઢી વિગેરેથી અને પહેરવેશ ઉપરથી આપ મુસલમાન જેવા

લાગો છો પણ આપની ભાષા ઉપરથી કોઈ પણ કહી શકે કે એક મુસલમાન આટલી શુદ્ધતાથી કદી પણ પારકી ભાષામાં વાત કરી શકે નહિ. આપના જેવા સજ્જન પુરૂષ બહારવટીઆઓના દળમાં સામેલ થાય એ અસંભવ ઘટના છે અને તેમાં કાંઈ ભેદ હોવો જોઇએ. વાસ્તવિક રીતે તો આપ એક બહારવટીઆ છો એમ મારૂં મન માનવાની સાફ ના પાડે છે."

દિલાવર હસીને બોલ્યો,–"શા પરથી એમ માનો છો ?"

ઉમાપતિ,–"તમારો ચ્હેરો જ તે કહી આપે છે. વળી આપનો અવાજ પણ મને પરિચિત હોય એમ લાગે છે. મને તમારા ઉપર કાંઇ અજબ વ્હાલ ઉત્પન્ન થાય છે. જાણે આપણે નિકટના સંબંધીઓ હોઇએ એમ લાગે છે. તમે તમારો પૂર્વ પરિચય અમને આપશો તો આપનો અનહદ ઉપકાર થશે."

દિલાવર બોલ્યો,–"જ્યારે તમે બધું જાણવા જ માગો છો ત્યારે હવે હું સર્વ ખુલાસો કરવાને તૈયાર છું. વધારેમાં એ કે હવે મારે, નહિતો પણ તમને મારો પરિચય આપવાનો સમય આવી લાગ્યો હતો. પણ એક વચન આપની પાસે માગી લઉં છું કે કોઇ પણ પ્રસંગે હમણાં હું જે હકીકત આપને કહેવાનો છું તે તમારે બન્નેએ તદ્દન જ છુપી હાલને માટે રાખવી પડશે. જ્યાં સુધી તમને કહું નહિ ત્યાં સુધી આ ભેદ તમારે બન્નેએ કોઈને પણ કહેવો નહિ. તમે આ પ્રમાણે વર્તવા કબુલ છો ?"

ઉમાપતિ,–"અમે બન્ને જણા કબુલ છિએ."

દિલાવર,–"ત્યારે મારૂં નામ સાંભળી લો; તથા હું જે કહેવા માગું છું તે પણ સાંભળી લો. ભાઈ ઉમાપતિ! મારૂં નામ ગોપાળ-કૃષ્ણ છે અને તમારો લાંબા વખતનો ગુમ થયલો ભાઇ તે હું પોતે જ છું."

દિલાવર આગળ કાંઇ ખુલાસો કરે એ પહેલાં ઉમાપતિ તેને ભેટી પડયો અને આનંદભર્યા સ્વરથી બોલ્યો,–" કોણ ? તમે મારા ભાઇ ? ઓ પ્રભુ ! આ જન્મમાં તો મેં સ્વપ્ને પણ આશા નહોતી રાખી કે મારા ભાઈની સાથે મારો ફરીથી મેળાપ થશે. પણ નશિબની ગતિ ન્યારી છે. પણ તમે બધી વાત માંડીને કહો. "

દિલાવર,–" લાંબો ખુલાસો કરવાનો તો અત્યારે અવકાશ નથી. પણ મારે જે કહેવાનું છે તે હું ટુંકાણમાં કહી લઉં છું. પણ પહેલાં બરાબર તપાસ કરો કે આપણી વાત કોઇ સાંભળતું તો નથી ને ? "

આજુબાજુ કોઇ નથી એવી ખાત્રિ કર્યા બાદ દિલાવરે નીચે પ્રમાણે ખુલાસો કરવા માંડયો,–" અગાઉ જ્યારે આપણે બે સાથે રહેતા હતા ત્યારે જે કામ-પ્રસંગે હું પાસેના ગામમાં જતો હતો તે તો જાણો છો. નદીના રસ્તે હોડીમાં હું માર્ગ કાપ્યે જતો હતો. બીજે દિવસે મળસ્કામાં થોડાક વખતને માટે મછવો થોભાવવામાં આવ્યો. અને પ્રાતઃક્રિયા ઇત્યાદી માટે હું નાવમાંથી કિનારા ઉપર ઉતર્યો. આ સ્થળે ગાઢું જંગલ આવેલું હતું. ત્યાં હું નદીથી જરાક દૂર જઈ જંગલમાં આમ તેમ ફરતો હતો એટલામાં એક ભયંકર ચીચીયારીનો અવાજ મારા કાને આવ્યો. આવા ગાઢ જંગલમાં સવારના પહોરમાં આ નિર્જન સ્થળે કોણ ચીસો પાડતું હશે, તે જાણવા મને જીજ્ઞાસા થઇ અને હું ધીમેધીમે જે સ્થળેથી અવાજ આવતો હતો તે સ્થળે ચાલ્યો. પણ મેં આ ઠેકાણે જે દેખાવ જોયો તેથી મારી શુદ્ધબુદ્ધ ઠેકાણે ન રહી. હું કમકમી જ ગયો. એક ધનાઢય પુરૂષ અને તેની સ્ત્રીનાં મુડદાં લોહીથી તરબોળ બનેલાં ત્યાં પડયાં હતાં અને કેટલાક બહારવટીયાઓ તેમના અંગ ઉપરથી દાગીના આનંદથી ઉઠાવી લેતા હતા. સ્ત્રીનું મુડદું હજુ તરફડતું હતું, તેથી જે ભયાનક ચીચીયારી મેં સાંભળી હતી તે આ અબળાની મરતી વખતની ચીસ હતી તે હું સમજી ગયો. આ હત્યારા બહારવટીઆ-

ઓના કરપીણુ કૃત્યથી હું ચકભમ બની ગયો અને શું કરવું તે મને સુજ્યું નહિ. મારાથી પાછળ પણુ નહોતું હઠાતું તેમ આગળ પણુ વધાતું નહોતું. મારા મનની આવી વિલક્ષણુ સ્થિતિ હતી એ અરસામાં મને એક બહારવટીઆએ જોયો. જોતાંની સાથે જ તેણે ત્યાંના બધા બહારવટીઆઓને મારી હાજરીની ખબર આપી. તેઓ બધા મને કચકચાવીને બાંધીને તેમના સરદાર રહીમ આગળ લઈ ગયા. રહીમે મને પગથી માથા સુધી જોયો અને તત્કાળ મારો શિરચ્છેદ કરવાની પોતાના સાથીદારોને આજ્ઞા કરી દીધી. મેં જાણ્યું કે હવે અંતકાળ સમીપ આવી પહોંચ્યો. જ્યારે સમૂળગો નાશ થાય ત્યારે જો અર્ધું પણુ બચતું હોય તો બચાવી લેવું એવું શાસ્ત્રનું પ્રમાણુ છે અને તદનુસાર મેં તેમને કરગરીને કહ્યું કે મને મારી નાખશો નહિ. હવે ભવિષ્યમાં વસ્તિમાં જવાની મને સ્હેજ પણુ ઇચ્છા નથી. હું અહીં જ તમારા ભેગો રહીશ, અને તમે કહેશો તેમ કરીશ.

"મારી આ માગણી ઉપર કેટલીક વાટાઘાટ થયા બાદ જો હું મુસલમાની પહેરવેશ પહેરૂં, તેઓ જ્યાં જાય ત્યાં જાઉં, જેમ કહે તેમ કરૂં, તેમના સરદારની આજ્ઞાને હમેશાં માન આપું, અને બીજા બહારવટીઆઓ સાથે ભાઇચારાથી રહું તો તેઓએ પોતાના દળમાં મને રાખવા કબુલ્યું. સંકટ સમયે સમયસુચકતા વાપરી મેં હા પાડી દીધી. પહેલાં તો તેઓ મને બહુ ત્રાસ આપતા હતા. મારી પાસે પુષ્કળ કામ કરાવતા હતા. અને મને મારૂં જુદું ભોજન ન લેવા દેતાં પોતાનું ખાણું ખાવાને આગ્રહ કરતા હતા. પણુ તેમની સરત એવી નહિ હોવાથી મેં કદી પણુ હિંદુ ધર્મ છોડયો નથી. હું મારૂં જુદું જ ભોજન કરતો હતો. જ્યારથી નવકુમારનાં સુયોગ્ય અને ભલાં પત્નીના બહુમૂલ્ય અલંકારોનો દાબડો મેં તેમના હાથમાં મૂકી દીધો ત્યારથી મારાં માન વધ્યાં અને તેઓ સર્વમાં હું પ્રિય થઇ પડયો.

"તે પછી જો હું ઘેર નાસી આવવા ઇચ્છત તો આવી શકત પણુ તેઓએ જોરજુલમથી અને ફુસલાવટથી મારૂં ઠામઠેકાણું જાણી

લીધું હતું અને તેથી જો હું નાસીને સપ્તગ્રામ આવત તો મારું તેમ જ આપણા આખા કુટુંબનું નિકંદન કરી તેઓ મહા ભયાનક અનર્થ કરી મૂકત. આથી કોઇ અનુકુળ તક પ્રાપ્ત થાય ત્યાં સુધી ત્યાં રહેવાની મને ફરજ પડી હતી. એ અરસામાં જુદા જુદા સ્થળનાં તેમનાં છુપાં ઠેકાણાં, તેમના અડ્ડા, તેઓ કેટલાં માણસો છે તે, તેઓની નીતિરીતિ, રાહરસમ, રિતરિવાજ એ સર્વનો મેં બારિક અભ્યાસ કરી લીધો. મેં તેમને મારું ગોપાલપુરનું ઠેકાણું નહોતું બતાવ્યું પણ સપ્તગ્રામનું બતાવ્યું હતું. એટલે હું તમને ગોપાલપુર મૂકી આવ્યો. તમને છોડાવીને ગોપાલપુર મૂકી ગયા બાદ હું પાછો બહારટીઆઓના સ્થાન ઉપર ગયો તો ત્યાં કોઇ નહોતું. તેઓ ત્યાંથી ઉપડી ગયા હોય એમ લાગે છે. ત્યાંથી હવે શું કરવું તેનો અમુક ઠરાવ કરીને હું પાછો ફર્યો અને અહીં આવી તમને મળ્યો છું. માટે હાલને કાજે હું અહીં આવ્યો હતો એવી વાત કદી કરશો નહિ અને તમે બને ત્યાં સુધી ઘણી જ સાવધાનતા પૂર્વક એક બે દિવસ સુધી ઘરની બહાર નીકળશો જ નહિ. છતાં કામ પ્રસંગે નીકળવું પડે તો પાસે બંદોબસ્ત રાખજો. ભાઇ ઉમાપતિ! અને નવકુમાર! હું હાલને માટે તો જાઉં છું. હવે હું અહીંથી છુપા વેશે સરકારમાં ખબર આપવા જાઉં છું, અને તેમનું સારું જેવું લશ્કર લઇ તેના જુદા જુદા વિભાગ પાડી, એકી વખતે રહીમનાં બધાં ગુપ્ત ઠેકાણાં ઉપર હુમલો લાવી. તેમને ઘેરી લઇ કેદ પકડાવીશ. આથી રહીમને કે તેના સાથીદારોને નાસવાનો લાગ નહિ મળે, આપણે તથા આખી પ્રજા આ હત્યારા લુટારાઓના ત્રાસમાંથી છુટશું, બાદશાહ પણ પ્રસન્ન થશે, આપણને ભારે માન તેમજ દ્રવ્ય મળશે, અને આપણે નિર્વિઘ્ને રહી શકીશું. તેથી આપણે ફરીફી મળીએ ત્યાં સુધી તો નમસ્કાર!"

એમ બોલી નવકુમાર તથા ઉમાપતિને ભેટીને દિલાવર ઉર્ફે ગોપાળ ત્યાંથી પોતાનું કાર્ય કરવાને માટે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### બીમારી.

* "Cousa latet viset notisima."

—Ovid.

---

પદ્માવતી બીમાર થઈ ગઈ છે. સમગ્રામમાં તેના મકાનમાં એક પલંગ ઉપર ફિક્કા ચહેરે તેણીને આપણે પડેલી જોઈએ છિએ. પાસે જ નવકુમાર બેઠા છે. પદ્માવતીની આ માંદગી જેવી તેવી નથી. તેણીને જ્વર લાગુ પડ્યો છે, અને તે જ્વર પણ જેવો તેવો નહિ પણ વિષમ જ્વર લાગુ પડ્યો છે. પદ્માવતી ક્યારે અને શા કારણથી આટલી બધી સખત બીમાર પડી ગઈ એનો કોઈ નહોતું જાણતું, પણ છેલ્લા ચાર દિવસથી તેની માંદગીએ અતિ ભયંકર રૂપ ધારણ કર્યું હતું. નવકુમાર જ્યારે પદ્માવતીને થોડોક થોડોક તાવ આવતો હતો ત્યારે તે કેમ આવતો હતો તેનું કારણ પૂછતો હતો. પણ પદ્માવતી હસીને એમ કહી દેતી કે મને તો કાંઈ જ નથી. એટલે નવકુમાર ઝાઝી દરકાર કરતો નહિ. એમ કરતાં તો પદ્માવતીની બીમારી આવી ભયંકર હદે વધી ગઈ હતી.

આજે સમગ્રામના એક ઘણા પ્રખ્યાત અને ખાસ વૈદ્યને બોલાવવામાં આવ્યો હતો અસલના વખતમાં ડૉક્ટર એ શી ચીજ છે તે લોકો સમજતા પણ નહોતા. અત્યારે જેમ હિન્દુસ્તાનનાં દરદો દૂર

---

* The cause is secret, but the effect is known.
—અર્થાત્ કારણ અજ્ઞાત છે પરંતુ તેનું ફળ પ્રત્યક્ષ છે.

કરતા વધારે મોટી મોટી અને જડબાંતોડ ઉચ્ચાર થાય એવી ડીગ્રીઓ વાળા ડૅાક્ટરો હિન્દુસ્તાનમાં વધી જાય છે તેમ તેમ ઍપેન્ડીટાઇસીઝ, ગોનોરીયા, ડાયાબીટીસ, સિસ્ફોટિક, પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, સીફીલીસ, બલૅકરીવર, વિગેરે એક એકથી ચઢીયાતાં માણસ જાતનો વિનાશ કરનારાં દર્દો વધતાં જાય છે, તેમ તે વેળાએ નહોતું. અનાવૃષ્ટિ કે એવે પ્રસંગે કોગળીયું એ જ એક ભયંકર દર્દ ગણાતું હતું. મરડો અથવા કાળો તાવ કે ઉપર જણાવેલાં દર્દો એ શી ચીજ છે તે લોકો સમજતા પણ નહોતા. અમારા વાચકો પોતાના વૃદ્ધ વડિલોને પુછી જોશે તો જણાશે કે જે હિન્દુના રિવાજો ગંદા અને મલિન ગણાય છે તે હિન્દુઓ આજથી ૩૦ થી ૩૫ વર્ષ અગાઉ મરડો એ શી ચીજ છે તે સમજતા પણ નહોતા. એ બાઇ સાહેબે છેલ્લાં ૨૫ થી ૩૦ વર્ષમાં જ હિંદમાં પથારો પાથરીને લોકોનું સત્યાનાશ વાળી નાખ્યું છે. તે વેળાએ તો ગામડાંઓમાં હજામ એ વૈદ્ય ગણાય. લોકો બીમારી વેળાએ તેની પાસેથી દવા લઇ આવે. વાગ્યું હોય તેના ઉપર તે મલમપટ્ટો કરી આપે, ચુંક આવતી હોય તો પેટ ચોળે, વા આવ્યો હોય તો તેલનું માલીસ કરે, અને એમ કરીને દરદ દફે થઇ જાય. તે વેળાએ જરાક અમરથા સુજેલા ભાગ ઉપર ચોપડવાને ટીન્કચર આયોડાઇન કે યુકેલીપ્ટસ ઑઇલ નહોતાં; તેમ જ વધારે ખાઇને બદહજમી કે અજીર્ણથી વધારે લોકો પીડાતા પણ નહોતા કે કબજીઆતની દવાઓના તે વેળાએ રાફડા ફાટે! એમ કરતાં કોઇને એવું કંઇ થાય તો એક ગોળી નેપાળાની લઇ લે કે પછી બીજો દેશી વનસ્પતિનો સાદો જુલાબ લે, બીમારી વધારે હોય તો ગામમાં વૈદ કે હકીમ હોય તેની પાસે લોકો જાય, અને શ્રીમંત હોય તો આજુબાજુ જે મોટું નગર હોય તેમાં જઇ કોઈ હોંશિયાર વૈદ કે હકીમને બોલાવી લાવે

નવકુમારે તે મુજબ ગામના હોંશિયાર વૈદને બોલાવ્યો હતો. તેણે પદ્માવતીના શરીરની ચીકીત્સા કરી, નાડી તપાસી અને દવા

આપી દીધી. પણ બહાર નીકળતાં તે નવકુમારને છાનોમાનો કહેતો ગયો કે સાવધાન રહેજો. આ બીમારીમાંથી એ બાઈ ઉઠે એમ મને તો નથી લાગતું. બિચારો નવકુમાર દુઃખથી વિહ્વલ બની ગયો અને તેનું મ્હોં ઉતરી ગયું. તે પદ્માવતીના ઓરડામાં ગયો. પદ્માવતીની પ્રિય દાસી પેશ્મન અને બીજી ત્રણ સ્ત્રીઓ તેની સુશ્રુષા કરી રહી હતી. બધી બારીઓએ પડદા ટાંગી દેવામાં આવ્યા હતા કે જેથી તાપ અને પ્રકાશ રોગીને હેરાન ન કરે.

નવકુમાર આવીને પદ્માવતીની પાસે બેઠો. બન્ને જણાંની આંખો એકઠી થઈ. નવકુમારનું ઉતરી ગયેલું મ્હોં તથા તે જે રીતેથી પદ્માવતીને જોતો હતો તે ઉપરથી વૈદે પોતાના સંબંધમાં નવકુમારને શું કહ્યું હશે તે સમજી જતાં પદ્માવતીને વાર ન લાગી. તે ફીકકે અવાજે બોલી,—" નવકુમાર! કાં ? વૈદે શું કહ્યું ?"

નવકુમાર,—" વૈદ બીજું શું કહેવાનો હતો ? જલદીથી આરામ તને થઇ જશે. તું ગભરાય છે કાં, મારી વ્હાલી ? તને શું છે ? દેહ ધારણ કર્યો એટલે રોગ પણ આવે. તેમાં ડરવાનું કેવું ? "

પદ્માવતી પ્રથમ માફક જ બોલી,—" ડર ? શાનો ડર ? મને તોકાંઇ પણ બીક નથી. વ્હાલા, કાં છુપાવો છો ? તમારો ગળગળો સાદ અને ઉતરી ગયેલું મ્હોંજ વૈદે તમને શું કહ્યું એ સુચવે છે પણ મોતથી શું ડરવાનું ? શાને માટે ડરવાનું ? મારા જીવનકાળના છેલ્લા થોડાક સમયમાં તમારી સાથે મેં જેટલો વખત વીતાડયો એટલો જ વખત સુખ એ શું હશે એ હું સમજી શકી છું. બાકીનો વખત મેં સુખ મેળવવાનાં ફાંફાં માર્યા કર્યા, અને તે ફાંફાં જ પુરવાર થયાં. મને મરવાનો કાંઇ પણ ડર નથી. હું સમજી ગઇ છું કે હવે મારૂં મૃત્યુ નજીક છે. પણ હું એ નહોતી જાણતી કે મારા પતિદેવ મારા મરણથી નારાજ થશે. વ્હાલા ! તમે કાં આટલા બધા ઉદાસ બન્યા છો ? હું તો ધારતી હતી કે સ્ત્રી કરતાં પુરૂષોમાં સહનશીલતા વધારે હોય છે પણ અહીં તો હું તેથી ઉલટું જ જોઉં છું. જો હું એમ




નવકુમાર આવીને પદ્માવતીના પાસે બેઠો. બન્ને જણાની આંખો એકઠી થઇ.

પૃષ્ઠ ૧૭૦.

જાણતી હોત કે મારા પતિ મારી આ વાતચીતથી આટલા બધા રંજીદા થશે તો એ વાત હું અહીં કાઢત જ નહિ. હવે એ વાત જવા દો, હું બીજું કાંઇક કહું છું તે તરફ કૃપા કરીને ધ્યાન આપો. વ્હાલા! મારી એક વિનંતિ માન્ય કરશો ?"

નવકુમાર;—"વ્હાલી ! તને રાજી કરવાને મારાથી બનશે તે તમામ હું કરીશ. તારે જે કહેવું હોય તે જરી પણ અચકાયા સિવાય ખુશીથી કહે."

પદ્માવતી,—"જ્યારે હું છેલ્લી વેળાએ દિલ્હી ગઇ હતી ત્યારે શહેનશાહ જહાંગીરને જણાવ્યું હતું કે આ જીંદગીમાં કેવળ એક વાર હવે પછી હું તેમની મુલાકાત લઇશ. હવે તે મુલાકાત લેવાનો વખત આવ્યો હોય એમ મને લાગે છે, અને તેથી તેમની સાથે મુલાકાત કરવાની મને પ્રબળ આકાંક્ષા છે. જો તમને હરકત ન હોય તો એક બેપીયો મોકલીને શહેનશાહને મારી ખબર તાત્કાલિક પહોંચાડવાનો બંદોબસ્ત કરશો ?"

નવકુમારે આમાં કાંઇ પણ અયોગ્ય જોયું નહિ. તેણે તેમ કરવા ખુશીથી હા પાડી. પણ તેણે પદ્માવતીને પૂછ્યું,—"હું બેપીયો તો હમણાં જ મોકલાવું છું. પણ શહેનશાહ આવશે ખરા ? રાજકાજનાં કામ બાજુએ મૂકી અહીં આવે એ વાત મને તો અસંભવ લાગે છે."

પદ્માવતી,—"અસંભવિત તો લાગે છે, પણ મારી ખાત્રિ છે કે તેઓ આવ્યા વિના ન જ રહેશે. તમે એક પત્ર લખી નાખો. એમાં લખજો કે પદ્માવતી બહુ બીમાર છે અને મરણશય્યા ઉપર પડેલી છે. અંતકાળે તેની માત્ર એક જ ઉત્કટ ઇચ્છા છે અને તે નામદાર શહેનશાહને મળવાની. તે પડે તો સ્હેજ પણ હાલીચાલી શકે એમ નથી. એટલે ફક્ત નામદાર શહેનશાહની મહેરબાની થાય તો જ તે નામદારનાં પદ્માવતી દર્શન કરી શકશે."

નવકુમારે તે મુજબ પત્ર લખવા હા પાડી. અને તે ત્યાંથી પત્ર લખવા ચાલ્યો ગયો.

# પ્રકરણ ૭ મું.

## વ્યાકુળતા.

" Leaves have their time to fall,
And flowers to wither at the north winds' breath,
and stars to set, lent all–
Thou hast all seasons for thine own,
O ! Death ! "

—Mrs. Hemans.

मरणं प्रकृति शरीरिणाम्
विकृतिर्जीवित मुच्यते बुधैः ।
क्षणमप्यवतिष्ठते श्वसन्
यदि जन्तुर्ननु लाभवान सो ॥ १ ॥
अवगच्छति मूढ चेतसः
प्रियनाशांहदि शल्यमर्पितम् ।
स्थिरधीस्तुतदेवमन्यते
कुशलद्वारतया समुद्धतम् ॥ २ ॥

रघुवंशम ।

" મહા બળવાન માન્ધાતા, ગુણીજન ગ્રંથના ગ્નાતા;
જગત્ કંપાવનારા તે, ન્હડે સૌ કાળને ચુલે.
ગયા શ્રીરામ ને સીતા, ગયાં શ્રી કૃષ્ણ ને રાધા;
ગયા છે ભીષ્મને પાંડુ, રહ્યા નહીં તેમનાં મૂળ!
ગયા દારા સિકંદર શાહ, રૂસ્તમ પહેલવાં મ્હોટા,
કહે તારૂં ગજું તે શું? વિના મ્હોટાઇ શું ફૂલે.

* * * *

ગયા તે તો સદા માટે, ગયા તેની નિશાની શી?
નિશાની એજ રહી છે કે, ન કોઈને કાળ કદિ ભૂલે. "

વસંત.

---

પદ્માવતીની બીમારીના બીજા કેટલાક વધારે દિવસો વીતી ગયા હતા. આ અરસામાં તેણીની તબીયત ઘણી લથડી ગઈ હતી અને યોવનમાં ઉભરાતી માંસલ ગાત્રો વાળો એક વેળાની રૂપવતી પણ અત્યારે હાડકાં અને ચામડાનું એક ખોખું હોય એવી કૃષ બની ગઈ હતી. તેનું સર્વ નુર અદશ્ય થઇ ગયું હતું. મ્હોં તથા આખું શરીર લોહીના અભાવે તદ્દન ફીક્કું અને પીળું પડી ગયું હતું. માત્ર તેની આંખોનું તેજ જેવું અને તેવું કાયમ રહ્યું હતું.

એટલામાં નવકુમારે અંદર પ્રવેશ કર્યો. જે ઓરડો પહેલાં પદ્માવતીના મધુર સ્મિત અને આનંદજનક વાર્તાલાપ કે ગાનતાનથી ગુંજી રહેતો હતો ત્યાં અત્યારે ગંભીર શાંતિ વ્યાપી રહી હતી અને તે મૃત્યુના કાસદોને જાણે આવકાર આપવાને માટે યોજાઇ હોય એવો દેખાવ થઇ ગયો હતો. જે ઓરડામાં પોતાના પ્રિયતમ પતિના, મહા મહેનતે અને અનેક કષ્ટો વેઠીને, છેવટે સમાગમસુખનો ઉપભોગ કર્યો હતો તે જ સુખમય ઓરડાની અત્યારે સ્મશાન જેવી સ્થિતિ બની ગઇ હતી. એમાંથી એક તેજહીન બનવાથી બધું તેજહીન બની ગયું હતું.

દરદી એક સ્વચ્છ પલંગ ઉપર સુતી હતી. પાસે એક બાજઠ ઉપર નવકુમાર તેનો હાથ પકડીને વિષણ્ણ વદને બેઠો હતો. થોડેક દૂર, પદ્માની આંખમાં તેજ ન આવે એવી રીતે લાકડાના બાજઠ ઉપર શામાદાનમાં સુગંધીમય દીપક મંદમંદ પ્રકાશક આપી રહ્યો હતો. પદ્માવતીનું તેજ જતું રહ્યું હતું તેની સાથે જાણે દીપકનું નુર પણ ઓછું થઇ ગયું હોય અને તે પણ મરવા પડ્યો હોય એમ જણાતું હતું.

દીપક તેનો તે જ હતો, ઓરડો પણ તેનો તે જ હતો પણ જે વેળાએ પદ્માવતીની જીવનજ્યોતી જળહળી રહી હતી તે વેળાએ દીપકનો જે પ્રકાશ માલમ પડતો હતો તે પ્રકાશ અત્યારે તેણીનો જીવનદીપક હોલવાઇ જવાની તૈયારીમાં હોવાથી મંદ અને નિઃસ્તેજ લાગતો હતો.

પદ્માવતીનો હાથ પોતાના હોઠ આગળ લઇ જઇને મૃદુ સ્વરથી નવકુમાર બોલ્યો,–" તને હાલ કેમ છે ? "

પદ્મા સ્હેજ હસીને બોલી,–" ઠીક છે. "

ઠીક છે એમ પદ્માએ કહ્યું ખરું પણ બન્ને જણા જાણી ગયા કે આ એક પ્રકારનો મિથ્યા આડંબર છે, અને માત્ર કુદરતની સામે સરકશી કરવાનો તેમનો મિથ્યા પ્રમાદ છે.

નવકુમારે પદ્માનો હાથ ફરીથી પકડ્યો અને તેની આંખો સામે એકી ટસે જોવા લાગ્યો. પદ્માએ નવકુમારના ખભા ઉપર હાથ મૂક્યો અને તે ધીમે ધીમે પુષ્કળ મહેનતે બેઠી થઈ. નવકુમાર તેની શય્યા ઉપર જઇને બેઠો અને પદ્મા તેને અઢેલીને બેઠી. પદ્માની હાલહવાલ સ્થિતિ જોઇને નવકુમારને બહુ લાગી આવ્યું. તેનું ફીકું મુખ મૃદુતાથી પોતાના બે હાથમાં પકડી તે વારંવાર તે પર ચુમ્બન કરવા લાગ્યો. લગભગ રડી પડવા જેવા સાદે નવકુમાર બોલ્યો–" પદ્મા ! હું ઘણો જ દુષ્ટ છું. સંજોગનો ભોગ બનીને તારી જે સ્થિતિ થઈ હતી તે માટે મેં તારા ઉપર તીરસ્કાર વર્ષાવીને તને ઘણો વખત સુધી મારાથી વેગળી રાખી :તારા હૃદયને છિન્નભિન્ન કરી નાખ્યું છે. આજે તેનું

પરિણામ આવ્યું છે અને તું જવા બેઠી છે. પદ્મા! પ્રિયે! તને મેં બહુ દુઃખ દીધું છે. તે દુઃખથી જ આજ તારી આ દશા થઈ છે. અર્થાત્ એક રીતે તારા ભયંકર રોગનું કારણ હું જ છું એમ કહીએ તો ચાલે. પદ્મા! હુ કોઇને સુખ આપી નથી શકયો. કોઇને દુઃખ આપવાની મારી ઇચ્છા ન છતાં હું બધાને દુઃખ પરાણે દઇ રહ્યો છું. એકને મારી નાખી અને બીજીને પણ તે જ સ્થિતિએ પહોંચાડવા બેઠો છું. મારા આ ભુંડા કૃત્યને માટે મને ઇશ્વરને ત્યાં ક્ષમા મળશે કે કેમ તે તો ઇશ્વર જાણે, પણ વ્હાલી! મારા તરફ તું અત્યારે જે અનુરાગ ધરાવે છે તે ઉપરથી, તારી ક્ષમા યાચવાને હું યોગ્ય નથી છતાં પણ માગવા હિમ્મત કરૂં છું. પદ્મા! કહે; મને છેલ્લી ઘડીએ પણ કહેતી જા કે ગઇ ગુજરી હું વિસરી ગઈ છું, હું તમને ક્ષમા કરૂં છું. આટલું કહે અને મારા હૃદયને શાંતિ આપ. મેં તને જે કષ્ટ આપ્યું છે તે તો કદાચ ન વિસરાય પણ છેવટે તારા આ અભાગી અને દુષ્ટ પતિને ક્ષમા તો તું આપી શકીશ. એવી મારી ખાત્રિ છે."

માણસ જ્યારે મરણપથારી ઉપર પડે ત્યારે તે આપણો હડહડતો દુશ્મન હોય તો પણ આપણને તેના તરફ દયા આવે છે એવો એક નિયમ છે. અહીં આગળ તો નવકુમારની પરમપ્રિય પત્ની મરવા પડી હતી, એટલે નવકુમારને લાગી આવે એ સ્વાભાવિક છે અને તેથી જ તે આટલો બધો આવેશમાં આવી ગયો હતો.

પદ્મા બોલી,–" વ્હાલા! ન બોલો–એવું ન બોલો. એવા શબ્દો સાંભળવાથી પણ હું પાપમાં પડું છું. મારામાં હાથ ઉંચો કરવાની શક્તિ નથી. નહિ તો તમારૂં મ્હોં દાબીને પણ તમને આવું બોલતાં અટકાવત. તમારો વાંક? કયા તમારા વાંકને માટે મને ક્ષમા આપવા જણાવો છો? એ ફકત તમારી સજ્જનતા જ છે. ક્ષમા તો મરતી વખતે મારે માગવી જોઇએ. મને જે સુખના સાગરમાં તમે ડુબાવી છે તેમાં મારૂં પાછલું દુઃખ તો હું સર્વથા વિસરી ગઇ

છું. એટલે હવે તમને એમ કંઇ લાગતું હોય તો તે પણ તમારે મનમાંથી કાઢી નાખવું જોઇએ. પ્રણુનાથ! અતિશય સુખમાં મારા સ્વામીના ચર્ણને મસ્તકે ચડાવતી સૌભાગ્યવતી સ્ત્રી તરિકે મારા પતિદેવનાં દર્શન કરતી કરતી હું આનંદે મોતને આધીન થઇશ તેમાં મને નથી ભય કે નથી ચિંતા. તેમાં તો મને ઉલટો આનંદ થાય છે."

એટલાંમાં પેશ્મન અંદર દાખલ થઇ અને બોલી–" શહેનશાહ તરફથી આદમીઓ આવ્યા છે અને થોડાક વખતમાં નામદાર શહેનશાહ આવી લાગશે. "

નવકુમાર આકુળવ્યાકુળ બની ગયો અને હવે શું કરવું તે પૂછવા લાગ્યો. આ તો આશ્ચર્યની અવધી જ થઇ ગઇ હતી. ભરતખંડનો ભાગ્યરવિ દીલ્હીશ્વર શહેનશાહ જહાંગીર પોતે એક સાધારણ પુરૂષની પત્નીની તબીયત જોવા આવે એથી વિચિત્ર વાત બીજી શી હોય? આવા મહાન પુરૂષની આગતાસ્વાગતા શી રીતે કરવી તે માટે નવકુમાર ગુંચવાઇ ગયો. પદ્મનાવતી સ્હેજ પણ અકળાયા વગર નવકુમારને કહેવા લાગી.—" તમે મુંઝાશો નહિ, બહાર જાઓ, અને તેમનાં માણસો કહે એ પ્રમાણે વ્યવસ્થા કરો. "

નવકુમાર ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૮ મું.

### ઉદ્દીપ્ત પ્રણયપાવક.

" I loved, I love you, for this love has lost
" State, Station, heaven, mankind's my own esteem.
" And yet cannot regret what it hath lost,
" So dear is still the memory of that dream.

—Byron.

" તુઝે થા કિયા પ્યાર કરતા અભી મૈં,
" ઇસી પ્રેમસે નાશ મેરા સભી હૈ;
" હમારી બડાઇ, પદ, સ્વર્ગ, જાનો,
" હુએ નાશ તો ભી નહીં સોચ લાનો.
" અભી ભી વહી સ્વપ્ન ચિન્તા લગી હૈ,
" જીસી સે હુઆ નાશ મેરા સભી હૈ."

—રામપ્રતાપ ગુપ્ત.

---

શાહેનશાહ જહાંગીરને જ્યારે પદ્માવતી તરફનો નવકુમારનો લખેલો પત્ર મળ્યો હતો ત્યારે તરત જ તે સમજી ગયો કે પદ્મા નિશ્ચય મરણપથારી પર પડેલી હોવી જોઇએ. તે સિવાય તે આમ કાગળ લખીને બોલાવે નહિ. આ કારણથી રાજકાજની અગત્યની રોકાણોને પણ તેણે રદ કરી અથવા મુલતવી રાખી અને આગ્રાથી ખાનગી રીતે પોતાના રસાલાના થોડાક હથિયારબંધ વિશ્વાસુ માણસો લઇને તે બંગાળમાં આવી પહોંચ્યો. પદ્મા બીમારીમાંથી કોઇ પણ રીતે સાજી થાય એ ઉદ્દેશથી તે પોતાની સાથે આગ્રાના પ્રખ્યાત હકીમને પણ લેતો આવેલો હતો.

અત્યારે આપણે શહેનશાહ જહાંગીરને પદ્માવતીના ઓરડામાં બેઠેલો જોઇએ છિએ. હકીમે પદ્માવતીના તનબદનની ચીકીત્સા કરી અભિપ્રાય આપ્યો હતો કે હવે તેને દવાની જરૂર નથી. તે આવી જ ચેતનમય હાલતમાં આંખો મીંચી દેશે. તેનો અંતકાળ સમીપ હતો. આ ખુલાસાથી જહાંગીરનું વદન પણ અત્યારે અત્યંત મ્લાન બનેલું હતું. પાસે જ નવકુમાર બેઠેલો હતો. બીજાં સર્વ બહાર ચાલ્યાં ગયેલાં હતાં. પદ્માવતી આંખો ખુલ્લી રાખી બન્નેના તરફ જોતી બેઠી હતી. અત્યારે તેના મુખ ઉપર ન તો વિષાદની છાયા હતી કે ન તો

સંતાપની. પરમ સંતોષ અને આનંદ તેના કૃશ બની ગયલા ફીકા ચહેરા ઉપર નીતરતો હતો.

એક લાંબો શ્વાસ લીધા પછી ઘણે ધીમે અવાજે પદ્મા બોલી—" શહેનશાહ સલામત ! આપ આવી પહોંચ્યા ? આપ નામદારના દીદારદર્શન કરવાને જ આ પ્રાણ ટકી રહ્યા હતા. હવે વધારે વખત પદ્મા આ જગતમાં નહિ રહે. મારાથી નથી બોલાતું, મારા નામદાર ! ઓ ! હું કેમ તમને જણાવું કે મારૂં હૃદય અત્યારે કેટલા ઉપકાર અને સંતોષથી ઉભરાય છે ! બાદશાહ સલામત ! રાજકાજનાં કાર્યોને બાજુ ઉપર રાખી મારા જેવી એક તુચ્છ મહિલાને ખાતર આપ નામદારે જે શ્રમ વેઠયો છે તેનો હું કયા શબ્દોમાં આભાર દર્શાવું ? નામદાર ! હું હવે ચાલી. સદાને માટે હું જાઉં છું. હવે ઘણા અલ્પ સમયમાં પાપીયસી પદ્માનું પાપજીવન અંધકારમાં અવશ્ય ડુબી જશે. તેને માટે ઉપાય કરવા નકામા છે. શહેનશાહ ! જ્યાં સતારના તાર તુટી ગયા ત્યાં સંગીત ગાવા પ્રયાસ આદરવો એ તો મૂર્ખાઈની નિશાની જ છે. હું એવી જગ્યાએ અલ્પ સમયમાં જઈશ કે જ્યાં જીવતું આદમી કદી પણ નહિ આવી શકે. મેં હવે જીવનની આશાનો પરિત્યાગ કર્યો છે. જીવનપથમાં જે સર્વ બાહ્ય સુખસૌભાગ્ય ભોગવવાની એક અબળાને લાલસા થાય તે સર્વ મેં આગ્રા અને દીલ્હીમાં આપ નામદારની અનુકંપાથી ભોગવ્યા. પણ એ સર્વ સુખ સુખ તરીકે ત્યાં સુધી આનંદ આપે કે જ્યાં સુધી ખરા સુખની ઝાંખી થઈ ન હોય ત્યાં સુધી. એ સર્વ બાહ્ય સુખ પ્રથમ અમૃત જેવું મધુર પણ પરિણામે વિષ જેવું છે. બાદશાહ સલામત ! આ અભાગણીનો જન્મ આ જગત ઉપર કેવળ દુઃખ ભોગવવાને માટે જ થયેલો હતો. કારણ કે જ્યારે ખરા સુખની મને ઝાંખી થઈ ત્યારે વીતી ગયેલી વાતોના દારૂણ અનુતાપથી હૃદય મથિત થવા લાગ્યું. આથી આ સંસારમાં તો સુખ મેળવવાની આશા મેં છોડી દીધેલી જ હતી અને હું મોતને જ ઇચ્છતી

હતી. ઇશ્વરે મને અપાર કષ્ટ દીધું પણ છેવટે તો મારા પર બહુ કૃપાવંત થયો છે. મારા સ્વામી સંપૂર્ણ કૃપા સાથે મને તો મારી દુઃખી જીંદગીનો અંત લાવનાર મોત પણ માગ્યું મળ્યું છે. શહેનશાહ! મારા જેવી જવાન સ્ત્રીઓ મોતને બિલકુલ ન ઇચ્છતી હશે પણ મારી સ્થિતિ જુદી છે. એટલે મને તો મોત અધિક પ્રિય લાગે છે. અત્યારે પણ હું શું સૂખી છું? ના! હું પહેલાંથી આ સુંદર અને સરળ માર્ગે કેમ ન ચડી તે વિચારથી મારૂં હૃદય ધગધગી રહ્યું છે. તે હૃદયજ્વાલા બુઝાઇ જવાનો માર્ગ મૃત્યુ સિવાય બીજો એક પણ નથી. અને તેથી જ હું મરવાને ઇચ્છું છું. પાપી પદ્માનો પાપી પ્રાણ આ દુનિયામાં હવે વધારે વખત નહિ રહે."

આટલું બોલતાં બોલતાં પદ્માનો શ્વાસ ભરાઇ આવ્યો અને હાંફતી હાંફતી શાંત થઈ તે પથારીમાં સુઈ ગઇ.

નવકુમાર સમજુ હતો. પદ્મા સાથે તો શહેનશાહ જહાંગીરને પરિચય હતો પણ નવકુમાર તો ગમે તેવો પણ અજાણ્યો ઇસમ હતો. મરતી વખતે પદ્માની સાથે શહેનશાહ મુક્ત હૃદયે વાત કરી લે એ ઉદ્દેશથી તે કાંઇક બહાનું કાઢીને બહાર ચાલ્યો ગયો.

જહાંગીર દીલગીરીભર્યા અવાજે બોલ્યો,—"લુત્ફુન્નિસા! મને ખ્વાબમાં પણ એ ખ્યાલ ન હતો કે તારી આખરી મુલાકાત આમ થશે. તેં હમણાં જે કહ્યું તે બરોબર હોય કે નહિ એ તો મને નથી માલુમ, પણ એ સર્વ વાત સાંભળતાં જ દેહમાં કમકમી ઉપજે છે. પદ્માવતી! મને તું ગમે તેવો સમજ પણ હું તને જણાવી દઉં છું કે જ્યારે તું આપણી વચ્ચેનો સંબંધ તોડી તારા સ્વામી સાથે વસવા અહીં ચાલી આવી ત્યારે મેં જીગરને જેમ તેમ કરીને કાબુમાં રાખ્યું પણ ત્યાર પછી જો કે તું નજરથી દૂર થઇ છે પણ જીગરથી દૂર કદી નથી થઇ. પહેલાં જીગરના જે ઉંડાણમાં તારે માટે સ્થાન હતું ત્યાં અત્યારે પણ તે કાયમ છે. તારા સ્વભાવમાં પરિવર્તન થયું

છે, પણ મારે મન તો તું હતી તે જ છે. અર્થાત્ તે કારણથી અત્યારે વારા સદાને માટેના વિયોગથી મારા જીગરમાં જે જવાળાઓ ઉઠે છે તે હું તને કેમ જણાવી શકું ? પદ્મા ! દંભ કે ખોટા આડંબરના આ શબ્દો નથી પણ મારા ખરા જીગરથી હું આ ઉદ્દગારો કાઢું છું."

પદ્માવતી બોલી,—"જાણું છું, જહાંપનાહ! જાણું છું, અને તેથી તો અત્યારે મને અસહ્ય યંત્રણા થઈ રહી છે. મને અત્યારે આપણી વચ્ચેના અગાઉના સંબંધની વાત સાંભરે છે. બાદશાહ ! હવે હું મોતને કાંઠે પડી છું. મને ડર નથી. એટલે હું કહેતાં અચકાતી નથી. મારો જે ભયાનક ગુન્હો છે તે હું આપની આગળ કબુલ કરી દઉં છું. જહાંપનાહ ! આપ મને કેટલો પ્યાર કરતા હતા તે મારાથી ક્યાં છુપું છે ? પરંતુ શહેનશાહ સલામત ! તે પ્યારના બદલામાં હું શું આપતી હતી ? આપના ખરા જીગરના પ્રેમના બદલામાં હું મારા જીગરનો એક કણ જેટલો પણ પ્રેમ તમને નહોતી પાછો આપતી. આપના મહેલની સુકોમળ શય્યાઓમાં સુગંધી પદાર્થોથી મહેક મહેક થતા સુંદર વસ્ત્રો અને આપના તરફથી મળેલા બહુમૂલ્ય અલંકારો પહેરીને જ્યારે આપના ગાઢ આલીંગનમાં હું બદ્ધ થયેલી હતી ત્યારે પણ મારૂં જીગર આગ્રાના બીજા ઈશ્કી જવાનોના વિચારમાં દોડતું હતું. જહાંપનાહ! આપ ચમકો છો. હું તે જાણું છું. હું એક હવસની પૂતળી અને વિષયલંપટ સ્ત્રી હતી. જો આપને મેં કદી પણ પ્રેમ કર્યો છે એવું આપને લાગતું હોય તો તે ફક્ત મારી ઉશ્કેરાયલી લાગણીઓ આપનાથી શાંત થયેલી તે પુરતું જ. બાકી અને કે કમને આપના બાદશાહી ઠાઠમાઠમાં હું અમનચમન કરતી હોવાથી તેના બદલા તરીકે મેં મારા દેહનું લીલામ થવા દીધું. શું તે પ્રેમ કહેવાય ? આપ ન ચોંકશો, જહાંપનાહ ! દુનિયામાં મારા જેવી અસતી, કુલટા, ગણિકા, વ્યભિચારિણી અને હવસની પૂતળી સરખી વિષયલંપટ સ્ત્રીઓની એ જ રીતિ છે. એવું જ અમારૂં કાર્ય, અને એવો જ અમારો વ્યવહાર છે. અમારા સ્વરૂપ અને સૌંદર્યના પ્રભાવથી

લોકોનાં જીગરને ઉન્મત્ત બનાવવા અને તેમને ઠગવા એ જ અમારો પરમ ધર્મ છે. આપ નામદારે મને સુખ અને સંતોષ આપવાને માટે શું નથી કર્યું ? પણ હું સ્વયં પાપીયસી છું. મેં આપની સાથે ઘણો બુરો વ્યવહાર કર્યો છે. નામદાર ! વિચાર કરો કે મારાં પાપની કાંઈ સીમા છે ?"

આટલું બોલી પદ્મા ચુપ થઇ ગઇ. તેણે આંખો મીંચી દીધી. બહુ વાર સુધી આંખો મીંચેલી રાખીને પછી તેણે આંખો ખોલી અને બાદશાહના સામું જોયું. ફરીથી તે ક્ષીણ સાદે બોલવા લાગી,–"બાદશાહ! આપ નામદારને મેં અતિશય કષ્ટ આપ્યું છે. પણ હવે વધારે તકલીફ નહિ આપું. હવે કહેવાનું થોડું જ બાકી રહ્યું છે. નામદાર! કોઈ વેળાએ જ્વાળામુખી પર્વત ફાટે છે ત્યારે પત્થર પણ પીગળી જાય છે. મારાં દુષ્ટ કૃત્યોની ધગધગતી જ્વાળાઓમાં જળીને મારૂં પથરા જેવું કાળજું પણ કાંઇક નરમ થવા લાગ્યું અને સદિચ્છાએ મારા મનમાં વાસો કર્યો. જ્યારે હું સારા માર્ગ તરફ ઢળી ત્યારે જ મને માલુમ પડયું કે મેં આપ નામદારની સાથે નખરાં કરીને કેવી દગલબાજીભરી ચાલ ચલાવી છે. આપના સ્નેહભીના હૈયાને વધારે વાર દુઃખી બનાવવું અને આપની સાથે વધારે ફીતુર અને ફરેબ ચલાવવાં એ હવે ન બની શકે એમ હતું અને મારા પતિદેવે પોતાના ચર્ણમાં સ્થાન આપવા મરજી બતાવેલી હતી. આ બે કારણોથી મેં સદાને માટે આગ્રા છોડયું અને હું અહીં આવી.

"મહારાજ! આજે હું મોતને કાંઠે આવેલી છું એટલે જ આટલી વાત આપ નામદાર સમક્ષ કહેવાની સરકશી કરી છે. નહીતર મેં તે કદી પણ કરી ન હોત હાલ હું મારા સ્વામીના સહવાસમાં સુખી હતી. આપ નામદાર જણાવો છો કે આપ મને ભુલી જઇ શકયા નથી. મારે પણ આપ નામદારને તે જ જણાવવાનું છે. હું પણ અહીં રહેવા છતાં આપ નામદારનું દયાળુ અને તેજસ્વી મુખ ભુલી નથી

શકી. જો મારી હાલની સ્થિતિમાં તે અધર્મ ગણાતો હોય તો મને તેથી દુ:ખ નથી થતું. મને તેની પરવા નથી.

"બાદશાહ સલામત! હવે વધુ વાર આપને સાંભળવાની તકલીફ આપવા નથી ઈચ્છતી. હવે નથી તો મારામાં બોલવાની શક્તિ કે નથી તો કાંઈ કહેવા જેવું રહ્યું. જે કહેવું હતું તે મેં આપને કહી દીધું છે. નામદાર! આ અબળાની વિનંતિ અને અરજ જો પાક ખુદાતાલાના ચરણો આગળ સ્વિકારાતી હોય તો મારી અંતઃકરણની બંદગી છે કે આપ નામદારનું રાજ્ય ચિરકાળ તપો, બાદશાહ સલામતનું ખુદા રક્ષણ કરો, અને આપ નામદારના પરમ પૂજનીય, વંદનીય, અને પ્રાતઃસ્મરણીય વાલિદ શહેનશાહ જલાલુદ્દીન અકબરશાહના પગલે ચાલી હિંદુ મુસલમાનની ઐક્યતાના દોરડાને આપ વધારે મજબુત ગુંથો, અને બન્ને કોમ વચ્ચે ભાઈચારો વધારો. મને તો તેમાં જ ભારતનો ભાગ્યરવિ સદાને માટે ઉદિત રહે એમ લાગે છે. તેથી વિરૂદ્ધ વર્તન રાજ્યને હાનીમાં લાવી મૂકશે એમ મને તો લાગે છે. ખુદા આપનું અને સર્વ પરિવારનું ભલું કરે!

"બાદશાહ! હવે એક જ વિનંતિ કરવી રહી છે અને તે એ કે મને હવે ક્ષમા આપો!"

શહેનશાહ જહાંગીરની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તેણે પદ્માવતીનો હાથ પકડી લીધો અને તે પોતના હોઠ આગળ લગાડયો. તે બોલ્યો,—"પદ્મા! લુત્ફુન્નિસા! તું એક ફિરસ્તો છે. તું કહે છે તેમ તેં કાંઇ પણ પાપ નથી કર્યું. કદાચ તારી અત્યારની વ્યાધિગ્રસ્ત સ્થિતિમાં તને એમ લાગે તો ભાણુ જાણે પણ મને તો તારાથી પૂર્ણ સંતોષ છે, અને તેં મારો કાંઇ પણ અપરાધ કર્યો હોય એમ મને તો નથી લાગતું. છતાં તારા ચિત્તની શાંતિને ખાતર હું કહું છું કે જો તને એમ લાગતું હોય કે તેં મારો કાંઇ પણ અપરાધ કર્યો છે, તો તે માટે હું તને અંતઃકરણ પૂર્વક ક્ષમા આપું છું. મારા ખરા

જીગરથી હું આ સખુનો ઉચ્ચારૂં છું. ખુદા તને અમર શાંતિ બક્ષે એવી મારા જીગરની દુઆ છે અને તે પાક ખુદાતાલા બર લાવશે! આમીન!

"બીજું એ કહેવાનું છે કે તારા શૌહરે મેં તેને જાગીર સંબંધી જે લખ્યું હતું તેનો જવાબ હજુ દીધો નથી, તારી દોસ્તીને ખાતર તારા શૌહર મારા પરમ મિત્ર તરિકે જાવેદાન સુધી ગણાશે અને તે જાગીર હું કોઇ પણ પ્રયત્ને તેમને આપીશ. હવે તું શાંતિથી સુઇ જા. હું નવકુમાર સાથે કેટલીક વાતચીત કરીને આવું છું."

## પ્રકરણ ૯ મું.

### જીવનજ્યોતિનો વિલય.

" पतिरङ्कनिषण्णयातया ।
" करणापाय विभिन्न वर्णया ॥
" समलक्ष्यत विभ्रदाविलां ।
" मृगलेखा मुषसीव चन्द्रमाः ॥ "

—रघुवंशम् ।

" હું જાઉં છું, હું જાઉં છું, ત્યાં આવશો કોઈ નહિ,
" સો સો દિવાલો બાંધતાં ત્યાં પ્હોંચશો કોઈ નહિ. "

—રાજકવિ કલાપી.

" ગણતાં વર્ષની માળા, મહાપંડિત પણ ભૂલે !
" જગતનો તાત બ્રહ્માએ, સમયને પારણે ઝુલે
" ગયું જૂનું નવું આવ્યું ! નવું જુનું વળી થાશે !
" નવાં જૂનાં તણી ઘટમાળ, જગતને આંગણે ઝુલે ! "

—"વસંત."

---

મોતના દેવે પદ્માને લઈ જવાને માટે જેટલી તૈયારીઓ કરવી જોઇએ તે સર્વ તૈયારીઓ કરી દીધી. એ સર્વનો અત્રે ઉલ્લેખ કરી વાર્તાને વધારે લંબાવવી અનાવશ્યક છે. પદ્માની બીમારી દરમ્યાન એક પણ દિવસ એવો ન ગયો હશે કે જ્યારે નવકુમાર દિવસનો તથા રાતનો મોટો ભાગ પદ્માની શય્યા નજીક ન બેસી રહ્યો હોય. પદ્મા ઉપર તેને કેટલો સ્નેહ અને કેટલી લાગણી હતી તેની તુલના કરવાનો મૃત્યુના મુખમાં જતી પદ્માવતીને આ સારો લાગ મળ્યો અને તેના સુખની સીમા ન રહી.

મોત કોને ગમે છે? મોત કોઇને ગમતું હોય એ માનવા જેવું નથી. કમરથી વાંકી વળી ગયેલી, અતિશય વ્યાધિઓથી પીડાતી, અને હાલવાચાલવાની જેનામાં શક્તિ ન રહી હોય એવી એંસી વર્ષની ડોસી આગળ પણ તમે તેના મોતની વાત કરશો તો તે પોતાનું મ્હોં કુમળાવશે. ત્યારે પદ્મા તો જુવાન હતી, જીંદગીના સુખની ઘણી ભાવનાઓ ભોગવવાની તેને હજુ બાકી હતી. એમ છતાં પદ્મા હસતે મુખડે મોતને ભેટવાને તૈયાર થતી હતી. તેનું કારણ તમે જાણો છો? કારણ એટલું જ કે દુઃખી પદ્માએ પોતાની આખી જીંદગી દરમ્યાન સુખ મેળવવાને ફાંફાં માર્યાં ત્યારે તેને છેવટની ઘડીએ સુખ મળ્યું હતું. તે સુખનો આંકો પણ નહોતો. આ અપૂર્વ સ્થિતિ જો ચાલી જાય તો પદ્માનું મોત પણ તેને માટે ભયંકર થઈ પડે. એવી

સ્થિતિમાં મરવું એના કરતાં અત્યારે સર્વનાં સુખડાં નિહાળી આનંદથી મોતની સાથ ભેટો કરવાનું પદ્મા વધારે પસંદ કરતી હતી અને તેથી જ તે અત્યારે તૈયાર થઇ ગઈ હતી.

આજે પદ્માની હાલત ભયંકર થઈ ગઈ હતી. તેને સંપૂર્ણ શુદ્ધિ હતી, પણ આંખોએ વિચિત્ર ભાવ ધારણ કર્યો હતો. હાથ પગમાંથી ચૈતન્યનો લોપ થઇ જઇ તે ઠંડા ગાર થઇ ગયા હતા. હવે પદ્માનામાં ઉઠીને બેસવાની કે હાથપગને આમતેમ હલાવવાની શક્તિ નહોતી, તે માત્ર પડી પડી ટગર ટગર જોયા કરતી હતી, તથા અચકાતી અચકાતી ઈશારાથી અથવા તો ક્ષીણ અવાજથી ટુંકી વાત કરી રહી હતી. જહાંગીર બાદશાહ સાથે આવેલા હકીમે પણ આજની પદ્માની સ્થિતિ જોઇને જણાવી દીધું હતું કે રાત્રિનો એક પ્રહર વીતી ગયા પછી પાંચ છ ઘડીથી વધારે વખત પદ્માવતી જીવવાની નથી.

નવકુમારના સામું પદ્માવતી જોઈ રહી હતી તે ઉપરથી પદ્માને તેણે પૂછ્યું,–" તારે કાંઈ કહેવું છે, વ્હાલી ?"

પદ્માવતી મંદ અવાજે ધીમે ધીમે બોલી–" કહેવું તો ઘણું છે નાથ, પણ મને હૃદયમાં બહુ વેદના થાય છે–મારાથી નથી બોલાતું,–મારૂં મગજ ભમે છે–મારે શું કહેવું તે મને હવે યાદ નથી આવતું–મને માત્ર એટલું જ સાંભરે છે કે મને જે અપૂર્વ સુખ આપી આપે મારા ઉપર કૃપાદૃષ્ટિ કરી હતી તેના બદલામાં તમને સંતોષવા જેવું એક પણ કાર્ય મારાથી નથી થયું. મને બહુ બહુ ઉમેદો હતી. પણ હવે તે નકામું છે–નાથ ! તમે મારા સુખને માટે જે જે કર્યું છે તેનો બદલો વાળવો તો બાજુએ રહ્યો પણ આપનો ઉપકાર પણ મારાથી યોગ્ય શબ્દોમાં નથી માની શકાયો. હવે મારે માટે તો તેમ કરવું અશક્ય છે. ભગવાન તમારૂં મંગલ કરે પ્રાણનાથ ! મારી વ્હાલી બ્હેન સરખી સખી શ્યામા બ્હેનને મારા અંતિમ પ્રણામ કહેજો. કપાલકુંડલા જીવતી હોય એમ મારો અંતરાત્મા સાક્ષી

પુરે છે અને કોઈ દિવસ જરૂર તમારો તેમની સાથે ભેટો થશે. પ્રાણ-નાથ ! કપાલકુંડલા માનવી નથી પણ દેવી છે. એ તરત જ તમારી વિનંતિ સ્વિકારશે, એને પાછી તમારે આશ્રયે લેજો અને મેં પાપિણીએ તેના જીવનમાં જે ભયાનક ઝેરી કાંટા વેર્યા છે તે માટે મને ક્ષમા આપે એમ કહેજો. ઓ—! હજુ તો મારે ઘણું કહેવું છે પણ હવે નથી બોલાતું."

થોડીક વાર રહીને પદ્માએ નજીક જ બેઠેલા શહેનશાહ જહાંગીર સામે નજર ફેરવી અને તે બોલી,—"બાદશાહ સલામત ! બન્દીને ક્ષમા ! હવે નથી બોલાતું, ધીમે ધીમે મારી વેદના વધતી જાય છે. શહેનશાહ નામદાર ! અને જીવિતેશ નવકુમાર ! હવે વધારે વાર નથી. મને રજા આપો. ઓ—ઓ—ઓ—દેવ ! સ્વામી ! પ્ર—ભુ—! ચાલી ! નાથ ! હું ચાલી ! જ—અ—અ—ય, પ્ર-ભુ ! ચા—આ આ—લી —ઈ—ઈ ! "

જોતાંજોતામાં પદ્માવતીની આંખો ઉંચી ચડી ગઈ. શહેનશાહ જહાંગીર પરિસ્થિતિ સમજી ગયો અને ઝટ ઓરડાની બહાર ચાલ્યો ગયો. ઉમાપતિ વિગેરે અંદર આવી પહોંચ્યા. પદ્માના મુખમાં તુલસીપત્ર તથા ગંગાજળ વિગેરે રેડવામાં આવ્યું. બે ત્રણ આંચકી આવી. પોતાના સ્વામીના સામું ટગર ટગર જોતાં પદ્માવતીએ પ્રાણ છોડયો. પદ્માની જીવનજ્યોતિ બુઝાઈ ગઇ !

# પ્રકરણ ૧૦ મું.

## એ કોણ ? કપાલકુંડલા ?

"He turned to the left,-is he sure of sight,
"There sat a lady youthful and bright."

—Byron.

પદ્માવતીના મૃત્યુને લગભગ ત્રણ માસ જેટલો વખત વીતી ગયો છે. દુઃખની ઔષધિ દિવસો એ પ્રમાણે પદ્માના મોતનો ગમ પણ ધીમે ધીમે સર્વને ઓછો થવા લાગ્યો છે. પદ્માના મૃત્યુ પછી ઉદાર દિલના શહેનશાહ જહાંગીરે પદ્માના નામની ખાતર અને નવકુમારને પોતાના દિલજાન દોસ્ત ગણીને ખાસ આગ્રહપૂર્વક અગાઉ જણાવેલી જાગીર આપી હતી. અત્યારે નવકુમાર એક જાગીરદાર બન્યો હતો. પદ્માવતીને હિંદુ ધર્મ પ્રમાણે સ્મશાનમાં અગ્નિદાહ દેવામાં આવ્યો હતો અને અગ્નિદાહની સર્વ ક્રિયા ઉમાપતિએ વિધિપૂર્વક કરી હતી. એટલું જ નહિ પણ શ્રાદ્ધાદિ ક્રિયાઓ પણ યોગ્ય રીતે કરવામાં આવેલી હતી. પદ્માવતીના મૃત્યુ સમયે શહેનશાહ જહાંગીર પણ ખાનગી પોશાકમાં સ્મશાનભૂમિમાં પધાર્યા હતા. તે પછી બીજે જ દિવસે પોતાની રાજધાનીમાં તેઓ ચાલ્યા ગયા હતા. આટલો ખુલાસો કરીને હવે આપણે આપણી વાર્તામાં આગળ વધીશું.

બંગાળામા આવેલા કરનાલગંજ નામના ગામથી બે કોસ દૂર દક્ષિણ દિશામાં ગંગા નદીમાં એક નૌકાને આપણે જળમાં ચાલતી જોઇએ છિએ. પોષ મહિનાનો દિવસ, રાત્રિનો સમય, હાડકાં ધ્રુજાવી

નાખનારી ઠંડી, અને ચારે બાજુએ ઘોર અંધકાર એ સર્વે નાવના ઉતારૂઓને અતિશય કષ્ટ આપી રહ્યાં હતાં. આવી ઠંડી રાત્રિએ નાવ આગળ ચલાવાય એમ ન હોવાથી કિનારા આગળ એક સારી જગ્યાએ માછીઓએ મછવો લાંગર્યો. અને પછી સર્વ નાવમાં નિશ્ચિંતતાથી સુઇ ગયા.

ધીમે ધીમે પ્રભાત થયું. માછી લોકો જાગી ઉઠ્યા તથા દંતધાવનાદિ ક્રિયામાં રોકાયા. તે નાવમાં સુતેલા બે પ્રવાસીઓ જાગી ઉઠ્યા. આપણે તે બન્નેને ઓળખીએ છીએ. તેમાંનો એક હતો નવકુમાર અને બીજો ઉમાપતિ. કાંઈ કામને માટે સપ્તગ્રામથી તેઓ કરનાલગંજ ગયા હતા. તેઓ ત્યાંથી નવકુમારની બ્હેન શ્યામાસુંદરીને સપ્તગ્રામ લાવવાને માટે નવદ્વીપ જવા માગતા હતા. નવકુમારનાં જે સ્થળે કપાલકુંડલા સાથે પહેલાં લગ્ન થયેલાં હતાં તે સ્થળનો પૂજારી સપ્તગ્રામ થોડાક વખતથી આવેલો હતો અને તે પણ અત્યારે નાવમાં સાથે જ હતો.

પૂજારી હજુ સુઇ રહ્યો હતો. નવકુમાર અને ઉમાપતિ ઉઠ્યા અને કિનારા ઉપર આવ્યા. ઉમાપતિ બોલ્યો,—"રાતના અંધારામાં આપણે કયી જગ્યાએ નાવ લાંગર્યું હતું તે જોઈ શકતા નહોતા. પણ અત્યારે જણાય છે કે નજીકમાં જ સામે એક સુંદર ગામડું આવેલું છે. જુઓ, પેલી બાજુએ એક જણ નહાય છે. આપણે આ કયું ગામ છે તે તેમને પૂછીએ."

નજીકમાં કિનારા આગળ એક બ્રાહ્મણ સ્નાન કરતો હતો તેને તેઓએ પૂછ્યું કે આ ગામનું નામ શું છે. તેણે જવાબ આપ્યો કે આ ગામનું નામ મણિપુર હતું.

ગામ નદીકિનારાથી લગભગ પા કોસના અંતરે આવેલું હતું. હજુ નાવને ચલાવવાને એકથી દોઢ પહોરનો વિલમ્બ હતો એટલે તેઓ ફરવાને માટે ગામ તરફ ચાલ્યા. ગામની નજીક આવતાં તેઓએ

જોયું કે ગામ ઘણું સુંદર હતું. અવ્યવસ્થિતિ રીતે બાંધેલાં ઝુંપડાં, જગે જગ ઉકરડા, કચરાના ઢગલા, ઢોરોનાં મળમૂત્રાદિથી ઉપજતી દુર્ગંધ એ સર્વમાંનાં કોઇ પણ ચિન્હો ત્યાં જણાતાં નહોતાં. ગામ ઘણું જ સફાઇદાર અને સ્વચ્છ હતું.

પણ ગામની નજીક આવતાં તેઓને વધારે સુંદર તો એક બે મજલાવાળું મકાન લાગ્યું. ગામનાં નાનકડાં ઘરોનું જાણે આ મકાન સરદાર હોય એવું દેખાતું હતું. સાદિ બાંધણીનું અતિ સુંદર તે મકાન હતું. અત્યારે ગામડાંઓમાં અમલદારો, શેઠ શાહુકારો કે શ્રીમંતોને ઉતરવાને માટે સ્ટેશનની નજીક "ગેસ્ટહાઉસ"ને નામે જે મકાનો ઉભાં કરેલાં હોય છે તે મોટે ભાગે "ઇન્ગલીશ રેનેઇસાન્સ" જાતનાં બાંધેલાં હોય છે. પશ્ચિમનું બધી વાતનું અનુકરણ થાય ત્યાં આટલુંય શું કરવા બાકી રહી જાય? ગામડાંનાં નાનકડાં મકાનો, અને આ-જુબાજુની હરિયાળી જમીન તથા કુદરતી દેખાવ આગળ આ અંગ્રેજી પદ્ધતિથી બાંધવામાં આવેલાં મકાનો ગામડાની સુંદરતા સાથે સરખાવતાં વિલાયતી ચબુતરા જેવાં જ જણાય છે. હિંદી પદ્ધતિનાં મકાનો અદૃશ્ય થઇ ગયા છે, અને આવી જાતનાં મકાનોથી ત્યાં કુદરતી સૌંદર્ય સાથે પાશ્ચિમાત્ય બનાવટી અને ઝળકતું સૌંદર્ય આંખને કાંઇ જ આનંદ આપતું નથી. કુદરતનાં સૌંદર્યની શોભામાં વધારો કરી આપણી આંખને અપૂર્વ આનંદ આપે એવું હિંદી પદ્ધતિએ બાંધેલું સુંદર મકાન જોવું હોય તો તે દ્વારકા (કાઠિયાવાડ)માં સાગરતટ ઉપર આવેલું 'સિન્ધુસદન' નામનું ભવ્ય મકાન છે. તે જોવાથી અને અન્ય સ્થળના વિલાયતી તાબુતો જોવાથી વાચકો સ્હેલાઇથી સમજી શકશે કે જ્યાં જેવું શોભે ત્યાં તેવું મકાન બાંધવામાં તે મકાનના માલિક શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ કેવું સુંદર શિલ્પકળાકૌશલ્ય બતાવ્યું છે.

આ સ્થળે તેવું નહોતું. આ મકાન હિંદી શિલ્પકળાની દૃષ્ટિએ બાંધેલું હતું. તે વખતે સદ્‌ભાગ્યે 'ઇન્ગલીશ રેનેઇસાન્સ" પદ્ધતિ

દાખલ જ નહોતી થઈ. એટલે તેનું સૌંદર્ય અતિ મનોહર જણાતું હતું. એ મકાનની આગળની બાજુએ પુષ્કળ છુટી જગ્યા આવેલી હતી અને ત્યાં અનેક પ્રકારનાં પુષ્પો, વૃક્ષો, વેલીઓ અને છોડવાઓ ખીલી રહ્યા હતાં. પણ એ સર્વથી વિશેષ આકર્ષણ તો એ હતું કે એક પરમ સ્વરૂપવતી વનદેવી સમાન શોભતી સુકોમળ સુંદરી ત્યાંનાં વૃક્ષોને હાથમાંના એક માટીના પાત્ર વડે જળસિંચન કરતી હતી.

વેગળેથી આ અપૂર્વ મનોહર દશ્ય નવકુમાર અને ઉમાપતિ જોવા લાગ્યા. અચાનક નવકુમારની દષ્ટી દૂરથી પેલી સુંદરી તરફ પડી. તે સુંદરીએ તેને જોયો કે કેમ તે તો અમે નથી કહી શકતા પણ તે ત્યાંથી પાછી ફરી ને અંદરના ભાગમાં ચાલી ગઈ.

નવકુમારની નજર તે સ્ત્રી ઉપર પડતાં જ તે અત્યંત વિહ્વલ બની ગયો અને તે એટલો બધો ઉશ્કેરાઈ ગયો કે તેને પુરૂં બોલવાની શુદ્ધિ પણ ન રહી. ઉમાપતિનો હાથ જોરથી ખેંચીને તે બોલ્યો,– "ઉમાપતિ! જો! જો!–" અને એટલું કહેતાંની સાથે જ તે ત્યાં જ શુદ્ધિ ગુમાવીને જમીન ઉપર તુટી પડયો.

બિચારો ઉમાપતિ આ શું બન્યું અને નવકુમાર તેને શું જોવાનું કહેતો હતો તે કાંઇ જ સમજી શકયો નહિ. તે ઘણો જ ગભરાયો. આજુ બાજુએથી બે ત્રણ રાહદારીઓ જતા હતા તેઓ ત્યાં દોડી આવ્યા. ઉમાપતિ તેમની સહાયતા વડે નવકુમારના અચેતન દેહને નદી કિનારે લઇ ગયો અને મછવામાં મૂકયો. રાહદારીઓ ચાલ્યા ગયા.

ધીમે ધીમે બપોર થવા આવ્યા. બધાં પોતાનાં કામકાજથી પરવારી ગયા. પવન પણ અનુકુળ વાવા લાગ્યો. નાવ ચલાવવાની તૈયારી થઇ ગઈ. પણ હજુ નવકુમારને પુષ્કળ ઉપાયો કરવા છતાં પણ શુદ્ધિ ન આવી. લાચાર બનીને પૂજારી તથા ઉમાપતિએ પોત-પોતામાં મસલત કરીને નાવને હંકારવાની આજ્ઞા આપી દીધી. નાવમાં

પૂજારી અને ઉમાપતિએ નવકુમારને શુદ્ધિમાં લાવવા ઘણા પ્રયત્નો કર્યા. પણ તે પ્રયત્નો નકામા જ ગયા.

સાંજ પડવા આવી. નવદ્વીપનો કિનારો દૂરથી દેખાવા લાગ્યો. ધીમે ધીમે નવદ્વીપ પણ આવી પહોંચ્યું. કિનારા આગળ નાવને લાંગરવામાં આવ્યું. હજુ પણ નવકુમારનામાં ચેતન્ય ન આવ્યું. માછીઓની પાસે નવકુમારના દેહને આસ્તેથી ઉંચકાવીને સર્વ જણાં શ્યામાસુંદરીના સાસરે ગયાં. નવકુમારની આવી વિલક્ષણ સ્થિતિ જોઇને શ્યામા તથા તેના પતિ મથુરાનાથના દુઃખનો પાર ન રહ્યો. તેઓએ નવકુમારને શુદ્ધિમાં લાવવા અનેક પ્રયત્નો કર્યા.

આખરે રાતનો લગભગ એક પહોર વીતી જવા બાદ નવકુમારે આંખ ઉઘાડી. હજુ તે થરથરતો હતો. તેને તાવ લાગુ પડ્યો હતો. તે આંખો ચોળીને બોલ્યો,–" આ શું ? તમે મને ક્યાં લાવ્યા છો ? લઈ જાઓ ! મને મારી કપાલકુંડલા પાસે લઈ જાઓ ! મેં મારી નજરે એને આજે જોઈ છે ! "

બધાં સમજ્યાં કે નવકુમારનું મગજ ઠેકાણે નથી અને તે યદ્દવાતદ્વા બોલે છે. ઉમાપતિ નવકુમારને પટાવતો હોય એમ બોલ્યો,–" જો બાપ ! શાંત થા ! અત્યારે તું બોલીશ નહિ. સુઇ જા ! તને સવારે આરામ થઈ જશે. "

નવકુમાર ચીડાઇને બોલ્યો,–" તમે બધાં મને ચિત્તભ્રમ થયું હોય એમ ગણો છો. પણ તમારી ભુલ છે, હું અત્યારે પૂર્ણ શુદ્ધિમાં છું. હું સાચું જ કહું છું કે મેં આજે નજરો નજર કપાલકુંડલાને જોઇ છે. "

ઉમાપતિ આશ્ચર્યથી બોલ્યો, –" શું તું ખરૂં કહે છે ? તેં ક્યાં જોઈ છે. ? "

નવકુમાર,—" યશિપુરના પેલા સુંદર મકાન આગળના બગીચામાં વૃક્ષને જે સ્ત્રી પાણી સીંચતી હતી તે જ મારી કપાલકુંડલા

છે. હું સત્ય જ કહું છું. મને ભ્રમણા નથી થઇ. મારી ભુલ એટલી થઇ કે હું અત્યંત ઉશ્કેરાઈ ગયો અને તેથી મારી આ દશા થઇ. નહીતર તે જ વખતે એ સર્વનો નિકાલ થઇ જાત. માટે જ હવે કહું છું કે મારે જેમ બને તેમ જલદીથી યશિપુર જવાની તૈયારી કરવી જોઇએ."

ઉમાપતિને હવે નવકુમારની વાત ખરી હોય એમ લાગ્યું. તે બોલ્યો,—" જો એમ હશે તો આપણે તરત જ તપાસ કરીશું. આજ તો તને બહુ નબળાઈ વ્યાપી ગઇ છે અને તાવ પણ ચડી આવ્યો છે. માટે એક બે દિવસ આરામ લે. પછી આપણે શ્યામાબ્હેનને લઇને અહીંથી પાછા જઇશું તે વખતે યશિપુરવાળા રસ્તે થઇને જ જઈશું અને ભાળ કાઢીશું."

નવકુમારને પણ લાગ્યું કે હાલ તો તે એટલો બધો દુર્બળ બની ગયો હતો કે તેનામાં ઉઠવાની શક્તિ રહી નહોતી. આથી બે ત્રણ દિવસ બાદ જવાનું નક્કિ થયું.

## પ્રકરણ ૧૧ મું.

### કપાલકુંડલા કોની પુત્રી ?

"yet heavens are just and time suppresseth wrongs"

—Shakespeare.

## " અંત ભલે કા ભલા ! "

ગયા પ્રકરણમાં વર્ણવેલી વાત બની તેના ત્રીજા દિવસે સંધ્યા-કાળે નવકુમાર અને ઉમાપતિ મથુરાનાથના ઘરથી થોડેક દૂર રસ્તા ઉપર આમ તેમ ફરતા હતા એટલામાં અચાનક તેમને કાલિદાસ ભટ્ટાચાર્ય મહાશયનો ભેટો થયો. કાલિદાસ ભટ્ટાચાર્ય ઉમાપતિના ભાવિ સસરા અને મુક્તકેશીના પિતા થાય તે વાત અમારા વાચકોના સ્મરણમાં જ હશે.

ભટ્ટાચાર્ય ગોપાળપુરથી અહીં શું કરવા આવ્યા હશે એ પૂછવા ઉમાપતિ આતુર બન્યો. નવકુમારને ભટ્ટાચાર્ય મહાશયને બતાવીને બોલ્યો કે આ મુક્તકેશીના પિતા થાય. પછી તે જલદી તેમની પાસે ગયો, અને તેમને પ્રણામ કરીને બોલ્યો,–' આપ અહીં ક્યાંથી ? કુશળ તો છે ને ? "

ભટ્ટાચાર્ય,—" હા; કાંઇક ખાસ કામને માટે અહીં આવવું પડયું હતું. હવે પાછો જાઉં છું. તમે અહીં તમારા મિત્રની સાથે શ્યામાસુંદરીને પિયેર લઇ જવા આવ્યા હશો, કેમ ? "

ઉમાપતિ,—" જી હા. હવે અમે પણ એકાદ દિવસમાં અહીંથી નીકળવા માગીએ છીએ. આપ જમીન માર્ગે જવાના હશો. અમારી પાસે નાવ તૈયાર છે એટલે આપનાથી જલદીથી ઘેર પહોંચાશે. માટે આપણે સર્વ સાથે જ જઇશું. આજનો દિવસ થોભી જાઓ."

કેટલીક હા ના કર્યા પછી ભટ્ટાચાર્યે એ વાત કબુલ કરી. પછી ઉમાપતિના ખાસ આગ્રહથી તે મથુરાનાથને ત્યાં થોડીક વારને માટે ગયા. ત્યાં આંગણાંમાં જ પૂજારી ઉભો હતો. ભટ્ટાચાર્યે ધારી-ધારીને પૂજારીને જોયો. પૂજારી પણ ભટ્ટાચાર્યને જોવા લાગ્યો.

છેવટે ભટ્ટાચાર્ય બોલી ઉઠયા,—" અહો ! ભાઇ હરિચરણ ! તમે અહીં ?–એ શું ? "

બન્ને જણા અરસપરસ ભેટી પડ્યા. નવકુમાર અને ઉમાપતિ આશ્ચર્યથી એક બીજાનું મ્હોં જોવા લાગ્યા.

પૂજારી બોલ્યો,—" નવકુમાર ! તમને બન્નેને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે. પણ જ્યારે હું બધી વાતનો ખુલાસો કરીશ ત્યારે તમે જાણશો કે નવાઈ જેવું એમાં કંઇ જ નથી. નવકુમાર ! તમારી કપાલકુંડલાનાં માતાપિતા વિગેરે કોણ હતાં તે સર્વ તમે કાંઇ જ જાણતા નથી. આજે એ સર્વનો ખુલાસો કરવાનો સમય આવી લાગ્યો છે. માટે ઉશ્કેરાયા સિવાય હું જે કહું છું તે સાંભળી લો."

થોડીક વાર શ્વાસ ખાઇને પૂજારીએ બોલવાનું શરૂ કર્યું,— " ભાઇ ઉમાપતિ અને નવકુમાર ! આ ભટ્ટાચાર્ય મહાશય કપાલકુંડલાના પિતા થાય છે ! એમ ઉશ્કેરાઈ જવાનું કાંઈ કારણ નથી. શાંતિથી એક વાર સાંભળી લો. હું ભટ્ટાચાર્ય મહાશયનો નાનો ભાઇ થાઉં છું. ઉમાપતિની વિવાહિત પત્ની મુક્તકેશીની મોટી બ્હેન તે જ કપાલકુંડલા. જ્યારે કપાલકુંડલાનો જન્મ થયો ત્યારે હું હીજલી નામના ગામમાં મારા આ મોટા ભાઈ સાથે જ રહેતો હતો. કપાલકુંડલાનું નાનપણનું નામ ' પૂર્ણકેશી ' હતું. પૂર્ણકેશીની ઉમ્મર જ્યારે બે વર્ષની થઈ ત્યારે હું હીજલીથી નીકળી ત્યાંથી દૂર આવેલા હીજલીના જંગલમાં આવ્યો. મારે સંસારમાં પડવાની ઈચ્છા નહોતી અને માજીની સેવા કરી મારૂં જીવન પૂર્ણ કરવું હતું. તેથી હું હીજલીના વનમાં માતાજીના દેવળમાં જ રહ્યો. એ હીજલીનું જંગલ તમને કાપાલિક પાસેથી ભગાડીને કપાલકુંડલા જે દેવળ આગળ લઈ આવી હતી તે જ. ત્યાં મને કાપાલિક સાથે પરિચય થયો હતો અને માતાજીના નામે તે કુકર્મી જે અત્યાચાર કરતો હતો તે પણ મારા જાણવામાં ધીમે ધીમે આવી ગયું હતું. પણ તે એટલો બળવાન હતો કે મારાં

જેવો નબળો પોચો માણસ તેને પુરો પડી શકે એમ નહોતું. આ કારણથી "મૌનં સર્વાર્થ સાધનમ્" એ સુત્રાનુસાર મેં ચુપકીદી પકડવામાં જ શ્રેય જોયું.

આવી રીતે ત્રણેક વર્ષ સુધી માતાજીના સ્થાનમાં પૂજન વિગેરે કરીને મારા દહાડા મેં કાઢયા, એ અરસામાં એક દિવસે કાપાલિક પાંચેક વર્ષની એક અતિ સુંદર અને સુકોમળ બાલિકાને લઇને મારી પાસે આવ્યો. મેં અત્યંત આશ્ચર્યથી જોયું કે એ છોકરી બીજી કોઈ નહિ પણ મારા મોટા ભાઈની મોટી પુત્રી 'પૂર્ણકેશી' હતી. જ્યારે હું ગોપાળપુરમાં હતો ત્યારે જ પૂર્ણકેશીની માતાએ બીજી એક કન્યાને તરતનો જ જન્મ આપ્યો હતો અને તે છોકરી તે જ મુક્તકેશી. પૂર્ણકેશીને જ્યારે મેં પહેલાં જોયેલી ત્યારે તેની ઉમ્મર માત્ર બે જ વર્ષની હતી, અને તે વાતને ત્રણ વર્ષ વીતી ગયાં હતાં એટલે તે મને ઓળખી કાઢે એમ નહોતું.

મેં કાપાલિકને પૂછયું કે આ છોકરીને તમે કયાંથી લાવ્યા? તેના જવાબમાં તેણે જણાવ્યું. કે જંગલમાં સમુદ્રકાંઠા આગળ આ છોકરીને મેં એકલી રડતી ઉભેલી જોઇ હતી. છોકરીને પટાવીને પૂછતાં જણાયું હતું કે એને કોઈ ગોરા ફીરંગી ચાંચીયાઓ ગોપાળપુરથી વહાણમાં ઉપાડી લાવ્યા હતા, પણ પાછળથી એ હડકડતા બદમાસો એ વિકટ વનમાં સમુદ્રકિનારે ભુખ-તરસથી મરી જવાને માટે એ સુકોમળ છોકરીને ત્યાં છોડી દઈ ચાલ્યા ગયા હતા.

કાપાલિકે તે છોકરીને મને સોંપીને કહ્યું કે મારે આખો દિવસ અને રાત એમતેમ ભટકયા કરવાનું એટલે હાલ એ છોકરીને મારી સાથે રાખવાનું બની શકે એમ નથી. તેમ જ બલીદાન આપતી વેળાએ જે દેખાવ થાય છે તે જોઇને પણ આ છોકરી બ્હીશે. માતાજીના પૂજનને માટે આવી જ એક નિર્દોષ સુંદર કુમારિકાનો આપણને ખપ છે માટે એ આપણને ઉપયોગી થઇ પડશે. એમ કહી તેણે મને એ

છોકરીને અહીં રાખવાનો આગ્રહ કર્યો. વસ્તુસ્થિતિનો વિચાર કરી મેં પૂર્ણકેશીને ત્યાં રાખી અને કાપાલિકની મરજીથી તે છોકરીનું નામ મેં કપાલકુંડલા પાડયું. મેં તેને સર્વ રીતનું યોગ્ય શિક્ષણ આપ્યું. વાંચવાનું, લખવાનું, ગાવાનું, તરવાનું, તીર ફેંકવાનું, નૃત્ય કરવાનું, રાંધવાનું, ભરવા–શીવવાનું, એ સર્વ શિક્ષણ મેં તેને આપ્યું. અને તે છોકરી એવી ભલી, ચાલાક, અને ચતુર હતી કે એ સર્વ તે સહેલાઇથી અને ઉમંગથી શીખી ગઇ.

પૂર્ણકેશીના ગુમ થવાથી ઘેર જે હાહાકાર મચી રહ્યો હશે તે હું જાણતો હતો. પણ પાંચ વર્ષની આવી નાનકડી છોકરીને જંગલમાં છોડીને હું જાઉં પણ શી રીતે ? કાપાલિક દરરોજ ત્યાં આવતો જતો હતો ખરો પણ એક પણ દિવસ છોકરીને ત્યાં એકલી રાખવાનું બની શકે એમ નહોતું. છતાં ભુલેચુકે હું જઇને આવું તેટલા ત્રણ ચાર દિવસ સુધી જો છોકરીને હું કાપાલિકની પાસે રાખું તો તેની ભયંકર મનુષ્યબલીદાનની વિધિ જોઇને જરૂર કપાલકુંડલાનું કાળજું ફાટી જાય એવી મારી ખાત્રિ હતી. હવે જો કાપાલિકથી છાનામાના છોકરીને લઇને ત્યાંથી નાસી જાઉં તો કાપાલિક જરૂર મારો તથા તે છોકરીનો:પત્તો મેળવી આખા કુટુંબનું સત્યાનાશ વાળે એવો તે દુષ્ટ હતો. નવકુમાર ! એ કુકર્મીએ કપાલકુંડલા ઉપર પાછળથી કેવું ભયંકર વેર લીધું તે તમે તમારી આંખે જ જોયું છે. આથી તેની વિરૂદ્ધ થઇને કપાલકુંડલાને નસાડી મૂકવી એ તો અશક્ય જ હતું. પણ ઘેર જઇને પૂર્ણકેશી આનંદમાં છે એવા સમાચાર આપવાની તો ખાસ જરૂર હતી. આ કાર્યને માટે મેં બહુ બહુ પ્રયત્ન કર્યો, પણ કપાલકુંડલાની ઉમ્મર બાર વર્ષની થઇ ત્યાં સુધી મને એવો અનુકૂળ સંયોગ ન મળી આવ્યો.

કપાલકુંડલા બાર વર્ષની થઇ ત્યારથી જ તે ઘણી ચતુર અને પોતાની સંભાળ પોતાની મેળે રાખે એવી થઇ ગઇ. હવે હું ત્રણ

ચાર દિવસ જઈને જોઈ આવું તો હરકત નથી એમ ધારીને કપાલ-કુંડલાને માતાજીના મકાનમાં એકલી રાખીને હું હીજલી આવ્યો. પણ મારા મોટા ભાઈના ઘર આગળ આવતાં જ મને માલુમ પડ્યું કે ઘર તો બંધીયાર અને હવડ પડી રહ્યું હતું, અને ત્યાં તો કાળું કુતરૂં પણ નહોતું. મેં આજુબાજુ પાડોસીઓમાં મારા ભાઈ ક્યાં ગયા હતા તે પૂછ્યું. તેઓએ મને જણાવ્યું કે તમારા ભાઈને તો આજથી સાત વર્ષની વાત ઉપર ગ્નાતીના વ્યવહારથી દૂર કરવામાં આવી તેમને નાત બહાર મૂકવામાં આવ્યા છે. પછીથી તેઓ ક્યાં ચાલ્યા ગયા તેની કોઈને ખબર નથી.

આ સમાચારે તો મને અતિશય આશ્ચર્યમાં તથા સંતાપમાં ગરકાવ કરી દીધો. હવે મારે શું કરવું તેની મને સમજણ ન પડી. મેં ફરીથી તેમને પુછ્યું કે તેઓ તો બિચારા સીધી લીટીના આદમી હતા અને તેમ છતાં તેમને નાત બહાર શા માટે મૂકવામાં આવ્યા હતા ? આના જવાબમાં તેઓએ જણાવ્યું કે આજથી પાંચ સાત વર્ષની વાત ઉપર એક દિવસે ફીરંગીઓ તેમના મકાનમાં પેઠા હતા તેઓ તેની પાંચ વર્ષની મોટી છોકરીને ઉપાડી ગયા. પછી કાલિદાસ ભટ્ટાચાર્યે ફીરંગીઓનું અડકેલું અનાજ ખાધું એટલા માટે તેમને નાત બહાર મૂકવામાં આવ્યા !

દાઝ્યા ઉપર ડહામ તે આનું નામ ! એક તો મારા ભાઈની માલમિલ્કત ફિરંગી ચાંચીયાઓ લુટી ગયા, દીકરી ગુમ થઈ ગઈ, અને હજુ બાકી રહી ગયું હોય એમ ગ્નાતીના કોઈ તેમના દુશ્મનના ભરમાવ્યાથી તેમણે મ્લેચ્છનું અડકેલું અનાજ ખાધું એવા કેવળ કપોલકલ્પિત બહાના માટે નાતબહાર મૂકવામાં આવ્યા ! મેં આખા ગામમાં તપાસ કરી પણ મારા ભાઈ પોતાના કુટુંબ સાથે ક્યાં ચાલ્યા ગયા તેનો મને પત્તો ન મળ્યો.

લાચાર બનીને હું મારી મૂળની જગ્યાએ પાછો ગયો. કપાલ-કુંડલા ઉપર મને બમણું વહાલ ઉપજ્યું અને મારી આંખની કીકીની

મારક હું તેનું જતન કરવા લાગ્યો. પણ હવે કાપાલિકે માતાજીના પૂજનનું કાર્ય કપાલકુંડલાને સોંપ્યું હતું એટલે કપાલકુંડલા ઘણી વાર દિવસો સુધી કાપાલિકની પાસે રહેતી હતી અને કાપાલિકના મનુષ્ય-બલિનો ભયાનક વિધિ પણ કેટલેક અંશે તેણીના જાણવામાં આવ્યો હતો.

હવે માત્ર થોડીક વાતનો ખુલાસો કરવો રહે છે. કપાલકુંડલા કોઇ કોઇ વાર મને પૂછતી કે મારાં માતપિતા કોણ હશે અને હું શી જાતની છું તે મને કેમ ખબર પડશે? આનો જવાબ દેવાની મને તે વેળાએ કાંઇ પણ જરૂર નહિ જણાવાથી મેં તેણીને ફક્ત એટલું જ જાણવા દીધું, હતું કે તે ઉચ્ચ કુળની બ્રાહ્મણકન્યા છે.

કપાલકુંડલા જ્યારે ધીમેધીમે મોટી થતી ગઈ અને સૌંદર્યમાં અભિવૃદ્ધિ કરતી ગઇ ત્યારે મને પુષ્કળ ચિંતા થવા લાગી. પિશાચ કાપાલિકે શા કારણથી કપાલકુંડલાને પાળીપોષીને મોટી કરી હતી તે હું સમજતો હતો અને તેનો દુષ્ટ અને ભયંકર હેતુ મેં ધીમે ધીમે સમય સાધીને કપાલકુંડલાને સમજાવ્યો. સત્ય વાતનું ભાન થતાં કપાલકુંડલા ઘણી જ ગભરાઇ અને આ નરકસ્થાનમાંથી શી રીતે છુટકારો થશે અને પોતાનું પાતિવ્રત્ય કેમ જળવાશે તેને માટે તેને ઘણી ચિંતા પેઠી. મેં કાપાલિકનું વેર કેવું ભયાનક નિવડી શકે એ સર્વ સમજાવ્યું, અને અહીંથી નાસી જવાનો માર્ગ સહેલો નથી એ પણ તેને સમજાવ્યું હતું. આથી તો તે વધારે ગભરાઈ ગઇ. પણ મેં તેને એક તીક્ષ્ણ ધારવાળી છરી તેણીના આત્મરક્ષણ માટે આપેલી હતી અને તેણીએ પણ આપત્તિના પ્રસંગે કાં તો મારવું કે કાં તો મરવું એ નિશ્ચય કરેલો હતો. એ અરસામાં અમે બન્ને જણાં નાસવાનો લાગ જોતાં હતાં.

એ અરસામાં કાપાલિક તરફથી કપાલકુંડલાને કાંઇ પણ હાની થઈ નહોતી. જ્યારે કપાલકુંડલા લગભગ પંદર વર્ષની થઇ જવા

આવી ત્યારે અમારી ચિંતા અતીશય વધી પડી, કે હવે કાપાલિકની મતિ ચળ્યા વગર નહિ રહે. મને રાત્રિ દિવસ જે ચિંતા થતી હતી તે મારૂં મન જ જાણે છે. દુનિયાનાં કુડકપટથી અજાણી કપાલકુંડલાને તો એટલી બધી ચિંતા નહોતી થતી પણ મને જે ભયંકર ચિંતા થતી હતી તેની તો અવધિ જ હતી. એટલામાં કાપાલિકના હાથમાં નવકુમાર સપડાઇ ગયા. કપાલકુંડલાએ યુક્તિથી નવકુમારને છોડાવ્યા. મેં નવકુમારની નાતજાત વિગેરે નક્કિ કરી માતાજીના મંદિરમાં બન્નેનાં લગ્ન શાસ્ત્રોક્ત વિધિપૂર્વક કરી આપ્યાં, અને બન્ને જણાં ત્યાંથી છટકી ગયાં. પછી કપાકુંડલાનું શું થયું તે સર્વ તમને તો માલુમ છે, પણ મારા મોટા ભાઇને માલુમ નથી. માટે હું તેમને કહી સંભળાવું છું."

એમ કહીને પૂજારીએ કપાલકુંડલાની નવકુમારના લગ્ન પછી શી સ્થિતિ થઇ હતી તે સર્વ વિસ્તારપૂર્વક પોતાના મોટા ભાઇને કહી સંભળાવ્યું. સર્વ સાંભળી રહ્યા બાદ માથું નીચું કરીને આંખમાંથી આંસુ સારતા નવકુમાર તરફ જોઈને ભટ્ટાચાર્ય મહાશય બોલ્યો,—"નવકુમાર ! નશિબની ગતિ ન્યારી છે. મારી પુત્રીના નશિબમાં કષ્ટ ભોગવવાનું લખ્યું હશે એટલે તેની આ સ્થિતિ થઇ છે. તેમાં તમારો ઝાઝો દોષ નથી. તમારે હવે મુઝાવાનું કારણ નથી. હવે આપણે કરવાનું માત્ર એટલું જ રહ્યું છે કે તમે યદિપુરમાં જે સ્ત્રી જોઈ તે મારી પુત્રી "પૂર્ણકેશી' જ છે કે કેમ તેની તત્કાળિક તપાસ કરવી."

સર્વે જણાએ આ વાતને અનુમોદન આપ્યું અને બીજે દિવસે સવારે જ આ કાર્યને માટે બધાએ સાથે નીકળવું એવું નક્કિ થયું.

ઉપર પ્રમાણે નકિક થયા પછી ભટ્ટાચાર્યને ઉદ્દેશીને પૂજારીએ પૂછ્યું કે તમે પૂર્ણકેશીના ગુમ થયા બાદ અચાનક શા માટે સપ્તગ્રામ ચાલ્યા ગયા હતા. આના જવાબમાં ભટ્ટાચાર્ય મહાશયે જણાવ્યું

કે—" પુર્ણકેશીના ગુમ થવા બાદ મારા કોઇ હિતશત્રુએ નાતમાં એવી ગપ ઉડાડી કે ફીરંગીઓ ઘરમાં પેઠા હતા તેઓ અનાજ તથા વસ્રો વિગેરેને અડક્યા હતા અને તેમ છતાં અમે તે વસ્તુઓનો ઉપયોગ કર્યો હતો. એક જણે આવી ખોટી ગપ ઉડાવી એટલે બીજાએ તેને ટેકો આપ્યો, અને એમ કરતાં અનેક જણ તેમાં સામેલ થયા. આપણી ગ્નાતીઓનું વ્યવસ્થાસર બંધારણ જ ક્યાં હોય છે ? જેમ લોકો બ્હેકાવે એમ બહેકે. એટલે મેં ઘણો પ્રયત્ન કર્યો, અને મારી નિર્દોષિતા સાબીત કરવાને મેં ઘણાંએ ફાંફાં માર્યા પણ મારી સર્વ મહેનત ફોગટ ગઇ અને આ હડહડતા જુઠા અને કપોલકલ્પિત કારણ માટે મને નાત બહાર મૂકવામાં આવ્યો. એક તો મારી માલમિલ્કત લૂટાઇ ગઈ, પેટની દીકરી દુષ્ટ ફીરંગી ચાંચીયાઓના હાથમાં જઈ પડી અને બીજું તો આ ભયાનક આફત આવી પડી. એટલે હું ઘણો આકુળવ્યાકુળ થઇ ગયો. ગામના સઘળા લોકો મેં જાણે મહા ભયંકર પાપ કર્મ કર્યું હોય એમ મારી ઉપેક્ષા તથા તીરસ્કાર કરવા લાગ્યા. માર તથા મારી પત્નીના જતાં આવતાં અમારી પાછળ અને ઘણી વેળા તો અમારા મ્હોં ઉપર અમારી છડેચોક નિંદા અને બગદોઈ થવા લાગી અને આખી ગામની પંચાત કરવાનો જાણે ઇજારો રાખ્યો હોય એમ કેટલાક મૂર્ખમન્યો મને હરેક રીતે સતાવવા લાગ્યા. ઉપરાઉપરી આવી આપતિઓથી હું મુઝાઇ ગયો અને છેવટે મેં ગામ છોડવા નિશ્ચય કર્યો. મને આ ગ્નાતીના બનાવ વખતે જ મિત્રોનો તો સારો અનુભવ મળ્યો હતો. ઉપરથી મૈત્રીનો ડોળ ઘાલી પેટમાં પાળી રાખનારા મારા મીઠાબોલા હિતશત્રુઓથી જ મારી આ દશા થઇ હતી.

પણ સપ્તગ્રામની નજીક ગોપાળપુર ગામમાં એક આપણી ગ્નાતિના હરિહર શર્મા કરીને મારા મિત્ર રહેતા હતા. એ હરિહર શર્મા ઉમાપતિના મામા થાય. તેઓને એક વેળાએ મેં સારી મદદ કરી હતી. એટલે મેં અગાઉથી ગોઠવણ કરીને ત્યાં જવાનું નક્કી કર્યું. તેમણે મને ખુશીથી આવકાર આપ્યો. મારૂ જુનું ઘરબાર તથા જમીન વિગેરે

વેચીને મેં થોડુક ધન એકઠું કર્યું હતું અને તેમાં મને હરિહર શર્માએ પણ સારી સહાયતા કરી. મેં ગોપાળપુરમાં મારી ગુંજાશ પ્રમાણે એક નાનકડું ઘર લીધું તથા મુક્તકેશી તથા તેની માતા સાથે હું ત્યાં રહેવા લાગ્યો. તે જ મુજબ મેં થોડીક જમીન પણ ખરીદ કરી અને કરકસરથી મારૂં ગુજરાન સારી રીતે ચલાવવા લાગ્યો. મને મારી પુત્રીઓના વિવાહની મોટી ચિંતા હતી પણ એક પુત્રીનાં લગ્ન તો નવકુમાર સાથે થઈ જ ગયાં છે અને બીજીનાં લગ્ન ઉમાપતિ સાથે થોડાક વખતમાં થઇ જશે. એટલે હવે મને મારા ગામમાં જ્ઞાતીએ જે બહિષ્કાર કર્યો છે તેની કાંઈ પણ પરવા નથી."

બીજે દિવસે પ્રાતઃકાળમાં યશીપુર જવાનું નક્કિ કરી સર્વ પોતપોતાના સ્થાનકે ગયા.

---

## પ્રકરણ ૧૨ મું.

### આશા.

"क ईप्सितार्थ स्थिर निश्चयं मनः।"

"कुमारसंभवम्।"

"કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે,
"ખરા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઈ છે."

કવિ બાલ.

બીજે દિવસે પ્રાતઃકાળમાં ગંગાનદીના જોસબંધ વહેતા જળમાં નવદ્વીપથી યશીપુરની બાજુમાં એક નાનકડી સુંદર નાવડીને આપણે જતી જોઇએ છીએ. તેમાં બેઠેલા પ્રવાસીઓને અમારા વાચકો વગર કહ્યે જ ઓળખી ગયા હશે. નાવમાં માછીઓ ઉપરાંત નવકુમાર, ઉમાપતિ, પૂજારી, અને કાલિદાસ ભટ્ટાચાર્ય એટલા જણા હતા. શ્યામાસુંદરીને મથુરાંનાથે શ્યામાની સમ્મતિથી જ સમગ્રામ હાલને માટે મોકલવાની વિનય પૂર્વક ના પાડી હતી અને નવકુમારે પોતાની બ્હેનને ત્યાં સુખ, સંતોષ અને આનંદમાં વિહાર કરતી જોઈ પ્રસન્નતાપૂર્વક તે માટે પોતાની સમ્મતિ દર્શાવી હતી તથા શ્યામાને લીધા વગર જ તે ત્યાંથી નીકળ્યો હતો.

યોગ્ય સમયે નાવ યશીપુર આવી પહોંચ્યું. તરત જ તેઓ પેલા સુંદર મકાનની નજીક ગયા અને ત્યાં શોધખોળ ચલાવી. પણ તેમની તપાસમાં તેમને જે સમાચાર મળ્યા તેથી તેઓ નિરાશ થઇ ગયા.

તપાસ કરતાં માલુમ પડયું કે તે મકાન તથા આજુબાજુની જમીન વિગેરેનો માલિક રામદાસરાય નામનો એક મોટો જમીનદાર હતો. તે મકાનમાં અત્યારે જમીનદાર બાબુ કે તેમના કુટુંબનું કોઇ પણ આદમી રહેતું નહોતું. માત્ર સર્વ વ્યવસ્થા સાચવવાને માટે એક મુનીમ ત્યાં રહેતો હતો. બધાં નિરાશ થઇ ગયાં પણ નવકુમારે આશા ન મૂકી. તે મુનીમની પાસે સર્વને લઈને ગયો. મુનીમ કાયસ્થ જાતનો, વયોવૃદ્ધ અને સુજ્ઞ હતો. તેણે સર્વને યોગ્ય આવકાર આપ્યો તથા તે સર્વના ત્યાં આવવાનું કારણ પૂછ્યું.

નવકુમારે એનો સીધો જવાબ આપવાને બદલે પૂછ્યું કે,—“આપનું નામ શું ?”

મુનીમ,—" જી મારૂં નામ મધુસુદન વસુ છે."

નવકુમાર,—" આપના શેઠસાહેબ હાલ ક્યાં ગયા છે તે કૃપા કરીને હરકત ન હોય તો કહેશો ?"

મુનીમ,—" જી હા; ઘણી ખુશીથી. હાલ તેઓ જાત્રાએ ગયા છે. તેઓ જમીનદાર છે અને પુષ્કળ સંપત્તિના માલિક છે છતાં ધર્મ ઉપર બહુ આસ્થા છે. પોતાનાં પત્ની સાથે તેઓ હાલ ગયા છે."

નવકુમાર,—" તેમની સાથે બીજું કોઈ નથી ?"

મુનીમ,—" એક નોકર છે અને એક બીજી છોકરી છે."

નવકુમાર,—" બીજી છોકરી કોણ ? શેઠનાં પુત્રી છે ?"

મુનીમ,—" ના મહાશય ! મારા શેઠને સર્વ વાતે સુખ છે પણ એક પણ સંતાન નથી. તેમની સાથે જે છોકરી છે તે એક ઉચ્ચ કુળની બ્રાહ્મણ બાળા છે. તેનું વય અત્યારે ઓગણીસ વીસ વર્ષનું હોય એમ લાગે છે. મહાશય ! એ છોકરી રૂપમાં તો એવી સુંદર છે કે ઇંદ્રના ઘરની અપ્સરા પણ તેના આગળ હઠી જાય. તેવી જ ભલી અને મિલનસાર સ્વભાવની છે. એવી રાંક, અને માયાળુ છે કે બધાંને તે બહુ જ વ્હાલી થઈ પડી છે. કોઈ દિવસ કોઇની પણ સાથે તેને ઉંચા શબ્દે વાત કરતાં મેં નથી સાંભળી. તે હમેશની જ રાંક છે. અને હદ ઉપરાંતની ભલી છે. સર અવસરે નોકર ચાકરને તથા ગરિબગુરબાંને એટલી બધી સહાય કરે છે કે તે બીજાના તો માનવામા જ ન આવે.

" વળી મહાશય ! બીજી વાત એ છે કે અમારા શેઠ તથા શેઠાણીને તે ઘણી જ માનીતી છે. શેઠને અને બાઇસાહેબને તે એટલી બધી તો વ્હાલી છે કે એક ઘડીભર પણ તેને વીલી મૂકતાં શેઠ શેઠાણીના કંઠે પ્રાણ આવે છે. તે બિચારીનો સ્વભાવ એવો તો નિર્મળ અને શાંત છે કે એવો સ્વભાવ તો મેં મારા જન્મમાં નથી જોયો.

" પણ મહાશય ! એના સંબંધમાં એક વાત તો તમને કહેતાં ભુલી ગયો. શેઠ શેઠાણીનો અખંડ પ્રેમ, અને સર્વ વાતનું અહીં

તેને સુખ છે છતાં હજુ સુધી જુએ ચુકે કોઇએ પણ તેના મ્હોં ઉપર હસવું પથરાયલું નથી દીઠું. ગમે તેવા હસવાના અવસરો હોય પણ તેનું મુખ મલકાવેલું કોઇ કરી નથી શકતું."

નવકુમાર આતુરતાથી બોલ્યો,—"જી! તેનું આપે શું નામ રાખ્યું છે?"

મુનીમ,—"તેનું નામ તો ઉન્માદિની પાડયું છે!"

નવકુમાર નવાઇ પામીને બોલ્યો,—"ઉન્માદિની! વાહ! એવું વિચિત્ર નામ શા કારણથી પાડયું હશે?"

મુનીમ,—"તે મહાશય જુઓને! તેનો સ્વભાવ જ એવો છે. ઘણીએ વેળા તે ઘણાએ વખત સુધી વિચારમાં ને વિચારમાં બેસી રહે છે. ઘણી વાર તો ઉંઘમાં પણ ઝબકીને ચીસ પાડીને જાગી ઉઠે છે, ને સવારના પહોરમાં બહુ વ્હેલી ઉઠીને ઠંડા જળથી સ્નાન કરી લે છે; અને પછી બગીચામાં કુવો છે તેમાંથી પાણી કાઢીને આખા બગીચાને પાણી પાય છે. ઝાડપાન સરખાં કરે છે. ઘણી વાર તો તે કોઈ વેલી કે વૃક્ષને અઢેલીને અતિશય વિચાર કરતી હોય તથા રડતી હોય એવી અમે તેને પકડી છે. ઘરમાં આટલા બધા નોકર ચાકર છતાં તે બગીચામાં કોઇને કાંઇ પણ કામ નથી કરવા દેતી પણ બધું જ કામ પોતાની હાથે કરે છે. શિયાળાની આવી કડકડતી ટાઢમાં પણ તે પરોઢીયામાં ઠંડા જળથી ન્હાય છે! વળી એથી પણ વધારે નવાઇ જેવું તો એ છે કે કોઇનું રાંધેલું ખાતી નથી. પોતાની હાથે જ માત્ર એક વેળાએ ભાત રાંધીને તે માત્ર દુધ સાથે ખાઇ લે છે. બીજી વખત તો ખાવાનું નામ જ નહિ. કોઇ કોઈ વેળા તો દહાડાના દહાડા સુધી બગીચાનાં ફળફુળાદિ ખાઇને રહે છે. અહીં આટલું બધું ઇશ્વરનું આપ્યું છે છતાં તેના આવા વિચિત્ર વર્તનને લીધે શેઠ તથા બાઈસાહેબ તેને ઘણાંએ કાલાવાલા કરે છે અને સમજાવે છે પણ તે એકની બે થતી નથી અને બહુ આગ્રહ કરે છે તો રડી પડે છે.

આથી તેને તેની મરજી મુજબ સર્વ વર્તવા દે છે, અને શેઠાણીએ તેનું નામ લાડમાં 'ઉન્માદિની' રાખ્યું છે. આ કારણથી બધાં તેને એ નામે બોલાવે છે. શેઠ અને શેઠાણીને કાંઇ પણ સંતાન નથી એટલે તેઓએ આ છોકરીને પોતાની કરી લીધી છે, અને શેઠ શેઠાણીની કબારજાએ તમામ સંપતિની માલિક આ છોકરી થશે."

નવકુમાર બોલ્યો,–" મહાશય ! પણ એ છોકરી અહીં આવી શી રીતે? તેનો પૂર્વ વૃતાંત તો આપ જાણતા હશો ને? તે તો મને કહો"

મુનીમ નારાજ થઇને બોલ્યો,–" ક્ષમા કરજો મહાશય ! મેં આ સંબંધમાં આટલે સુધી વાત કીધી એ જ મારી મોટી ભુલ થઈ છે. ઉન્માદિનીના સંબંધમાં એક અક્ષર પણ કોઇને ન કહેવાની મને શેઠ શેઠાણી તથા ઉન્માદિની તરફથી ખાસ આજ્ઞા મળેલી છે. શેઠ શેઠાણી અને હું એમ ત્રણ જ જણાં ઉન્માદિનો પુર્વ વૃત્તાંત જાણીએ છીએ. પણ જો તે કાઇના મ્હાંએ જાય તો મારા તો બાર જ વાગી જાય. આપની આગળ હું આ વાત કદી ન કરત પણ આપ સજ્જન છો, દૂર દેશથી આવેલા છો અને આપની આગળ વાત કરવામાં કાંઈ પણ હરકત નથી એમ ધારીને જ સર્વ વાત મેં આપની આગળ કરેલી છે. એટલે આ સંબંધમાં કૃપા કરીને હવે હું કાંઇ પણ કહી શકું એમ ન હોવાથી મને પુછવા તસ્દી ન લેશો, એવી હું આપને આજીજી કરૂં છું."

નવકુમાર લથડતે સાદે ગળગળો થઇને બોલ્યો,–" આપને એ સંબંધી હવે કાંઈ પણ પૂછીને હું આપને નારાજ નહી કરૂં. અને તેમ છતાં પણ આપ જે વાત મને કહેવા નથી માગતા તેનો હું અક્ષરે અક્ષર જાણું છું. આપની ઉન્માદિનીનું મૂળ નામ ' કપાલકુંડલા ' છે, અને તેના દુષ્ટ અને વ્હેમના પૂતળા જેવા શકીલા સ્વામીનું નામ નવકુમાર છે, અને—"

મુનીમ વચ્ચે જ તેને અટકાવીને બોલ્યો,–" મહાશય ! આપનું નામ શું ? "

વિકલિત કંઠથી નવકુમાર બોલ્યો,–" મારૂં નામ શું કરવા પૂછો છો ? હું જ તે ઘોર નારકી નવકુમાર છું. હું સભ્ય માણસોને મ્હોં બતાવવા લાયક નથી. મહાશય! આપની વાતથી મેં નક્કિ જ કરી લીધું છે કે એ કપાલકુંડલા જ છે. હવે વધારે વાર મારાથી નથી રહેવાતું. કૃપા કરીને મને જણાવી દો કે કપાલકુંડલા ક્યાં છે ?"

બધાને આ કલ્પાંતથી અતિશય લાગી આવ્યું. મુનીમ નવકુમારને આશ્વાસન દેતો બોલ્યો–" નવકુમાર! ગભરાશો નહિ. ઉન્માદિની અને કપાલકુંડલા એ એક જ છે. દસેક દિવસમાં તેઓ જાત્રા કરીને આવી પહોંચશે ત્યારે તમારો તેમની સાથે અવશ્ય મેળાપ થશે."

નવકુમાર,–" મહાશય ! હવે મારાથી નહિ રહેવાય. કૃપા કરીને મને જણાવો કે તેઓ ક્યાં ગયાં છે ? હું ત્યાં જ જઇને તેમની ભાળ કાઢીશ."

મુનીમ,–" તેઓ અહીંથી કાશીજી સ્નાનાર્થે ગયાં છે."

નવકુમાર બોલ્યો,—" આપનો ઉપકાર થયો. હું એકદમ તે તરફ જાઉં છું. ભાઇ ઉમાપતિ ! તમે, પૂજારીજી તથા ભટ્ટાચાર્ય મહાશય એ સર્વ સમગ્રામ જાઓ અને હું તપાસ કરીને આવું છુ."

મુનીમ બોલ્યો,—" ના ભાઇ, એમ ન બને. તમે કાશી તરફ તપાસ કરવા જાઓ છો અને એમને સમગ્રામમાં શા માટે મોકલો છો ? એમનાથી હવે તમે અહીં આવો ત્યાં સુધી જવાશે નહિ. આ ઘર તમારૂં પોતાનું જ સમજજો. તમે અહીં જ બધાંને મૂકીને જાઓ અને ભાળ કાઢીને સર્વની સાથે પાછા અહીં જ આવજો."

કેટલીક વાટાઘાટ પછી આ પ્રમાણે વર્તવાનું સર્વેએ કબુલ કર્યું. ઉમાપતિ નવકુમારની સાથે આવવા તૈયાર થયો અને તેણે ઘણોય આગ્રહ કર્યો પણ નવકુમાર એકનો બે ન થયો. એટલે લાચાર બનીને ઉમાપતિ પણ યશીપુરમાં રહ્યો અને તે જ દિવસે જમી પરવારીને નવકુમાર પોતાના નાવમાં બેસીને જળ માર્ગે જ કાશી તરફ જવાને ઉપડી ગયો.

# પ્રકરણ ૧૩ મું.

## પુનર્મિલન.

" Thou art too good, and I indeed unworthy,
Unworthy of so much virtue."

—Ottway

" उपरागन्ते शशिनः समुपगता रोहिणीयोगम् ।"

—अभिज्ञान शाकुंतलम् ।

" જીગર ! શોધું ત્હને દર-દર, નજર તું આવશે ક્યારે ?
લખ્યું બહુએ ત્હને દિલબર ! નજર તું આવશે ક્યારે ?
ત્હને હું ખેલતી દેખું, રસીલી પુષ્પ ક્યારીમાં,
ધરીને રૂપ કળીયોનું નજર તું આવશે ક્યારે ?"

—વસંત.

પોષ માસ, સંક્રાન્તિનો સમય એટલે ટાઢનું શું પૂછવું ? આજે પવિત્ર દિવસ હોવાથી પ્રસિદ્ધ કાશી નગરીના કિનારે ત્રિવેણીસંગમ ઉપર જે અપાર ભીડ થઇ રહી હતી તેનું ચિત્ર કેમ કરી આલેખાય ? તે વેળાએ આગબોટો કે આગગાડીઓ નહોતી. શ્રીમંત લોકોને સુવા માટે આગગાડીની પહેલા કે બીજા વર્ગની બર્થો રીઝર્વ તે વેળાએ નહોતી થતી. આઠસેં હજાર

માઈલની અત્યારે મુસાફરી કરવી તે જાણે આ મહેલ્લામાંથી નીકળીને બીજા મહેલ્લામાં જવા જેવું થઈ પડયું છે. તે વેળાએ તેમ નહોતું. બહારવટીયાઓ, ફીરંગી ચાંચીયાઓ, ઠગો, ખાડા ટેકરાવાળા રસ્તા, જંગલના વિકટ માર્ગો એ સર્વનો ત્રાસ વેઠીને મુસાફરી કરવાની હતી. પણ તેમ છતાં અત્યારે જેટલા જાત્રાળુઓ આપણે ત્યાં જોઇએ છિએ તેનાથી તે વખતે ત્યાં ઓછા બીલકુલ નહોતા.

આજે પર્વણીનો દિવસ હોવાથી મણિકર્ણિકાના ઘાટ ઉપર જે ભીડ થઇ રહી હતી તેનું વર્ણન કરવું અશકય છે. ગંગા નદીમાં યાત્રાળુઓની અનેક નાની મોટી હોડીઓ ચાલી આવતી હતી, અને ભીડ એટલી બધી થઈ રહી હતી કે જો એક વખત વિખુટા પડી જવાય તો પછીથી એ વ્યક્તિઓનો મેળાપ થવો પણ અશકય હતો.

આ સમયે આપણે નવકુમાર વાળી નાવને ગંગા નદીમાં કાશીને કિનારે લાંગરેલી જોઇએ છિએ તથા નવકુમારને પણ અંદરથી કિનારા ઉપર ઉતરતો જોઇએ છિએ. આટલી મોટી લોકોની મેદનીમાંથી કપાલકુંડલાને ખોળી કાઢવી એ કેવળ અશકય હતું તેનો નવકુમારને હવે જ ખ્યાલ આવ્યો. ઉતાવળમાં તેણે જ્યાં આગળ કપાલકુંડલા અને તેનાં પાલક માતપિતા ઉતરવાનાં હતાં તે જગ્યાનું ઠામ ઠેકાણું પણ પોતાની પાસે રાખી લીધેલું ન હતું. માત્ર એટલું જ તે જાણતો હતો કે તેઓ કાશીજી આવ્યાં છે. પ્રથમ તો તેણે પોતાને રહેવાનો માટે એક જગ્યા શોધી લીધી અને પછી તે તેમની જગ્યા શોધવાને નીકળ્યો.

પણ જ્યાં જ્યાં તે ફર્યો, અને જે જે સ્થળોએ તેણે પૂછ્યું તે સર્વ સ્થળોએથી તેને નકારમાં જ જવાબ મળ્યો અને તે ઠેકાણું ક્યાં આવ્યું તેનો કોઇ પત્તો આપી શકયું નહિ. એમ કરતાં કરતાં બપોરના બાર વાગી ગયા પણ નવકુમારની રખડપટ્ટીનો છેડો ન આવ્યો. તેણે ગંગા નદીમાં સ્નાન કરી લીધું અને કાંઇ પણ ખાધાપીધા વગર વળી પાછો ત્યાંથી તે કપાલકુંડલાની શોધ કરવાને નીકળ્યો.

બિચારો નવકુમાર કાશીનાં સર્વ તીર્થક્ષેત્રોમાં ફર્યો. ઢુંઢિરાજ, કાશીવિશ્વેશ્વર મહાદેવનું દેવાલય, શ્રી સાક્ષી વિનાયક, શ્રી અન્નપૂર્ણા દેવીનું મંદિર, વિશ્વનાથનું મંદિર, વંદેકાશી, દુર્ગાદેવીનું દેવળ, શ્રી પંચમુખી પરમેશ્વર, શ્રી વિશાલાક્ષી, કાલભૈરવ, દંડપાણી વિગેરેનાં દેહરાં તથા મણિકર્ણિકા, આદિ ગંગા વિગેરે સ્થળોએ તે ખૂબ ફર્યો પણ તેને નિરાશા જ મળી. સાંજ પડી ગઈ, અને છેવટે રાત્રિ પડી પણ કપાલકુંડલાનું ઠામ ઠેકાણું તેને જરાક પણ મળ્યું નહિ. તે તદ્દન હતાશ બનીને પોતાના મુકામે રાત્રીના મોડેથી આવી પહોંચ્યો. તે થાકીને લોથપોથ થઇ ગયો હતો અને આખો દિવસ તેણે અનાજનો દાણો પણ મ્હોંમાં મૂક્યો નહોતો. ઘરમાં તેને ઘરધણીયાણી (ગોરાણી) એ પૂછ્યું કે શું ખાવાનું લાવું? તેના જવાબમાં નવકુમારે કાંઇ પણ ખાવાની સાફ ના પાડી. ગોરાણી બહુ ભલી અને માયાળુ હતી. નવકુમારના ના કહેવા છતાં પણ તે સમજી ગઈ કે એનું મ્હોં અત્યારથી જ લેવાઇ ગયું છે અને જો તે કાંઇ ખાશેપીશે નહિ તો કાલે માંદો પડી જશે. તેને બહુ દયા આવી અને એકાદ લાડુ, ગરમગરમ ભાત, તથા દાળ, તેમ જ થોડીક તાજી શાકભાજી એક ટાટમાં લઈ તે નવકુમાર પાસે આવી અને તેને પટાવી ફોસલાવીને જમવા બેસાડયો. ગોરાણી પાણી લેવા ગઇ એટલામાં તો નવકુમાર કાંઇ પણ ખાધા વિના ઉઠી જવાની તૈયારી કરતો હતો. જેમ મા પોતાના પુત્રને ધમકાવે એમ ધમકાવીને ગોરાણીએ ત્યાં જ બેસીને નવકુમારને ખવડાવ્યું, તેને પાણી પાયું. નવકુમાર હતાશ બનીને પથારીમાં પડયો. ગોરાણીએ જતાં જતાં જોયું કે પથારીમાં પડયો પડયો તે ખૂબ જોરથી રડતો હતો. તે ભલી બાઇને આથી બહુ લાગી આવ્યું. તે દીલગીર થતી થતી ત્યાંથી ચાલી ગઈ.

બીજે દિવસે નવકુમાર ઉઠ્યો. પહેલાના આખા દિવસના સખત પરિશ્રમથી તેના અંગમાં થોડોક તાવ ભરાયો હતો અને તે નસોસ થઈ ગયો હતો.

પણ તેણે હિમ્મત ન છોડી અને વળી પાછો શોધ કરવા નીકળી પડયો. તેણે ચારે બાજુએ શોધ કરી. સવારના બપોર થયા પછી ત્રીજો પહોર થયો પણ કપાકુંડલાની કાંઈ પણ ભાળ મળી નહિ. નવકુમારે તપાસ કરવામાં કાંઈ પણ બાકી રાખી નહોતી. પણ હવે કાંઈ વળે એમ નહોતું.

નિરાશ બનીને મ્લાન વદને તે ગામની બહાર નીકળ્યો. કાશી નગરથી ઘણે દૂર તે નીકળી ગયો. બહુ દૂર જતાં જતાં ગંગા નદીના તટ ઉપર નદીથી થોડાક અંતર ઉપર એક નાનકડું મકાન આવેલું હતું. સાંજ થઈ ચુકી હતી. નવકુમાર અત્યંત થાકી ગયો હતો. હવે આશા જેવી કોઇ ચીજ તેના મનમાં રહી નહોતી. તેને ભુખ પણ બહુ લાગી હતી. આથી કિનારા આગળના એક આંબાના ઝાડ ઉપર પથરો નાખી તેણે બે ત્રણ સરસ કેરીઓ પાડી અને તેને નદીના જળ વતી ધોઇ નાખી તે ખાવા લાગ્યો.

કુદરતનું મનોહર સૌંદર્ય સર્વ સ્થળે દીપી રહ્યું હતું. તેમાં પણ સાંજનો સમય એટલે તો સૃષ્ટિસૌંદર્યની વાત જ શી કરવી? પણ અત્યારે નવકુમારને તે સર્વનો વિચાર કરવાનો અવકાશ નહોતો. તેની આંખો ઉઘાડી હતી પણ તે કલ્પનાથી ઉપર કાંઇ નવું જ ચિત્ર જોતો હોય એમ જણાતું હતું. અચાનક તેના કાને કાંઈ અવાજ પડયો. જે મકાન સામે દેખાતું હતું, તેમાંથી કોઇ મધુર અને કોમળ સ્વરે ગાઈ રહ્યું હોય એવો અવાજ આવતો હતો. ગાનારના અવાજમાં શોક, સંતાપ કરૂણા અને વિશાદ સ્પષ્ટ જણાઇ આવતાં હતાં. નવકુમાર તે કાન માંડીને સાંભળવા લાગ્યો.

જે સુંદર પણ દર્દભર્યું ગીત ત્યાં ગવાઇ રહ્યું હતો તેનો ભાવાર્થ અમોએ નીચે આપ્યો છે. *

---

* આ ઉપરથી વાચકોએ એમ સમજવાનું નથી કે ગાનાર વ્યક્તિ આ જ ગીત ગાતી હતી. વાસ્તવિક રીતે તો ગાનાર ગુજરાતી ભાષા જ જાણે નહિ એ નિર્વિવાદ છે, છતાં આપણે આખી વાર્તાના

" તુટેલા તાર વીણાના ન સંધાશે કદી પાછા!
ફુટેલા પ્યારનાં વાજાં ન સંધાશે કદી પાછાં!
કરાડોના પડયા ચીરા, સમા થાશે કદી પાછા;
થયા ચીરા જીગરના તે, ન સંધાશે કદી પાછા.
તુટેલાં મોતી માળાનાં, તે બંધાશે કદી પાછાં;

ફુટેલા કાચ દર્પણના, ન સંધાશે કદી પાછા.
સળગતી આગના સોલા, બુઝાશે એ કદી પાછા,
જીગરના આગના ગોળા, ન ઓલાશે કદી પાછા.
તુટેલી દોરીના ટુકડા, સમા થાશે કદી પાછા;
તુટયાં જે દિલ દગાથી તે, ન સંધાશે કદી પાછા.
તુટયા બંધો નદીના તે, બધા બંધાય છે પાછા;
ત્રુટયા બંધો મહોબ્બતના, ન બંધાશે કદી પાછા.
ચડયાં જે પૂર પાણીનાં, નહી જાશે કદી પાછાં;
વળ્યાં જે પ્રેમનાં પાણી, નહીં વ્હેશે કદી પાછાં.
તરંગો જોરથી કુદે, વળી જાશે તરત પાછા;
તરંગો અંતરે ઉઠયા, નહીં જાશે કદી પાછા.
પડયા દિવાલમાં કાંટા, મળી જાશે કદી પાછા;
પડયા જે માર્ગમાં કાંટા ન સંધાશે કદી પાછા.
પડેલા જખ્મ ખંજરના રૂઝાશે તે કદી પાછા;
પડેલા જુલ્મના ઘા તે ન ભૂલાશે કદી પાછા.
પડયા જે મોતના મ્હોંમાં ઉભા થાશે કદી પાછા;
છતાં પણ બેવફાના ઘા ન ભૂસાશે ફરી પાછા."

---

પાત્રોને ગુજરાતી બોલતાં આલેખ્યાં છે તે જ મુજબ ગાનાર વ્યક્તિ જે ગીત ગાઈ રહી હતી તેનો ભાવાર્થ કવિ વસંતના ઉપલા સુંદર કાવ્યમાં પુરેપુરો સમાઇ જાય છે તેથી તે અત્રે ઉતારી લેવાની લાલચ અમે રોકાણી નથી શકયા.

ગીત સમાપ્ત થયું. નવકુમારના હૈયામાં મોટો ચીરાડો પડયો. આ વ્યક્તિનો સ્વર પરિચિત લાગતો હતો, પણ અવાજ મકાનની અંદરથી આવતો હતો. એટલે તે કોણ હતું તેની કલ્પના થઇ શકતી નહોતી. તે માત્ર એક જ વાત સિદ્ધ કરી શકયો કે ગાનાર વ્યક્તિ એક કોમળ અવાજવાળી અબળા હતી અને તે અવાજ તેની કપાલકુંડલાને મળતો આવતો હતો. પણ જે રીતે તે બાળા કાવ્યને લલકારીને ગાતી હતી અને તેના શબ્દોમાં જે ભાવાર્થ સમાયલો હતો તે જ જો તે મનોહર ગાનારના અંતરનો દઢ નિશ્ચય હોય અને તે જો કપાલકુંડલા જ હોય તો પોતાનો ઘોર અપરાધ કાંળાતરે પણ તે ક્ષમા કરે એવી આશા નવકુમારે તજી દીધી. આવા પ્રકારના તર્કવિતર્કમાં તે ગુંથાયો હતો એવામાં ફરીથી તે બાળાના ગાવાનો અવાજ આવ્યો. આ ગીત પણ પ્રથમના જેવું જ દર્દમંદ અને હૃદયને શોકસાગરમાં ડુબાવી દે એવું હતું. તે ગીતનો ભાવાર્થ નીચે પ્રમાણે હતો:—

"ધરી છે જીંદગી ખોળે, ન આપો તો નથી પરવા!
મળી છે આફતો ટોળે, ન કાપો તો નથી પરવા!
ગણી આધાર આશાના, મળ્યા બાલા નિરાશના;
ભલે આડાં ધરી બ્હાનાં, ઉથાપો તો નથી પરવા.
કરે જે સત્યનો દાવો, મરી તે પાળતા કોલો;
દીધેલા બાપના બોલો, ન પાળો તો નથી પરવા.
સહી મુશ્કિલ મુશિબતને, હઠાવી દિલની હિંમતને;
કદિ મહોબતની કિંમતને ન આપો તો નથી પરવા.
જીગર સાથે જડી સાંધો, વિસાર્યા સ્નેહ સંબંધો,
જડેલા લોહના બંધો ન કાપો તો નથી પરવા.
ઉખેડી મૂળથી પાયા, ઠગાવી મહેલની કાયા;
કૃપાની શિર ઉપર છાયા, ન સ્થાપો તો નથી પરવા.
કરેલી સાધના ખૂટી, ગજબની ગર્જના છુટી;

હૃદય સર્વસ્વને લૂંટી, સતાવો તો નથી પરવા.
પડી છે તે પડે પૂરી, ગતિ એથી અધિક બૂરી;
બળી પેઠા પછી ઓછા, ન તાપો તો નથી પરવા.
સહ્યું તેના સ્મરણથી શું? મરેલાને મરણથી શું?
વહ્યું તે વિસ્મરણથી શું, ન છાપો તો નથી પરવા!"*

ગાન પુરૂં થયું. આ વેળાએ તો નવકુમારનું હૈયું વશ ન રહ્યું. હવે તો જે તે નક્કિ કરી નાખવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો અને તે મકાન તરફ આગળ વધ્યો. તે મકાનની નજીક પહોંચ્યો. એટલામાં બારીમાંથી તે ચંદ્રવદના સુંદરીએ બહાર જોયું. અચાનક નવકુમારની આંખ તે સુંદરીની આંખો સાથે મળી ગઇ. નવકુમાર ફક્ત ઉચ્ચ સાદે

"કપાલકુંડલા!"

એટલા જ શબ્દો વિહ્વળ ચિત્તે બોલી શક્યો. છેલ્લા બે દિવસનો સતત્ પરિશ્રમ, અંતરનો દારૂણ સંતાપ, અને સર્વ પ્રકારના ઉશ્કેરાટથી તે હવે વધારે વાર પોતાને જાળવી ન શક્યો. કેવળ ઉપરના એક જ શબ્દનો ઉચ્ચાર કરી તમ્મર ખાઈ જમીન ઉપર તે તુટી પડ્યો.

* * * *
* * * *
* * * *

ભલા વાંચનાર! આપણે અત્યારે અહીંથી ચાલી જવું નથી. અત્રે આગળ શું બને છે તે જ હાલ તો આપણે જોઈશું.

નવકુમારને પોતાનું નામ ઉચ્ચારતો જોઈને તે સ્ત્રીએ ચમકીને તે તરફ જોયું અને બિચારાને ધમ લઈને જમીન ઉપર તુટી પડતો

---

* ઉપરનું ગીત પણ પ્રથમ જણાવેલા ઉદ્દેશને અનુસરીને જ અત્રે ઉતારી લીધેલું છે અને તે પણ કવિ વસંતનું જ રચેલું છે.

જોઈને તે ઝડપથી તે સ્થળે આવી પહોંચી. આ રમણી તે કપાલ-કુંડલા જ હતી તે અમારા વાચકો સમજી તો ગયા હશે જ.

પોતાના પરમપ્રિય પતિનું મસ્તક પોતાના ખોળામાં લઇને કપાલકુંડલા આંખમાંથી ચોધાર આંસુ સારવા લાગી અને તેની સુશ્રુષા કરવા લાગી. સખત રીતે જમીન ઉપર પડવાથી તેને માથામાં વાગ્યું હતું અને તેમાંથી લોહી વહેતું હતું. તે ઉપરાંત હાથ પગ ઉપર પણ કેટલેક સ્થળે છોલાયું હતું. કપાલકુંડલા વહેલી વહેલી ઉઠીને ઘરમાં ગઇ. ઘરમાં બીજું કોઇ જ નહોતું. નવકુમાર કપાલ-કુંડલાને શોધી કાઢી ન શક્યો તેનું કારણ એ હતું કે કપાલ-કુંડલાનાં પાલક માતપિતા વારંવાર કાશીજી આવતાં હોવાથી તેમણે ગામથી દૂર પોતાની ખાસ જમીન ખરીદીને તે ઉપર પોતાનું જ મકાન બાંધ્યું હતું અને તે પ્રમાણે આ વખતે પણ તેઓ ત્યાં જ ઉતર્યા હતાં. આ જ કારણથી નવકુમાર કપાલકુંડલાને શોધવાને માટે આટલો બધો પ્રયત્ન કર્યા છતાં પણ શોધી શક્યો નહોતો. અત્યારે પતિપત્ની કાશીજીમાં દર્શનાર્થે ગયાં હતાં અને મકાનમાં કપાલકુંડલા એકલી જ હતી.

આપણું આ માનીતું વનકુસુમ આજની ઉંદરડી ને કસારીથી બ્હીતી અને પોતાને નાજુકમાં ખપાવવા માગતી સ્ત્રીઓના જેવું નહોતું. હાથમાં કે અંગમાં લોહી નીકળે ત્યારે હાથ તરછોડી ' ઓ બાપ રે ! ' ' ઓ મા રે એ ! ' કરીને ખોટી ખોટી બૂમો પાડી લોહી વધારે વહેવા દે એવી આ જંગલની જોગણ નહોતી. તે ઝપાટાબંધ ઘરમાંથી પાણી લઇ આવી. તે વતી નવકુમારનો ઘા સાફ કરી નાખ્યો તથા જાાં તેમ જ એવી જ ચાંજો ત્યાં વળગાડી લઈને લોહી વહેતું બંધ કરી નાખ્યું.

હજુ સુધી નવકુમારનો દેહ સંજ્ઞાહીન જ હતો. નવકુમાર બેભાન અવસ્થામાં પણ દુઃખના દીર્ઘ નિઃશ્વાસ નાખતો હતો તે તથા




પોતાના પરમ પ્રિય પતિનું મસ્તક પોતાના ખોળામાં લઇને કપાલકુંડલા આંખમાંથી ચોધાર આંસુ સારવા લાગી. પૃષ્ઠ ૨૧૪.

તેનો થાકી ગયેલો અને ફીક્કો પડી ગયેલો સુંદર દેહ જોતાં કપાલકુંડલા સમજી ગઇ કે અત્યારે તેના હૃદયમાં કેટલી મનોવેદના થઈ રહી હશે. કપાલકુંડલા સ્વામીના સુંદર મુખને નીચી વળીને વારંવાર ચુમવા લાગી. તેની આંખમાંથી પણ આંસુનો અસ્ખલિત પ્રવાહ વહેવા લાગ્યો.

ચુંબનનો પ્રભાવ અદ્વિતીય છે. ભુખ્યાને અન્ન, તૃષાતુરને જળ અને લોભીયાને ધનના ઢગલા મળે તેથી પણ અધિક સંતોષ ચુંબન લેનાર અને દેનારને થાય છે. ધન લેનારને સંતોષ થાય છે, દેનારને નથી થતો. આપનારને અસંતોષ અને લેનારને સંતોષ હોય છે. પણ ચુંબન તો આપનાર અને લેનાર બન્નેને સંતોષ દે છે અને નવાઈની વાત એ છે કે ગમે તેટલા વધારે પ્રમાણમાં તેની આપ લે કરો પણ તેનો ખજાનો ખુટી નથી પડતો! ચુંબન! તેનો પ્રભાવ, તેની મહત્તા, તેનું ઐશ્વર્ય કેમ અને કેવી રીતે વર્ણવાય? તેનો અજબ મહિમા કેવી રીતે જણાવાય? અમારૂં પુસ્તક ચુંબનમીમાંસાનું નથી. નહીંતર અમે આ વિષય ઉપર ઘણું લખત.

આ જ ચુંબનના પ્રભાવને આધીન બનીને નવકુમારના દેહમાં ચૈતન્ય આવ્યું. આસ્તેથી તેણે આંખો ઉઘાડી સ્વપ્ન પણ વકી નહિ રાખેલી, અને જેની ક્ષમા કાળાંતરે પણ મળવી દુર્લભ એવી ખાત્રિ પોતાને થયેલી તેથી તદ્દન ઉલટી જ રીતે પોતાની પરમ પ્રિય કપાલકુંડલાના અંકમાં પોતે પડયો છે, તે પોતાની સુશ્રુષા કરી રહી છે, ચુંબન દઇ રહી છે, અને આંખમાંથી આંસુ વહી રહ્યાં છે. એ સર્વ જોઈને નવકુમારે આંખો ફરીથી વીંચી દીધી. આ અદ્ભુત કૃતિ એ સ્વપ્ન હતું કે સત્ય હતું તેની પ્રતીતિ તેને ન થઇ શકી. પણ આંખો વીંચ્યા છતાંય કપાલકુંડલાની મમતાનો તો અનુભવ તેને થયો જ, અને ત્યારે જ તેની ખાત્રિ થઇ કે આ દયાની દેવી, અને નિર્દોષ વનકુસુમ પોતાને ક્ષમા નહિ આપે એમ માનવામાં પણ પોતે ઘોર અપરાધ કર્યો હતો.

તેણે આંખો ખોલી નાખી. તે ઝટપટ કપાલકુંડલાના ખોળામાંથી ઉઠયો, જમીન ઉપર લાંબો થઇને કપાલકુંડલાને પગે પડતો તે અત્યંત દીન સ્વરથી તેને કહેવા લાગ્યો,–" કપાલકુંડલા ! તને વ્હાલી પ્રિયતમા ઈત્યાદિ સ્નેહ અને અંતરના ઉમળકાના સુખમય શબ્દોથી તારી પરવાનગી સિવાય સંબોધવાનો મને અધિકાર નથી. ગઇ ગુજરી યાદ કરતાં મને કમટમી ઉપજે છે અને મારાં અઘોર વર્તનને અત્યારે સંભારી તને વધારે કષ્ટ આપવા ઇચ્છા નથી. મારે તો એટલું જ કહેવું રહ્યું છે કે મેં એક નિર્દોષ વનકુસુમને મારા પાપી પગના પ્રહારથી ખુંદીને કચડી બચડી નાખ્યું છે. તે વનકુસુમની નિર્દોષિતા અને સદ્ ગુણોનો પ્રભાવ મારા જેવા મહામૂર્ખથી ન જાણી શકાયો. હવે તે માટે તે વનકુસુમની ક્ષમા માગવાનો પણ મને અધિકાર તો નથી જ. છતાં પણ વનકુસુમ તો હમેશાં કોમળ અને મુલાયમ જ હોય છે. તેથી મારા હૃદયમાં અત્યારે થઇ રહેલી અસહ્ય યંત્રણાથી તેને અવસ્ય દયા આવશેજ. એ વિચારથીજ હું અત્યારે ક્ષમાને માટે અભ્યર્થના કરી રહ્યો છું બોલ : કપાલકુંડલા ! મૃણમયી ! મને કેવળ એક જ વાર કહી દે કે તેં મને ક્ષમા આપી છે? બીજું માગવાનો મારા જેવા પિશાચને અધિકાર નથી. તારા મુખથી મને એટલા જ શબ્દો કહી દે. પછી તને અંતરાય રૂપ નહિ થાઉં. તારી વનકુસુમની નિર્દોષ જીંદગી તું સુખે ભોગવજે. ગંગામૈયાના પવિત્ર ગોદમાં હું સ્થાન લેવા સદાને માટે અહીંથી વિદાય થઈ જઇશ; અને તે વેળાએ કેવળ એટલી જ પ્રાર્થના ઈશ્વર પાસે કરીશ કે ઓ ભગવાન ! આ જન્મમાં મને અધિકાર નહિ છતાં જે સુંદર કોમળ કુસુમ આપે આપ્યું હતું તેનો ઉપયોગ કરવામાં તેનું જતન કરવામા હું નાલાયક નિવડયો છું. મારી નવી જીંદગીમાં મને મારૂં એ જ વનકુસુમ પાછું આપજે અને હું તેને લાયક નિવડું એમ મને બનાવજે! કપાલકુંડલા ! મને એક જ વાર કહી દે કે તેં મને ક્ષમા કરી છે."

નવકુમાર આ સર્વ બોલતો હતો તે વખતે કપાલકુંડલા ઉઠીને દૂર ઉભી રહી હતી. તે હવે ઘુંટણીયે બેસીને નવકુમારને આસ્તેથી ઉઠાડીને કહેવા લાગી,—" પ્રિયતમ! મારા સહૃદય અને નમ્ર સ્વામી! તમે કાં સંતાપ કરો છો? શા માટે આવું બોલી મને અકળાવો છો? પ્રાણેશ્વર! તમારો અપરાધ! હું તો કયાંય પણ તમારો અપરાધ નથી જોતી. જે બની ગયું તેમાં વાસ્તવિક રીતે તો મારો જ વાંક હતો. વ્હેમનાં બીજ રોપવાનાં તમામ કારણો તો મેં જ ઉત્પન્ન કર્યા હતાં. પછી તમારો શો વાંક? છતાં પણ વ્હાલા! જો આપને એમ લાગતું હોય કે તમારો પણ એમાં કાંઇ વાંક છે, તો કેવળ તમારા સંતોષને ખાતર જ હું એટલું જણાવું છું કે હું ગઈ ગુજરી કયારનીયે ભુલી ગઇ છું અને રાતદિવસ પરમાત્મા પાસે મારા સ્વામીનું સદા મંગળ થાય એવી પ્રાર્થના કરી રહી છું. વ્હાલા! મને ન દોષમાં નાખો, તમે ઉઠો, હું તમારી જ છું. તમે જો મને લઈ જવા માગતા હો તો હું આવવાને તૈયાર છું. મને તો કાંઇ પણ રાગદ્વેષ છે જ નહિ. તમે મને હવે ન અકળાવો! ઉઠો; વ્હાલા! ઉઠો હું તમારી જ અને જીવનના અંત પર્યંત તમારી જ રહીશ!"

નવકુમાર ઉઠયો, કપાલકુંડલા તરફ હાથ લંબાવ્યા. હજુ પણ તે કપાલકુંડલાથી બ્હીતો હતો. કપાલકુંડલા તેના મનની મુંઝવણ સમજી ગઇ. તે નવકુમારના લંબાવેલા હાથમાં જઈ પડી. સ્વામીના કંઠમાં પોતાના બન્ને હાથો વીંટાળી દીધા, મુખ ઉચું કરીને સ્વામીની આંખો તરફ આતુર નયને તે જોવા લાગી. તે સુકોમળ ચંદ્રવદનાની ચંદ્રસમી કાંતિવાળા મુખ ઉપર નવકુમારે સંતોષ, આનંદ, અને સુખનું મધુરૂં ચુંબન કર્યું, કપાલકુંડલાને જોરથી પોતાના બાહુ—હૃદયમાં કચડીભચડી નાખી, અને બન્ને વચ્ચે અરસપરસના ખુલાસાઓ થયા. નદીમાંની તદ્દન બેભાન અવસ્થામાં પોતે યશીપુર આગળ કેવી રીતે નીકળી હતી અને

તેના પાલક માતપિતાના હાથ તળે તે શી રીતે જઈ પડી હતી તે સર્વ કપાલકુંડલાએ કહ્યું. નવકુમારે પણ સર્વ વાતો કરી. પછી તેઓ બીજી વાતો કરવા લાગ્યાં.

તમે મને પૂછો છો: કે તેઓ બીજી શી વાતો કરવા લાગ્યાં ? વાહ! એ તે તમારો બિચારા લખનાર ઉપર કેવો જુલમ! એ જુલમ આગળ તો જાલીયનવાળા બાગના શુરવીર (!) સેનાની (!!) નો જુલમ પણ ઓછો કહેવાય!!! તમે તમારી હાથે જ તેની કલ્પના કરી લો, તમારા મનમાં જ વિચારી લો કે તેઓએ તે પછી શી વાતો કરી. અમે તો તમને એટલું જ કહીશું કે લાંબા વખત સુધી આવી રીતે તેઓ એકબીજાની સાથે વાતોમાં મશગુલ હતાં એટલામાં કપાલ-કુંડલાનાં પાલક માતપિતા ત્યાં ગાડીમાં આવી પહોંચ્યાં તેની પણ ખબર તેમને ન પડી. તેઓ પણ પોતાની ઉન્માદિનીના આ વિચિત્ર વર્તનથી નવાઇ પામ્યાં.

પછી સર્વ ખુલાસો થયો અને સર્વ અંતઃકરણથી પ્રસન્ન થયાં.

## પ્રકરણ ૧૪ મું.

### વનકુસુમનો વિકાસ અને પૂર્ણાહુતિ !

" ગળા સુધી ભરેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો !
હૃદય રંગે રસેલો આ, લીઓ કોઇ પ્રેમનો પ્યાલો !
અમીઝરણાં ઝરે જેમાં, રસો મીઠા ઠરે તેમાં;
પ્રભુએ પીરસેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો !
ભિંજાવ્યો ભાવનાઓમાં, જમાવ્યો કંઇ જમાનામાં;
સુધાધારે ધરેલો આ, લીઓ કોઈ પ્રેમનો પ્યાલો ! "

વસંત.—

હર્ષ હિન્દોળે ઝુલે, દમ્પતી હર્ષ હિન્દોળે ઝુલે;
પ્રભુ ઝુલાવ્યાં ઝુલે, દમ્પતી હર્ષ હિન્દોળે ઝુલે.
થનગન થનગન આનન્દમદમાં મયુરમયુરી કુદે; દમ્પતી.
લગ્ન-જીવનનાં લલિત સુખોમાં, અન્ય સહુ કદી ભૂલે; દમ્પતી.
એ દમ્પતીનાં પાવન પગલે પ્રકાશ પ્રસરે ગૃહે; દમ્પતી.
રસહીણા સૂકા સંસારે સ્નેહ સુધારસ પૂરે. દમ્પતી.
કૈં કૈં કોમલ જીવન કલિકા, દમ્પતી સ્પર્શે ખુલે; દમ્પતી.
વિકસેલાં પણ કૈં કૈં કુસુમો, નવજીવનથી સ્ફુરે. દમ્પતી.
વિશ્વવાજીંત્રનાં ભવ્ય ગીતોમાં નિજ સુર એ પણ પૂરે, દમ્પતી.
વિશ્વસેવાના દિવ્ય રાસમાં પ્રેમલ બેલડાં ઘુમે: દમ્પતી.

—સ્નેહાંકુર.*

" Love free as air, at sight of human ties,
Sperads his light wing, and in a moment flies,
To sink the Love of the Human in the
Love of the Divine."

—" Love letters of Abelard and Heloise.

" Love rules the court, the camp, the grove,
" And men below, and saints above,
" For Love is Heaven, and Heaven is Love."

—Sir W. Scott.

* આ સુંદર ગીત સુરતના ઝવેરી ફુલચંદ કસ્તુરચંદની પુત્રી સૌ. સરસ્વતીના લગ્ન પ્રસંગે બાલિકાઓમાં વહેંચવાને છપાવેલી એક ચોપડીમાંથી લીધું છે.

આપણી વાર્તાનો અત્રે છેડો આવે છે. હવે ઝાઝું કહેવાનું રહ્યું નથી. કપાલકુંડલાનાં પાલક માતાપિતાએ નવકુમારને ઓળખ્યા પછી તેઓ સર્વ યશીપુર શી રીતે આવ્યા, ત્યાંથી નવકુમાર અને કપાલકુંડલા સપ્તગ્રામમાં પોતાના ઘરમાં શી રીતે ગયા તથા ઉમાપતિ અને મુક્તકેશીનાં લગ્ન શી રીતે થયાં તે બાબતો નાની નાની છે અને તે માટે આપણે હવે વધારે વખત ગુમાવીશું નહિ.

સપ્તગ્રામમાં પોતાના નાનકડા મકાનમાં રાત્રિના વખતે એક સુકોમળ ઉજ્જવલ શય્યા ઉપર આપણે નવકુમાર અને કપાલકુંડલાને બેઠેલાં જોઇએ છીએ. તેઓ શી વાતો કરે છે તેની સાથે હવે આપણને કામ નથી. પોતાનાં ખરાં માતપિતાની પૂર્ણકેશી, કાપાલિક અને પૂજારીની કપાલકુંડલા, નવકુમાર અને શ્યામાસુંદરીની માનેતી મૃણ્મયી, પોતાનાં પાલક પિતામાતાની " ઉન્માદિની, " અને અમારા વાચકોનું માનીતું વનકુસુમ અત્યારે સ્વામીના સ્નેહમાં, શહેનશાહ જહાંગીર તરફથી મળેલી જાગીરના ઐશ્વર્ય અને સમૃદ્ધિમાં, અત્યંત સુખી અને સંતોષી છે. વનકુસુમનો પૂર્ણપણે વિકાસ થયો છે, અને સ્વામીની શીળી છાયામાં વનકુસુમની મધુરી પરિમલ સર્વ સ્થળે ફેલાઇ રહી છે.

પોતાના બાહુ વડે કપાલકુંડલાના કેશકલાપ સાથે રમત કરતો કરતો નવકુમાર બોલ્યો,—" પ્રિયતમે ! આપણા પુનર્મિલનને ત્રણ માસ જેટલો વખત વીતી ગયો. અત્યારે ગઇ ગુજરી વાતોનાં તો માત્ર સ્વપનાં જ રહ્યાં છે. વ્હાલી ! પણ એ સર્વ છતાં મારાથી તારે લાયકનું ન નિવડી શકાયું એ મારો અપરાધ મને બહુ સાલ્યા કરે છે, અને મને લાગે છે કે મારા જીવનના અંત પર્યંત તે સાલ્યા કરશે. મારા ભોળા વનકુસુમ ! પરમાત્મા પાસે હું હજુ પણ દરરોજ પ્રાર્થ-

ના કરૂં છું કે મારૂં હૃદય તારા સરખું ઉન્નત અને ઉજ્જવલ બનાવે. કપાલકુંડલા ! મારી મૃણ્મયી ! તું દયાની દેવી છે. મેં તારા તરફ જે ક્રૂર વર્તન ચલાવ્યું તેના બદલામાં મારી સાથે તેં જે ભલાઇ વાપરી છે તે મારાથી નથી વિસારતી! પ્રિયે ! પારકાને પણ તું પોતાનાં બનાવી શકે છે, યશિપુરના શ્રીમંત જાગીરદાર અને તેમનાં પત્ની સાથે તું માત્ર એક આશ્રિતા તરિકે રહી હતી. છતાં પણ તેમની સર્વ સંપત્તિ તને તથા તારાં સંતાનોને તેમણે વગર સરતે આપી છે. તારા હૃદયની વિશાળતાનું જ આ પરિણામ છે. તારે લાયકનો હું શી રીતે થઈ શકીશ એ મારા મનની મોટામાં મોટી ચિંતા છે. "

સ્વામીની સોડમાં વધુ નિકટ લપાઇને પોતાનું મુખ ઉંચું કરી, વિશાળ નેત્રોમાંથી સ્નેહ, સૌંદર્ય અને શાંતિનાં કિરણો વરસાવતી, કપાલકુંડલા બોલી,–"ન બોલો, મારા નાથ ! એમ ન બોલો. તમે વિના કારણ તમને પોતાને એવા માનો છો. મને તો તેમાંનું કાંઇ પણ નથી લાગતું. પ્રિયતમ ! તમારા તો ચર્ણની પણ રજ થવાને હું લાયક નથી. મને તમે આવું કહો તે ન છાજે. આથી તો તમે મને પાપમાં નાખો છો. વહાલા ! વધારે શું કહું ?

"તું છે ગગન વિસ્તીર્ણ તો હું એક તારક ક્ષુદ્ર છું,<br>
તું છે મહાસાગર અગમ હું એક ધારા ક્ષુદ્ર છું;<br>
તું છે મહાનદ તુલ્ય તો હું એક બુંદ સમાન છું,<br>
તું છે મનોહર ગીત તો હું એક તેનું તાન છું.<br>
તું છે સુખદ ઋતુરાજ તો હું એક અલ્પ કુસુમ છું,<br>
તું છે અગર દક્ષિણ–પવન તો કુસુમની હું ધૂળ છું;<br>
તું છે સરોવર અમલ તો હું એક તેનું મીન છું,<br>
તું છે પતિ હું પત્ની તુજ તન અંકમાં આધીન છું.<br>
તું અગર સર્વાધાર છે તો એક હું આધિય છું,<br>
આશ્રય મને છે એક તારો, શ્રેય મા અશ્રેય હું;

તું છે અગર સર્વેશ તો હું એક તારી દાસ છું.
તુજને નહિ હું ભૂલતી, હું દૂર છું કે પાસ છું.
તું છે પતિતપાવન પ્રકટ તો પતિત હું મશહૂર છું,
છળથી તને છે જો ઘૃણા, તો હું કપટથી દૂર છું;
જો ભક્તિની છે ભૂખ તુજને તો મને તવ ભક્તિ છે,
અતિ પ્રીતિ છે તારા ચરણમાં, પ્રેમ છે, આસક્તિ છે.
તું છે દયાનો સિન્ધુ તો હું પણ દયાનું પાત્ર છું,
કરુણેશ તું છે નાથ મ્હારો ! હું ય કરુણા માત્ર છું;
તું દીનબન્ધુ છે પ્રસિદ્ધ તો દીનથી પણ દીન હું.
તું નાથ ! નાથ અનાથનો, અસહાય હું અતિ દીન છું;
તવ ચરણ અશરણ શરણ તો મુજને શરણની ચાહ છે,
તું શીતકર છે દગ્ધ છે, તવ હૃદય મમમાં દાહ છે.
તું છે શરદ-રાત્રી શશિ, મમચિત્ત-ચાહ-ચકોર છે
તું છે કુસુમાકર ઋતુમાં, વનકુસુમનો મોદ છે.
તું છે દિવાકર તો કમલ હું, જલદ તું હું મોર છું,
સહુ ભાવનાઓ છોડીને હું કરી રહી અહીં શોર છું;
મુજમાં સમાઇ જા પ્રીતમ તો જીવન મમ આ ધન્ય છે,
જેથી પુનઃ નવ કોઇ કહે હું અન્ય છુ તું અન્ય છે ! ”

ગાન પુરૂં કરીને અતિ કોમળ સ્વરથી કપાલકુંડલા બોલવા લાગી,-“ વ્હાલા ! એક ભક્ત દીન વદને પરમાત્માની પ્રાર્થના કરી રહ્યો હતો. તે ગીતને સહેજ ફેરફાર સાથે મારા પ્રભુનાં ચર્ણોમાં મેં સમર્પ્યું છે. તે તમને ગમશે, પ્રિયતમ ? ! ”

જવાબમાં નવકુમારે કપાલકુંડલા તરફ જે દૃષ્ટિથી જોયું તે દૃષ્ટિમાં જ સર્વ ભાવ સમાઈ જતો હતો.

* * * *

સપ્તગ્રામમાં જ એક બીજા એવા જ સુંદર મકાનમાં રાત્રિના પ્રહરે મધુર અને કોમળ કંઠે ગીત ગાઇને આ સંસારને સ્વર્ગસમ

પેલું કોણ બનાવી રહ્યું છે? ચાલો વ્હાલા વાંચનાર ! હવે જરાક ત્યાં-ની પણ મજાહ ચાખી આવીએ ! અતીશય દીલ બ્હેલાવનારા તીક્ષ્ણ પણ મધુર કંઠે એક નવોઢા સુંદરી નીચેનું ગીત ગાઈ રહી હતીઃ—

" લગની મને લાગી રે ! જ્યોતિ ઉરે જાગી રે !

જોગી જોતી જાદવા ! હોજી.

માયા મન ! ત્યાગીરે ! ભીતિ બધી ભાગી રે ! જોગી૦

સાખી.

જ્યાં જ્યાં ફરતી આંખડી, ત્યાં ત્યાં મ્હારો કાન !

જગલીલા રાધા બની, ઘેલી કરતી ગાન.

એ ગેબી વીણા વાગી રે ! જાગી જોતી જાદવા ! હોજી.

સાખી.

પૃથ્વી આ મથુરાં બની, કુમતિ કુબજા નાર;

વ્હાલાના પદસ્પર્શથી, થઇ લક્ષ્મી અવતાર.

ભાવે ભકિત માગી રે—જાગી જોતી જાદવા ! હોજી.

સાખી.

મનુબાળો ગોવાળિયા, ગોપી થઇ સૌ નાર,

ભેદ ભૂલી સંસારનાં, રસ ઝીલે એક તાર.

રંગે અનુરાગી રે !—જાગી જોતી જાદવા ! હોજી.

ઉર ઉન્હાળે આવતી, નવલી મીઠી વસંત !

તૂટયો તંત જગત તણો, દુઃખનો આવ્યો અંત.

હું પ્રભુ પાય લાગી રે !—જાગી જોતી જાદવા ! હોજી."

ઉપરનું સુંદર ગીત સમાપ્ત થતાં જ એક જણ બોલી ઉઠયું,— "સાબાશ ! સાબાશ ! મારી મુકતકેશી ! કેવું સુંદર અને ભાવપૂર્ણ ગાન ! ખરેખર તેણે મને અત્યંત આનંદ આપ્યો છે. આજ તો તું ખરા રંગમાં આવી ગઇ છે."

છેલ્લા એક માસ થયાં ઉમાપતિ અને મુક્તકેશીનાં લગ્ન ધામધુમથી થયાં છે અને મુક્તકેશી ઉપર જણાવ્યું તેમ પોતાના પતિગૃહે આનંદમાં મ્હાલી રહી છે.

* * * *

શ્યામાસુંદરી પોતાના પતિગૃહે નવદ્વીપમાં આનંદે મોજ કરે છે. નવકુમાર સરખો જાગીરદાર જેનો જમાઇ અને લાખો રૂપિયાની વારસ જેની પુત્રી એવા ભાગ્યશાળી પિતાને હીજલીના તેના ગ્નાતીલાઓએ હવે ગ્નાતીવિમુખ રાખવાનું યોગ્ય ધાર્યું નહિ. પૈસાની રહેમાં જેમ અનેક ખુશામતનાં ખોળીયાં તણાય છે તેમ જ આ લોકો પણ તણાયા. પૈસા એ ચીજ જ એવી છે. ગ્નાતીબહિષ્કારની મોટી મોટી વાતો અને આડંબર કરનારા મીઠાબોલા ચાપલુસીખોરો હવે એકદમ કાલિદાસ ભટ્ટાચાર્યનો પક્ષ કરવા લાગ્યા અને છેવટે તેમને માન આબરૂથી ગ્નાતીમાં લેવામાં આવ્યા.

આ સર્વ જોઇને પૂજારીને પણ અત્યંત આનંદ થયો અને તે ફરીથી હીજલીના વનમાં માતાજીની સેવામાં પોતાનું જીવન અર્પણ કરવા ચાલ્યો ગયો.

ઉમાપતિના ગુમ થયેલા નાના ભાઈ ગોપાલ ઉર્ફે દિલાવરે આ અરસામાં રહીમની આખી ટોળીને સપડાવી દીધી હતી, તેના બદલામાં શાહેનશાહ તરફથી તેને તથા ઉમાપતિને ઉંચો હોદ્દો રાજ્યમાં—બંગાળામાં જ મળ્યો હતો અને અમુક ઉત્તમ જાગીર પણ મળી હતી. રહીમ અને તેની ટોળકીનાં અઘોર કૃત્યો સાબીત થવાથી તેમને મોતની શિક્ષા કરવામાં આવી અને બંગાળાની પ્રજા આ ઘોર અત્યાચારીઓના હાથમાંથી છુટી. ગોપાળ પણ એક કુલિન કુટુંબની સ્વરૂપવતી બાલિકાને પોતાની પત્ની બનાવીને સપ્તગ્રામમાં જ એક જુદું ઘર લઇને રહ્યો છે.

આવી રીતે સમગ્રામ, નવદ્વીપ, ગોપાળપુર, એ સર્વ સ્થળે અત્યારે આપણી વાર્તાનાં પાત્રો અને તેમનાં સંબંધીઓમાં આનંદ આનંદ ફેલાઇ રહ્યો છે. હવે આગળ કશું કહેવું બાકી નથી રહ્યું. સુખ અને આનંદમાં વિહરતાં અમારા વાચકોના માનીતા વનકુસુમ અને તેને અંગે બીજાં સર્વ પાત્રોથી છુટા પડતાં જેમ મને મનમાં વસવસો થાય છે, તેમ એ વ્હાલાંઓથી વિદાયગીરી લેતાં અમારા વાચકોને પણ સ્હેજ દીલગીરી થતી હોવી જોઇએ એમ મને લાગે છે.

પણ તેમના દુઃખનો અંત આવ્યો છે. તેઓ સુખમાં મહાલે છે. એક વાર ફરી.

**सुखस्यानन्तरं दुखं दुःखस्यानन्तरं सुखम् ।**
**चक्रवत् परिवर्तन्ते दुःखानि च सुखानि च ॥**

એ સુત્રનું સમર્થન થયું અને હવે બાકી કાંઇ પણ રહેતું ન હોવાથી મારા ભલા અને વિવેકી વાચકોએ અત્યારસુધી લીધેલા વાંચવાના શ્રમ માટે તેમનો અંતઃકરણપુર્વક ઉપકાર માની.

" ગૃહે સજ્જનો સાર શોધી બધેથી,
વળી દુર્જનો છિદ્ર શોધે ખુશીથી;
રૂડા હંસ લે દુધનો સાર કાઢી,
ભુંડા કાગડા ચાંદુ શોધે અનાડી. "

એ કથનાનુસાર ફક્ત આ વાર્તામાં તેમને રૂચે એટલું ગ્રહણ કરી, અન્ય સર્વ માટે મને ક્ષમા કરશે એવું ઇચ્છી, તેમની રજા લઉં છું; અને જીવન, તકદીર અને કાંડામાં શાકત ફરીથી યારી આપે અને મારા વ્હાલા વાચકો આગળ ફરીથી દેખાવ કરવા ભાગ્યશાળી થાઉં ત્યાં સુધી તો

**वंदे मातरम् ।**
God bless the Motherland!

**સમાપ્ત.**